રસિક નવલકથામાળા. પુસ્તક ૨ જુ.

# આગ્રાના ખજાનાનો ભેદ.

( અદ્ભુત ડિટેક્ટિવ નવલકથા. )




લેખક,

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ,

વઢવાણ સીટી.



પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ,

વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. સંવત ૧૯૭૮

મૂલ્ય રૂ. ૨.

# પ્રકાશકનું નિવેદન.

"રસિક નવલકથામાળા" નું આ દ્વિતીય પુસ્તક પ્રકટ થાય છે. આ પુસ્તક 'ચમત્કારિક ખૂન' કરતાં પણ વિશેષ રસિક છે. રસિક નવલકથામાળાની યોજના જાહેર કરતાંની સાથેજ સુજ્ઞ અને રસિક સજ્જનો તરફથી તેનો સારો સત્કાર થયો છે અને હજી બે માસ પણ થયા નથી તે પહેલાંજ લગભગ ૨૫૦ ગ્રાહકો થયા છે. એથી મને લાગે છે કે આપણામાં વાંચવાનો શોખ છે, જ્ઞાનપ્રાપ્તિની અભિલાષા છે; પરંતુ તે શોખને, તે અભિલાષાને સારાં અને સસ્તાં પુસ્તકોદ્વારા પોષવાં તે પુસ્તકપ્રકાશકનું કામ છે. આજ સુધીમાં ગુજરાતી ભાષામાં પ્રકાશમાં આવેલી આવી માળાઓના પ્રમાણમાં, હું નમ્રતાપૂર્વક જણાવું છું કે આ માળાનાં પુસ્તકોની કીમત એકંદરે સસ્તી છે. એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે અગાઉ કાગળો તથા મજુરીના જે ભાવ હતા તેના કરતાં અત્યારના ભાવ બમણા કરતાંયે વધારે છે; તેમ છતાં પણ હું આવું સાહસ ખેડી શકું છું તે મારા રસજ્ઞ ગ્રાહકોના ઉત્તેજનનું પરિણામ છે. જો ગ્રાહકોની સંખ્યા એક હજારથી ઉપરની થઇ જાય તો મારી ઇચ્છા એવી છે કે પ્રિન્ટિંગ પ્રેસ તથા પુસ્તકો બાંધવાનું ખાતું પોતાનું જ રાખીને પુસ્તકો તૈયાર કરવાં. અત્યારે પુસ્તકો અમદાવાદમાં છપાવવાં પડે છે, કેમકે તે સિવાય અન્ય સ્થળે તમામ પ્રકારની અનુકુળતા મળતી નથી. અમદાવાદ છપાવવામાં કેટલીક અગવડ પડે છે, ઢીલ થાય છે અને ખર્ચ પણ વધે છે. જો મારૂં પોતાનું પ્રેસ હોય તો હું આથી પણ સસ્તી કીમતે પુસ્તકો આપી શકું એમ માનું છું. મારી એ ઇચ્છા પૂર્ણ કરવી તે મારા ગ્રાહકોના હાથમાં છે.

વઢવાણ સીટી. | પુંજાલાલ ભગવાન પારેખ.
તા. ૨૨–૫–૨૨ |

# પ્રસ્તાવના.

ડિટેક્ટિવ શેરલોક હોમ્સને લગતી પહેલી નવલકથા આજથી બે માસ પહેલાં 'ચમત્કારિક ખૂન,' એ નામથી પ્રકટ થઇ ચૂકી છે. આ શેરલોક હોમ્સમાળાની બીજી વાર્તા છે. જેમણે પહેલી વાર્તા વાંચી હશે તેઓ આ બીજી વાર્તા વાંચતાં જાણે છૂપી પોલિસની ચાલાકી અને બુદ્ધિચાતુર્યના ભેદમાં ઊંડાને ઊંડા ઉતરતા હોય એમ તેમને લાગશે. શેરલોક હોમ્સને લગતી બીજી વાર્તાઓ પણ એકએકથી ચડીયાતી અને રસિક છે.

આપણી ગુર્જર ભાષામાં ડિટેક્ટિવ વાર્તાઓ ઘણી પ્રકટ થઇ છે અને થાય છે; પરંતુ આ શેરલોક હોમ્સને લગતી વાર્તાઓ ખાસ વિશિષ્ટ પ્રકારની છે. આ વાર્તાઓ વાંચતાં આપણને એમ લાગે છે કે જાણે આપણે પોતેજ શેરલોક હોમ્સ અથવા ડૉ. વોટસન છીએ અને ગુન્હાના રહસ્યને ઉકેલવાનો યત્ન કરીએ છીએ. ડૉ. કોનન ડોઇલની આ પ્રકારની લેખનપદ્ધતિને લીધેજ આ પુસ્તકોને ઇંગ્લાંડમાં પોલિસખાતાનાં પાઠ્ય પુસ્તકોમાં સ્થાન મળ્યું છે. આ બીજા પુસ્તકનું ભાષાંતર પણ અગાઉ થઇ ગયું છે, પરંતુ તેને વગુંજ ટુંકાવી દેવાથી મૂળ લેખકના ઉદ્દેશને કાંઇ વગર ક્ષતિ પહોંચે છે. આવી વાર્તાના ભાષાંતરમાં કશો સુધારો વધારો કે ઘટાડો કરવાનું હું પસંદ કરતો નથી. શેરલોક હોમ્સને લગતું ત્રીજું પુસ્તક પણ છપાય છે. તે થોડા સમયમાં બહાર પડશે.

વઢવાણ સીટી.<br>તા. ૨૨-૪-૨૨

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# રસિક નવલકથામાળા

વાંચકોને વધારે સસ્તી કીમતે સારાં પુસ્તકો પુરાં પાડવાના હેતુથી આ નવલકથામાળાની યોજના કરી છે.

## નિયમો.

૧ પ્રવેશ ફી રૂ. ૧ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઈ શકાય છે. ફીની રકમ મનીઑર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી. ની સાથે વસૂલ કરવા જણાવવું.

૨ ગ્રાહક તરીકે કોઈ પણ વખતે ચાલુ થઈ શકાશે, પરંતુ ઓછામાં ઓછા એક વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ જો ગ્રાહક તરીકે રહેવાની ઈચ્છા નહિ હોય તોજ તેમની પ્રવેશ ફી તેમના ખર્ચે પાછી મળશે. એક વર્ષથી ઓછા વખતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશ ફી પાછી મળશે નહિ.

૩ આ નવલકથામાળાના ગ્રાહકો હશે તેમને નવલકથામાળાના તમામ પુસ્તકો **પોણી કીમતે મળશે.**

૪ હાલમાં દરેક વી. પી. બુકપોસ્ટ રજીસ્ટર કરીને મોકલવાનો પોસ્ટ ખાતાનો કાયદો છે તથા પોસ્ટેજનો ચાર્જ પણ અગાઉ કરતાં બમણો થયો છે; છતાં ગ્રાહકો પાસેથી હું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ લેવા ઈચ્છતો નથી. ફક્ત તેમણે મનીઑર્ડરનો ચાર્જ આપવો પડશે. એક પુસ્તક રવાના કરવામાં ખર્ચ વિશેષ આવતું હોવાથી બે ત્રણ પુસ્તકો સાથે પણ રજીસ્ટર વી. પી. બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

૫ ગ્રાહકોને પુસ્તક મોકલતાં વધુમાં વધુ આઠ દિવસ અગાઉથી ખબર આપવામાં આવશે.

૬ દર વર્ષે વધુમાં વધુ છ પુસ્તકો પ્રકટ કરવામાં આવશે, અને તે નવલકથામાળાના ગ્રાહકે ખરીદવાં પડશે જો કોઈ પણ ગ્રાહક વી. પી.

બુકપોસ્ટ પાછું ફેરવશે તો તેણે ભરેલી પ્રવેશ ફી જમે કરી, ગ્રાહકના લીસ્ટમાંથી નામ કમી કરવામાં આવશે.

૭ જો અમારા તરફથી એક વર્ષમાં ૭ કરતાં વધુ પુસ્તકો પ્રકટ થશે તો તે વધારાનાં પુસ્તકો લેવાની ગ્રાહકને ફરજ પાડવામાં આવશે નહિ. તેમની ઈચ્છા હશે તો તે તેમને પોણી કીમતે મળશે.

૮ નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ કાગળો, સુંદર છપાઈ અને પાકાં સોનેરી પુંઠાનાં રહેશે. કોઈ પણ પુસ્તક અપુર્ણ બહાર પાડવામાં આવશે નહિ. જો એકથી વધારે ભાગવાળું હશે તો તેના તમામ ભાગ સાથે બહાર પાડવામાં આવશે.

૯ નવલકથામાળાના ગ્રાહકો સિવાય બીજા સજજનોને નવલકથામાળાનાં તમામ પુસ્તકો પુરી કીમતે આપવામાં આવશે; ફક્ત રજીસ્ટર તથા પોસ્ટેજનો ચાર્જ લેવામાં આવશે નહિ.

૧૦ આજસુધી અમે ઘટાડેલી કીમતે પુસ્તકો આપતા, વખતે તેની સાથે ભેટનું પુસ્તક પણ આપતા; પરંતુ હવેથી તે નિયમ બંધ કરવામાં આવ્યો છે

૧૧ રસિક નવલકથામાળાનાં બહાર પડી ગયેલાં પુસ્તકો જો નવા ગ્રાહકોને લેવા હશે તો સીલીકે હશે તે પુસ્તકો ૧૨ાા ટકા કમીશનથી મોકલવામાં આવશે; રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ માફ.

સામે જણાવેલાં પુસ્તકો નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે પોસ્ટેજ તથા રજીસ્ટર ખર્ચ માફ. રૂ. ૧ પ્રવેશ ફી ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવો

પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

# અનુક્રમણિકા

# વાંચવા લાયક નવલકથાઓ.



| | મૂલ્ય. |
|---|---|
| | રૂ. આ. પા. |
| ચમત્કારિક ખૂન. | ૨–૦–૦ |
| આગ્રાના ખજાનાનો ભેદ. | ૨–૦–૦ |
| ભયંકર ભેદ ભા. ૧–૨. | ૩–૦–૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો. | ૨–૦–૦ |
| વેર વસૂલ !–ભાગ ૧ ( સચિત્ર ) | ૩–૦–૦ |
| વેર વસૂલ !–ભા. ૨ ( સચિત્ર ) | ૩–૦–૦ |
| વિચિત્ર જગત્ !–ભા. ૧ | ૩–૦–૦ |
| પ્રેમની ખુમારી–ભા. ૧. ( સચિત્ર ) | ૨–૮–૦ |
| પ્રેમની ખુમારી–ભા. ૨ ( સચિત્ર ) | ૩–૮–૦ |
| સૌંદર્ય–જ્વાળા–ભા ૧ ( બીજી આવૃત્તિ ) | ૨–૦–૦ |
| સૌંદર્ય–જ્વાળા–ભા. ૨ | ૧–૮–૦ |

આ સર્વ પુસ્તકો પાકાં સોનેરી પૂંઠાં, દળદાર કદ અને સુંદર છપાઇ તથા ગ્લેઝડ કાગળનાં છે. **રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર તથા પોસ્ટેજ માફ.**

**પુંજાલાલ ભગવાન પારેખ.**

**વઢવાણ સીટી.**

# આગ્રાનો ખજાનો.

## પ્રકરણ ૧ લું.

### કોકેનનું વ્યસન.

શેરલોક હોમ્સે શગડીની પેડલીના ખૂણા ઉપરથી એક પ્રવાહી મિશ્રણની શીશી લીધી અને એક સફાઈદાર મોરોક્કો ચ.મડાની નાજુક પેટીમાંથી 'હાઇપોડરમીક સીરીંજ'* કાઢી. પોતાની લાંબી, સફેદ અને ધ્રૂજતી આંગળીઓ વડે નાજુક અને બારિક સોયના જેવી એ પીચકારી પકડી રાખીને તેમાં પ્રથમ પેલું પ્રવાહી મિશ્રણ ભર્યું. તે પછી તેના ડાબા હાથના ખમીશનું કફ જરા ઉંચે ચડાવ્યું. થોડા વખત સુધી તે કાંઇક વિચાર કરતો તેના ઉઘાડા હસ્ત અને કાંડા તરફ જોઈ રહ્યો. પોતાના ડાબા હસ્તના જે ભાગ ઉપર તેની દૃષ્ટિ ઠરી હતી તે તમામ ભાગ ઝીણાં ઝીણાં છિદ્રોનાં ચિહ્નથી આચ્છાદિત થઈ ગયેલો હતો. એક પણ જગ્યા એવી રહી ગઈ ન હતી કે જ્યાં ન્હાનું ન્હાનું છિદ્ર પાડવામાં આવ્યું ન હોય. છેવટે પેલી પીચકારીની તિક્ષ્ણ અણી તેણે હસ્તના ખૂલ્લા ભાગમાં એક સ્થળે ખોસી દીધી અને પીચકારીનું ઉપલું ટોપકું દબાવવાથી તેની અંદરના

* પ્લેગની રસી મૂકવામાં ઉપયોગમાં લેવામાં આવે છે તેવી પીચકારી.

પ્રવાહીનો અમુક ભાગ હાથની અંદર દાખલ થયો. તે કાર્ય પૂર્ણ થયું એટલે તેના મુખ ઉપર સંતોષનું ચિહ્ન તરી આવ્યું અને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને તે મખમલ જડેલી હાથાવાળી ખૂરસીપર આડે પડખે થનો બેઠો.

ઘણા મહિનાઓ થયા હું દરરોજ ત્રણ વખત આ ક્રિયાને અવલોકતો હતો. પરંતુ એ પ્રમાણે સતત અવલોકન હોવા છતાંયે શેરલોક હોમ્સના એ નુકસાનકારક વ્યસન પ્રત્યેનો મારો તિરસ્કાર લેશ પણ ઓછો થયો ન હતો. બલ્કે દિવસાનુદિવસ એ દશ્ય પ્રત્યેના મારા તિરસ્કારમાં ઉત્તરોત્તર વધારો જ થતો ચાલ્યો હતો. વળી તેના એ વ્યસનના નુકસાનકારકપણા સામે તેની દષ્ટિ ખોલવાની હું આજ સુધી હિમ્મત કરી શકયો ન હતો, તેથી પણ મારૂં હૃદય મને ડંખ્યા કરતું હતું. શેરલોક હોમ્સના એક સ્નેહી તરીકે તેનું અણહિત થતું અટકાવવું એ મારી ફરજ હતી. ઘણી વાર મેં મારા મનમાં એવો નિશ્ચય કર્યો હતો કે તેને આ નુકસાનકારક વ્યસનથી દૂર રાખવાનો પ્રયત્ન કરવો. પરંતુ મારા મિત્રના શાંત અને બેદરકાર સ્વભાવમાં એવું કાંઇક રહસ્ય રહેલું હતું કે કોઇ પણ મનુષ્ય તેની સાથે વિશેષ છૂટ લેવાની હિમ્મત કરી શકે તેમ ન હતું. તેની અગાધશક્તિ, તેની સત્તાત્મક રીતભાત અને તેના બીજા કેટલાક અસામાન્ય ગુણોનો મને જે અનુભવ હતો, એથી પણ હું તેને યોગ્ય સલાહ આપવાના કાર્યમાં આગળ વધવાની હિમ્મત કરી શકતો નહિ.

પરંતુ તે દિવસે બપોરે ભોજનની સાથે લીધેલા એક પ્રકારના તીવ્ર મદ્યથી મારામાં આવેલી શક્તિને લીધે કિંવા તેના માપમાં થયેલા અતિરેકને લીધે, આ પ્રસંગ ઉપસ્થિત થયેલો જોઇને મને લાગ્યું કે હવે વધુ વખત મારાથી મૌન રહી શકાય તેમ નથી.

"આજે તમે શું લીધું?" મેં પ્રશ્ન કર્યો: "અફીણનું સત્ત્વ કે કોકેનનું?"

એ વખતે તે એક જૂનું પુસ્તક વાંચતો હતો. તેમાંથી દૃષ્ટિ ખસેડીને મારી સામે શાંતપણે નજર કરતો બોલ્યો: "આજે તો કોકેન લીધું છે. આ મિશ્રણમાં કોકેન સેંકડે સાત ટકા જેટલું છે. કેમ તમને લેવાની ઈચ્છા થાય છે કે શું?"

"ના ના, કદી પણ નહિ." મેં સ્હેજ તિરસ્કારપૂર્વક જવાબ આપ્યો: "અફઘાન વિગ્રહની જે અસર મારા શરીર ઉપર થઈ છે તે હજી તદ્દન દૂર થઈ નથી. એટલે હું મારા આરોગ્યને આગળ વધવામાં તેની સામે વિશેષ પ્રતિબંધ મૂકવા ઈચ્છતો નથી."

તે મારો આ કટાક્ષ સાંભળીને સ્હેજ હસ્યો અને બોલ્યો: "વોટસન! તમારૂં કહેવું સત્ય છે તે વાતની હું ના કહી શકતો નથી. હું પણ ધારૂં છું કે શારીરિક આરોગ્ય ઉપર કોકેનની અસર નુકસાનકારક ગણાય છે અને એથી શરીર નબળું પડી જાય છે. પરંતુ મારા મગજને એ એટલું બધું ઉત્તેજક અને બળપ્રદાયક જણાય છે કે તેના એ ગુણ પાસે શરીરને હાની પહોંચાડનારી તેની અસર મને બહુ મહત્ત્વની લાગતી નથી."

"પણ, વિચાર કરો." હું અત્યંત લાગણીપૂર્વક બોલ્યો: "એના અંતિમ પરિણામનો વિચાર કરો. તમારા કહેવા મુજબ કોકેન લેવાથી તમારૂં મગજ જાગૃત થતું હશે અને ઉત્તેજીત બનતું હશે. પરંતુ એ કેવળ કૃત્રિમ અને નાશકારક પ્રયોગ છે. શરૂઆતમાં એ તમારા જ્ઞાનતંતુઓને શક્તિ આપતું માલૂમ પડશે પરંતુ અંતે તો તમારા જ્ઞાનતંતુ પણ નિર્બળ બની જશે અને એ નિર્બળતા કાયમનું ઘર કરી બેસશે. કોકેનના દીર્ઘસેવનથી કેવું ખરાબ પરિણામ

નિપજે છે એ તો તમે પણ જાણતા જ હશો. મને તો લાગે છે કે, ભવિષ્યમાં હાની પહોંચાડનારૂં વ્યસન પ્રારંભમાં આનંદને ખાતર જે જે અદ્‌ભુત શક્તિઓની તમને કુદરત તરફથી બક્ષીસ થયેલી છે તે ભવિષ્યમાં નાશ પામવાનો જેમાં સંભવ હોય એ પ્રકારનું જોખમ તમારે શા માટે ખેડવું? સ્મરણમાં રાખજો કે હું માત્ર એક મિત્ર તરીકે આ સલાહ તમને આપતો નથી. પરંતુ હું એક તબીબ અને તમારા અતિ પરિચયમાં રહું છું એથી પણ તમારા શારીરિક આરોગ્યને માટે હું થોડે ઘણે અંશે મને જવાબદાર સમજું છું. એ જવાબદારીનો વિચાર કરીને આટલી સલાહ આપવાની મેં હિમ્મત કરી છે."

મારા આ કથનથી તેને ગુસ્સો ચડયો હોય એવું લાગ્યું નહિ. બલ્કે તેને એ વાત કરવાનું ગમતું હોય એવો ભાવ પ્રદર્શિત કરતો તે ખુરસીના હાથા ઉપર પોતાનો હસ્ત અને હસ્ત ઉપર હડપચી ટેકવીને સ્વસ્થપણે બેઠો.

તે બોલ્યો: "મારૂં મન ઘડીભર પણ સુસ્ત રહી શકતું નથી. મને કાંઈક કામ આપો, અતિ ગુપ્ત રહસ્યનો ભેદ શોધી કાઢવાનું સોંપો કે કોઈ ગુંચવારાભર્યો કોયડો ઉકેલવાનું જણાવો. તો પછી મારે લાયકનો ખોરાક મને મળી શકશે. એટલે કૃત્રિમ ઉત્તેજક પદાર્થો લેવાની મને જરૂર રહેશે નહિ. એકસરખી શાંતિમાં પડયું રહેવાનું મને ગમતું જ નથી. માનસિક ઉત્તેજનાને માટે મારૂં મન વલખાં મારે છે. એ કારણને લીધે જ મેં મારે માટે મારે લાયકનો ખાસ ધંધો શોધી કાઢ્યો છે, કહો કે નવીન પેદા કર્યો છે. કારણ કે દુનિયામાં મારા જેવી શક્તિ ધરાવનારો માત્ર હું એક જ છું."

"માત્ર એક ખાનગી ડિટેક્ટિવ !" મેં મશ્કરીના ભાવમાં કહ્યું.

"માત્ર એક જ ખાનગી સલાહકાર ડિટેક્ટિવ." તેણે મારી ભૂલ સુધારતાં કહ્યું: "ગુન્હાશોધનની બાબતમાં સરકારી ડિટેક્ટિવો જ્યારે થાકે છે અને તેમને કાંઈ સૂજતું નથી ત્યારે છેવટે તેઓ મારી કને સલાહને માટે આવે છે. ગ્રેગસન, લિસ્ટ્રેડ કે એથેલની જોન્સ એક કેસના રહસ્યને પોતાની શક્તિ કરતાં પણ ઊંડું ગયેલું જૂએ છે, તેઓ તે કેસનો તાગ લાવી શકતા નથી, ત્યારે મારી પાસે રજુ કરે છે. એક અનુભવી તરીકે હું તેના પૂરાવાની તપાસ કરૂં છું અને એ વિષયમાં મારો અભિપ્રાય વ્યક્ત કરૂં છું. અગત્ય એવા કેસોમાં ગુન્હાશોધક તરીકેનું માન મને જ મળવું જોઇએ એવો હું આગ્રહ રાખતો નથી. વર્તમાનપત્રોમાં કોઈ સ્થળે મારૂં નામ આવતું નથી. પરંતુ મને સુપ્રત કરવામાં આવેલ કાર્યથી, મારી આશ્ચર્ય ઉત્પન્ન કરનારી શક્તિઓના ઉપયોગ માટે પ્રાપ્ત થયેલા ક્ષેત્રથી જે આનંદ મને થાય છે એ જ મારા શ્રમનો બદલો છે. તમને પણ જેફરસન હોપના કેસમાં મારી કાર્યપદ્ધતિનો કેટલોક અનુભવ પ્રાપ્ત થયેલો જ છે."

"હા હા, એ તો ખરૂં." મે આવેશપૂર્વક કહ્યું: "મારી આખી જીંદગીમાં એના જેવી ચમત્કારપૂર્ણ ઘટના મેં કદી પણ જોઈ નહતી. એના સંબંધમાં મેં એક ન્હાનકડું પુસ્તક પણ લખેલું છે, અને તેનું નામ 'ચમત્કારિક ખૂન' એવું રાખેલું છે."

તેણે ખિન્નતાદર્શક ભાવથી મસ્તક હલાવ્યું.

"હું તમારૂં એ પુસ્તક વાંચી ગયો છું." તે બોલ્યો: "મારો પ્રામાણિક મત એવો છે કે એ પુસ્તક લખવા માટે હું તમારૂં અભિનંદન કરી શકું તેમ નથી. ગુન્હાશોધન એ કેવળ એક પ્રકારનું શાસ્ત્ર

છે કિંવા હોવું જોઇએ. એથી એને લગતી ચર્ચા અતિ ગંભીર અને શાંતપણે લાગણીની સ્હેજ પણ અસર સિવાય થવી જોઇએ. જ્યારે તમે તો તેને અદ્‌ભુત રસથી રંગવાનો પ્રયત્ન કરેલો છે. એથી કોઇએ જાણે ભૂમિતિના પાંચમા સિદ્ધાંતમાં એક પ્રેમમય આખ્યાયિકા દાખલ કરી દીધી હોય એવા પ્રકારનું તે પુસ્તક બની ગયું છે."

"પણ અદ્‌ભુત રસ તો એમાં હતો જ." મેં દલીલ કરી: "સત્ય વિગતોને પ્રકટ કર્યા સિવાય કેમ ચાલે?"

"કેટલીક વિગતોને દબાવી દેવી જોઇતી હતી. એમ નહિ તોયે એ વિગતોનું પ્રમાણ બીજી ગુન્હાશોધનને લગતી બાબતોથી ઓછું રાખવાની તો જરૂર હતી જ. એ કેસમાં પ્રસિદ્ધિમાં મૂકવા લાયક માત્ર એક જ મુદ્દો હતો. પરિણામ ઉપરથી એ ઘટનાનું વર્ગીકરણ કરીને તેનાં જે કારણો મેં શોધી કાઢયાં હતાં તથા તેને પરિણામે હું ખરા ખૂનીને ટૂંક મુદતમાં પકડવાને શક્તિમાન્ થયો હતો, એટલું જ માત્ર જણાવવા જેવું હતું."

જે પુસ્તક મેં કેવળ તેની પ્રસન્નતાને અર્થે જ લખેલું, તે પુસ્તકના સંબંધમાં તેના તરફથી જ આ પ્રમાણે થયેલી ટીકા સાંભળીને મારા મનમાં અત્યંત ક્ષોભ થયો. વળી મારા પુસ્તકની દરેક લીટીમાં તેના પોતાના કાર્યનું જ વર્ણન હોવું જોઇએ એવા તેના આત્મશ્લાઘાસૂચક કથનથી મને સ્હેજ માઠું પણ લાગ્યું હતું. હું મારા મિત્રની સાથે બેકર સ્ટ્રીટમાં રહેતો હતો તે દરમિયાન અનેક વાર તેના શાંત અને એકાંતિક સ્વભાવમાં એક પ્રકારની મગરૂરીનો અંશ રહેલો છે, એવું હું જોઈ શક્યો હતો. પરંતુ તેના પ્રસ્તુત કથનના સંબંધમાં કશી પણ ટીકા નહિ કરતાં, મારા એક પગમાં

પીડા થતી હોવાને લીધે તેની સારવાર કરવામાં મેં મનને પરોવ્યું. અગાઉ તે પગમાં મને 'જેઝેઈલ' જાતની ગોળી લાગી હતી. જો કે તેના આઘાતથી ચાલવામાં મને કશો પણ વાંધો આવતો ન હતો. તો પણ પ્રસંગોપાત ઋતુના ફેરફાર સાથે તેમાં પીડા થઈ આવતી હતી.

---

# પ્રકરણ ૨ જું.

## અવલોકન અને તર્કશાસ્ત્ર.

"હમણાં હમણાં મને ઈંગ્લાંડ સિવાયના બીજા દેશોમાંથી પણ કામ સુપ્રત થવા લાગ્યું છે." થોડી વાર પછી શેરલોક હોમ્સ હોકલીમાં તંબાકુ ભરીને સળગાવતો બોલ્યો: "ગયા અઠવાડિયામાં જ ફ્રેંકોઈસ લી વિલાર્ડે એક કેસમાં મારી સલાહ લીધી હતી. ઘણું કરીને તમારા જાણવામાં તો હશે જ કે ફ્રાન્સના સરકારી ડિટેક્ટીવ ખાતામાં હમણાં એણે ઠીક નામ કાઢ્યું છે. એનામાં તર્ક કરવાની શક્તિ સારી છે. પરંતુ તેની કળાને ખિલવવાને માટે જે વિસ્તૃત જ્ઞાનની આવશ્યકતા છે એ જ્ઞાનની તેનામાં ઉણપ છે. એ કેસ એક વસીયતનામાને લગતો હતો અને તેનું રહસ્ય ખોલવામાં રસ પડે તેવું હતું. મેં તેને એ કેસના જેવી જ બીજા બે અગાઉના કેસોને લગતી વિગતો કહી સંભળાવી. એક તો રેગામાં ઈ. સ. ૧૮૫૭ માં બનેલો અને બીજો સેંટ લુઈમાં ઈ. સ. ૧૮૭૧ માં બનેલો હતો. એપરથી તે પોતાના કેસના સંબંધમાં છેવટના નિર્ણય ઉપર

આવી ગયો અને તેના રહસ્યનો ભેદ ઉકેલી શક્યો. જૂઓ, આજે સ્હવારે જ તેના તરફથી આ પત્ર મને મળ્યો છે તેમાં તેણે મારી મદદને માટે મારો આભાર માન્યો છે."

એમ કહેતાં તેણે એક નોટપેપરની ઘડી કરીને તે મારા તરફ ફેંક્યો. મેં તે પત્ર વાંચી જોયો. તેમાં શેરલોક હોમ્સે પોતાને આપેલી મદદની યોગ્ય શબ્દોમાં ઘણી જ પ્રશંસા કરતાં પત્રના લખનારે તેનો અત્યંત આભાર માન્યો હતો, અને પોતાને જે ફતેહ મળી તે શેરલોક હોમ્સની મદદને જ આભારી હતી, એ મતલબનું લખ્યું હતું. પત્રની ભાષા વિવેકશિળ અને નમ્રતાયુક્ત હતી.

"જાણે એક શિષ્ય પોતાના ગુરુને લખતો હોય એવી રીતે આ પત્ર લખાયો છે." મેં છેવટે પત્ર વાંચી રહ્યા બાદ કહ્યું.

"હા, મારી સહાયની એણે સ્હેજ વિશેષ પ્રશંસા કરી છે ખરી." શેરલોક હોમ્સે ધીમેથી કહ્યું: "પરંતુ તેના પોતાનામાં પણ નૈસર્ગિક શક્તિ છે. એક આદર્શ ડિટેક્ટિવને માટે જે ત્રણ ગુણોની જરૂર છે, તેમાંના બે તો એનામાં છે જ. અવલોકનશક્તિ અને તર્ક કરવાની એનામાં ખામી નથી. ખામી માત્ર અગાઉ બની ગયેલા ગુન્હાઓને લગતા વિસ્તૃત જ્ઞાનની છે. એ ખામી કાંઈ એવી નથી કે જે વખત આવતાં પૂરાઈ ન શકે. તે મારા ન્હાનાં ન્હાનાં પુસ્તકોનું ફ્રેન્ચ ભાષામાં ભાષાંતર કરવામાં રોકાયો છે."

"તમારાં પુસ્તકો?" હજી સુધી શેરલોક હોમ્સે એક પુસ્તક લખ્યું હોય એવું મારા જાણવામાં આવેલું નહિ હોવાથી મેં આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"તમારા જાણવામાં નથી કે શું?" તે હસતો હસતો બોલ્યો: "તમારી માફક મને પણ પુસ્તકો લખવાનો શોખ છે ખરો અને

કેટલાંક મેં લખ્યાં છે. પરંતુ એ બધાં અમારે ડિટેક્ટિવોને ઉપયોગી થઈ પડે એવા વિષયપર જ લખાયેલાં છે. દાખલા તરીકે એક પુસ્તક મેં ' વિવિધ પ્રકારની તંબાકુની રાખમાં રહેલા તફાવત ' વિષે લખેલું છે. તેમાં મેં સીગાર, સીગારેટ અને હોકલીમાં ભરવામાં આવતી એકસો ને ચાળીસ જાતની તંબાકુની વિવિધતા દર્શાવી છે, તથા રંગીન ચિત્રો આપીને એ તંબાકુની રાખના રંગ અને દેખાવમાં જે ફેરફાર રહેલો છે તે પણ સ્પષ્ટ કરેલ છે. એ એક એવો મુદ્દો છે કે જે ઘણાખરા ગુન્હાના કેસોમાં ઉપસ્થિત થાય છે અને કેટલીક વાર તો એ મુદ્દાના અનુભવથી ગુન્હાની ચાવી પણ ઘણી સરલતાથી હાથ લાગતી હોઇને એનો અનુભવ હોવાની ખાસ અગત્ય છે. દાખલા તરીકે: એક સ્થળે ખૂન થયું છે. તે ખૂન કરનારને હિંદુસ્તાનની ગડાકુ પિવાની આદત છે એમ જો તમે ચોક્કસપણે જાણી શકો તો પછી તમારે તમારી તપાસની હદને વિસ્તારવાની જરૂર રહેતી નથી. કોને કોને ગડાકુ પિવાની આદત છે એ તમે શોધી કાઢો એટલે એમાંથી તમારો ખૂની તમને મળી આવશે. એક સાધારણ બુદ્ધિનો મનુષ્ય કોબીજ અને બટાટાની વચ્ચે રહેલો ભેદ જેટલી સરલતાથી કહી આપે છે, તેટલી જ સરલતાથી આ વિષયનો અનુભવી માણસ માત્ર દૃષ્ટિ કરીને જ ત્રિચીનોપલી સીગારેટની કાળી રાખ અને 'બર્ડઝ આઈ'ની તંબાકુની સફેદ રાખ વચ્ચેનો ભેદ કહી આપવાનો."

" આવી આવી સૂક્ષ્મ બાબતોમાં તમારી શક્તિ અસાધારણ દેખાય છે ! " મેં તેની પ્રશંસા કરી.

" એક કુશળ ડિટેક્ટવને એવી સૂક્ષ્મ બાબતોનું જ્ઞાન હોવાની જરૂર છે એ વાતનો હું સ્વીકાર કરૂં છું. એક બીજું પુસ્તક મેં કોઈનું પગેરૂ કેવી રીતે શોધી કાઢવું એ સંબંધમાં લખેલ છે. તેમાં ' પ્લાસ્ટર

ઓફ પારિસ'ની મદદથી પગલાંની આકૃતિ કેવી રીતે પાડી લેવી એ વિષે પણ ખુલાસો કરેલો છે. ત્રીજું પુસ્તક મેં લખ્યું છે એ તમને કાંઇક વિચિત્ર લાગશે ખરૂં. એમાં દરેક મનુષ્યના હાથ ઉપર, તે જે ધંધો કરતો હોય તેની કેવી અસર નિપજે છે એ વિષય સંબંધી વિવેચન કરેલું છે. કડિયા, ખલાસી, સુતાર, કમ્પોઝીટર, વણકર અને હીરા વગેરે પાલિશ કરનારાઓના હાથનાં ચિત્રો પણ અંદર આપેલાં છે. શાસ્ત્રીય ડિટેક્ટિવને માટે તો એ બાબત બહુ જ રસપ્રદાયક છે. તેમાંયે ખાસ કરીને કોઇ મનુષ્યનું શબ મળી આવે અને તેના નામ-ઠામનો પત્તો ન લાગતો હોય તે વેળાએ તેમ જ કોઇ ગુન્હેગારનો આગલો ધંધો શો હતો એ જાણવાને માટે એ કળાનું જ્ઞાન ઉપયોગી થઇ પડે ખરૂં. પણ આ બધી મારા શોખને લગતી વાતોથી તમને કંટાળો તો નથી આવતો ને ?"

"જરી પણ નહિ." મેં અંતઃકરણપૂર્વક કહ્યું: "એ સાંભળવામાં તો ઉલટો મને વિશેષ રસ પડે છે, અને તેમાંયે જ્યારથી તમારા જ્ઞાનનો પ્રસંગોપાત તમે ઉપયોગ કરો છો તે જોવાની મને તક મળી છે ત્યારથી તો આવી આવી બાબતો તરફ મારૂં મન વિશેષ આકર્ષાવા લાગ્યું છે. પણ હમણા તમે અવલોકન અને તર્કશાસ્ત્રના સંબંધમાં જે કહ્યું હતું, એ વિષે મારૂં માનવું તો એવું છે કે એ બેની વચ્ચે વિશેષ તફાવત નથી."

"અરે, એમ તે હોય ?" ખૂરસી ઉપર મજેથી અઢેલાઇને પડયો પડયો ધુમ્રપાન કરતો શેરલોક હોમ્સ બોલ્યો: "એ બેની વચ્ચે પુષ્કળ ભેદ રહ્યો છે. પરંતુ તેનો હું તમને દાખલો આપીશ એટલે તમને બરોબર સમજાશે. જૂઓ અવલોકનશાસ્ત્રની સહાયથી હું કહી શકું છું કે આજે સ્હવારે તમે વીગમોર સ્ટ્રીટમાં આવેલી

પોસ્ટ ઓફિસમાં ગયા હતા; પરંતુ તર્કશાસ્ત્રની મદદથી હું એમ પણ જણાવી શકું છું કે ત્યાં જઇને તમે તાર રવાના કર્યો હતો. કેમ ખરૂં છે કે નહિ?"

"તદ્દન ખરૂં છે." મેં સ્વીકાર કર્યો: "તમારી બન્ને બાબતો ખરી છે. પરંતુ હું કબૂલ કરૂં છું કે તમે એ કેવી રીતે જાણી શક્યા એ બાબતની મને લેશ પણ કલ્પના આવી શકતી નથી. મને અચાનક જ તાર કરવાનો વિચાર થઇ આવ્યો હતો, અને એ વાત મેં હજી કોઇને પણ જણાવી નથી."

"એ તો તદ્દન સહેલું છે." મારી અજાયબી ઉપર હસતો તે બોલ્યો: "એટલું બધું સહેલું છે કે તેનો ખુલાસો કરવાની જરી પણ જરૂર હોય એવું મને લાગતું નથી. એમ છતાંયે એ દૃષ્ટાન્તથી અવલોકન અને તર્કશાસ્ત્રની વ્યાખ્યાનું સ્પષ્ટિકરણ થઇ શકે છે. જૂઓ ત્યારે, અવલોકન કરવાથી તમારા બૂટના તળીયે લાલ માટી ચોટેલી મારા જોવામાં આવી. વીગમોર સ્ટ્રીટમાં આવેલી પોસ્ટ ઓફિસની સામે જ રસ્તો દુરસ્ત કરવામાં આવે છે અને ત્યાં માટી નાખેલી છે. એ માટી એવી રીતે પથરાયેલી છે કે ત્યાંથી જનાર આવનારનો તેના ઉપર ચાલીને ગયા સિવાય છૂટકો જ નહિ. એ માટીનો રંગ લાલ છે, અને મારા જાણવામાં છે ત્યાં સુધી આટલામાં આસપાસ એક પણ સ્થળે એવી લાલ રંગની માટી પાથરેલી નથી. અર્થાત્ અવલોકન કરવાથી લાલ માટી બૂટના તળીયે ચોટેલી મને લાગી. એ લાલ માટી વિગમોર સ્ટ્રીટમાં જ ચોટેલી, અને તમે ત્યાં ગયેલા માટે પોસ્ટ ઓફિસે જ ગયેલા હોવા જોઇએ એમ મેં ધાર્યું. અહીં સુધી તો અવલોકન કાર્યની મદદ મળી. હવે રહ્યું તર્કશાસ્ત્ર."

" પણ મેં ત્યાં જઇને તાર જ કર્યો છે એવો તર્ક તમે કેવી રીતે કરી શક્યા ? "

" એ પણ હું તમને સમજાવીશ. આજે સ્હવારનો હું તમારી સાથે જ બેઠો હતો. તે દરમિયાન તમે એક પણ કાગળ લખેલો હોય એવું મારા જોવામાં આવ્યું નહતું. વળી તમારા ખૂલ્લા ડેસ્કમાં પોસ્ટકાર્ડનું બંડલ તથા ટીકીટો પણ જોવામાં આવે છે. અર્થાત્ અહીં તમે પત્ર લખ્યો નથી એ ચોક્કસ છે અને પત્ર લખવાનાં સાધનો તથા ટીકીટો અને પોસ્ટકાર્ડ તમારી પાસે હોવા છતાં તમે પોસ્ટઓફિસે જઇને ટીકીટો કે પોસ્ટકાર્ડ ખરીદીને ત્યાં પત્ર લખો એ બનવાજોગ નથી. તો પછી ત્યાં જવામાં તમારે તાર કરવા સિવાય બીજું કામ શું હોય ? એક બાબતનું પૃથક્કરણ કરીને એકે એક તેનો વિચાર કરવો. જે આપણને નિરુપયોગી લાગે તેનો ત્યાગ કરવો એટલે છેવટે સત્ય તરી આવશે. "

" આ બાબતમાં તો એ પ્રમાણે બન્યું છે એમાં કશો પણ શક નથી. " અલ્પસમયપર્યંત વિચાર કર્યા બાદ હું બોલ્યો: " એમ છતાંયે તમે કહો છો તે પ્રમાણે બાબત બહુ સહેલી લાગે છે. પરંતુ જો એના કરતાં એકાદો વિશેષ અઘરો પ્રશ્ન હું તમને કરૂં, અને એમ કરીને તમારામાં રહેલી અગાધશક્તિની કસોટી કરવાનો હું યત્ન કરૂં તો તમને ગુસ્સો તો ચડશે નહિ ને ? "

" ગુસ્સો ! ગુસ્સો ચડવાનું કારણ જ નથી. " શેરલોક હોમ્સ બોલ્યો: " એથી તો ઉલટો મને વિશેષ આનંદ થશે અને મારે કોકેનનો બીજો ડોઝ લેવાની જરૂર નહિ રહે. એવો એકાદો કોયડો જો તમે મારી સન્મુખ રજુ કરો તો એ ઉકેલવામાં મને બહુ રસ પડશે. "

વાત પણ ખરી હતી. શેરલોક હોમ્સને પૈસાની વિશેષ દરકાર નહતી. મેં જોયું હતું કે કેટલીક વાર તો તે પોતાના શોખને ખાતર ગરીબ માણસોના કેસ વગરફીએ પણ હાથમાં લેતો અને તેમનું કામ કરી આપતો એટલે અત્યારે તેના મગજનું નિરર્થક રોકાણ થવાથી તેને લાગી આવે તેમ તો ન હતું જ. મને એનામાં જે ગુમાન હતું એ માત્ર પસંદ પડતું નહતું એટલે એકાદ વાર તેનું ગુમાન ઉતારવાનો પ્રસંગ મળે તો સારૂં એવી અભિલાષા મારા મનમાં થયા કરતી હતી. તે પ્રસંગ અત્યારે મળેલો હોવાથી મારા મનમાં પણ આનંદ થતો હતો.

## પ્રકરણ ૩ જું.

### એક અજબ શક્તિ.

હું તેની સામે કટાક્ષ દૃષ્ટિએ જોતો બોલ્યોઃ "તમને ઘણી વાર એવું કહેતાં મેં સાંભળ્યા છે કે એક મનુષ્ય જે વસ્તુનો હમેશાં ઉપયોગ કરતો હોય તે વસ્તુ ઉપર એ મનુષ્યના સ્વભાવાદિની કાંઈક પણ અસર રહી જાય છે; અને જો એક અનુભવી અવલોકનકાર હોય તો તે એ વસ્તુનું નિરીક્ષણ કરવાથી તેના માલિકનો સ્વભાવ, રીતિ, નીતિ આદિથી વાકેફ થઈ શકે છે. તમારૂં એ કથન કેટલે દરજ્જે વહેવારૂ છે એ હું જાણવા માગું છું. મારી પાસે આ ઘડિયાળ હમણાં જ આવેલું છે. તમે એ ઘડિયાળ ઉપરથી તેના

આગલા માલિકની રીતભાત અને સ્વભાવના સંબંધમાં તમારો શો અભિપ્રાય બંધાય છે એ મને જણાવો તો તમારી મહેરબાની."

એ ઘડિયાળ હોમ્સને આપતાં મારા મનમાં સ્હેજ રમુજ પણ પેદા થઈ હતી. આ કસોટીમાં સફળ થવાની તેને માટે સંભવિતતા હતી જ નહિ; અને હું અગાઉ જણાવી ગયો તે પ્રમાણે તેનો ગર્વ ગળી જાય અને ફરીથી તે અભિમાનસૂચક શબ્દોચ્ચાર ન કરે એવી પણ મારી ભાવના હતી. તેણે ઘડિયાળ હાથમાં ધરી રાખી, તેનું વજન કેટલું હશે એનો અડસટ્ટો કાઢ્યો, ઘડિયાળના ચંદા સામે જોયું, તેની પાછળનું ઢાંકણું ખોલીને પ્રથમ ખૂલ્લી આંખે અંદરનું યાંત્રિક કામ જોયું. વળી એક ન્હાનું પણ વધારે શક્તિવાળું સૂક્ષ્મદર્શક યંત્ર કાઢીને તે આંખે માંડયું અને તેમાંથી પણ યાંત્રિક કામ બારિકપણે નિહાળ્યું. છેવટે એ ઢાંકણું બંધ કરીને પુનઃ ઘડિયાળને તેની કાચની ડબીમાં મૂકીને તે તેણે મને પાછું આપી દીધું. એ વખતે તેની મુખમુદ્રા ઉપર પથરાયેલી નિરાશા જોઇને મને સ્હેજ હસવું આવ્યું. હું ધારૂં છું કે મારા મુખ ઉપર ફરકેલું હાસ્ય કદાચ તેના પણ જોવાાં આવ્યું હશે.

"આમાંથી એક પુરાવો મળી શકે તેમ નથી" તે બોલ્યોઃ આ ઘડિયાળને થોડા સમય પહેલાં જ સાફ કરાવેલું હોય એમ લાગે છે. એથી કરીને તેના આગલા માલિકની જે સૂચક અસર તેના પર હોવી જોઇએ એનો લોપ થઈ ગયો છે."

"તમારૂં કહેવું ખરૂં છે." મેં જવાબ આપ્યોઃ "એ ઘડિયાળ મારા પર મોકલવામાં આવ્યું તે પહેલાં જ તેને સાફ કરવામાં આવ્યું હતું."

મારા મનમાં તો મે એમ જ ધાર્યું કે મારો મિત્ર પોતાની નિષ્ફળતા કબુલ નહિ કરતાં પોતાનો તદ્દન લૂલો અને નકામો બચાવ

કરે છે. બાકી કદાચ ઘડિયાળ સાફ કરાવેલું ન હોય, તોપણ એમાંથી વળી શો પૂરાવો મળી શકે તેમ હતો ?

"જો કે મારી તપાસ અસંતોષકારક છે ખરી પરંતુ એમાં હું તદ્દન નિષ્ફળ થયો નથી." તેણે ઉંચે સીલીંગની તરફ ઘેનભરી નિસ્તેજ આંખો કરતાં કહ્યું: "હું આશા રાખું છું કે જે કાંઈ હું કહું તેમાં જો મારી ભૂલ થતી હોય તો એ તમારે સુધારવી. કેમકે વખતે તેમાં ભૂલ થવાનો સંભવ છે. વ.રૂ, હું ધારૂં છું કે આ ઘડિયાળ તમારા વડિલ બંધુનું હતું. તેમને તે તમારા પિતા તરફથી વારસામાં મળેલું હોવું જોઇએ."

"અલબત્ત ઘડિયાળની પીઠ ઉપર કોતરેલા 'એચ. ડબલ્યુ. ( H. W. )' શબ્દપરથી એ તમે જાણી શકયા હો તો એમાં કાંઈ નવાઈ જેવું નથી."

"તદ્દન ખરૂં છે. ડબલ્યુ. ઉપરથી તે 'વોટસન' હોવું જોઇએ એવી મેં કલ્પના કરી, અને વોટસન એ તમારી અટક છે. આ ઘડિયાળની બનાવટની જે તારીખ નાખેલી છે તે આજથી પચાશ વર્ષ પહેલાંની છે અને તેના ઉપર કોતરેલા અક્ષરો પણ એ તારીખના જેટલા જ જૂના છે. અર્થાત્ આ ઘડિયાળ તમારા પિતાએ ખરીદેલું હોવું જોઇએ. પરંતુ તમારા પિતા ઘણા વર્ષથી મરણ પામ્યા છે એમ મારા જાણવામાં છે. એ ઉપરથી તેમ જ મોટે ભાગે આપણામાં જરઝવેરાત વડિલ પુત્રને વારસામાં આપવાનો રીવાજ છે એ ઉપરથી મેં એવી કલ્પના કરી કે એ ઘડિયાળ તમારા પિતા પાસેથી તમારા ભાઈ પાસે અને તેમના પાસેથી તમારી કને આવેલું જોઇએ. મોટા દીકરાનું નામ લગભગ તેના પિતાના જેવું જ હોય છે. એટલે

તમારા પિતાએ કોતરાવેલું નામ તમારા ભાઇને પણ ઉપયોગી થઈ પડયું."

"અહીં સુધી તો તમે બરાબર કહ્યું." હું બોલ્યો: "હવે કાંઈ વિશેષ કહી શકો તેમ છે?"

"તમારો ભાઈ અસ્થિર સ્વભાવનો માણસ હતો. ઘણો જ અસ્થિર અને બેદરકાર. પોતાની પ્રગતિ કરવાને માટે તેની પાસે ઘણાં સારાં સાધનો હતાં. પરંતુ તેણે બધા ચાન્સ ગૂમાવી દીધા કેટલોક સમય તો તેને અત્યંત ગરીબ હાલતમાં રહેવું પડયું. વચ્ચે વચ્ચે તેની આર્થિક સ્થિતિ સુધરતી પણ પાછા એ ભગવાન એના એ! છેવટે તે દારૂની લતે ચડી ગયો અને તેના અતિરેકથી મરણ પામ્યો. બસ, એટલું જ માત્ર હું આ ઘડિયાળપરથી જાણી શકયો છું."

હું ખુરશીપરથી ઊભો થઈ ગયો. મારા હૃદયમાં અત્યંત ક્રોધ વ્યાપી રહ્યો હતો. થોડીક વાર મેં દિવાનખાનામાં આમતેમ ભ્રમણ કર્યા કર્યું.

"હોમ્સ! આ પ્રમાણે કરવું તે તમને શોભતું નથી." મેં કહ્યું: "તમે આટલું બધું હલકટપણું દર્શાવશો એમ મેં કદી પણ નહોતું ધાર્યું. તમે મારા દુઃખી ભાઈની કારકીર્દીના સંબંધમાં તપાસ કરીને કેટલુંક રહસ્ય જાણેલું હશે. અત્યારે તમે એ સર્વ જાણે આ ઘડિયાળ જોઇને જ જાણ્યું હોય એવો ડોળ કરો છો એ ઠીક નહિ. શું મારે એમ માનવું કે તમે એ બધું આ જૂના ઘડિયાળનું નિરીક્ષણ કરવાથી જાણી શકયા છો? તમારૂં આ કામ કેવળ નિર્દયપણાનું છે, અને જો સ્પષ્ટ શબ્દોમાં કહું તો આમાં કેવળ દંભ અને ઢોંગ જ છે એમ હું માનું છું."

"વ્હાલા ડાકટર !" તે માયાળુતા અને શાંતિપૂર્વક બોલ્યો: "જો મારા કથનથી તમને માઠું લાગ્યું હોય તો તે માટે હું તમારી અંતઃકરણપૂર્વક માફી માગું છું. આ કોયડો ઉકેલવાના આવેશમાં તમારા બંધુને લગતી સત્ય હકીકત સ્પષ્ટપણે જાહેર કરવાથી તમને આટલું બધું દુ:ખ થશે એ વાતનું તો મને સ્મરણ જ ન રહ્યું. પરંતુ એટલી તો હું તમને ખાત્રી આપું છું કે હમણાં આ ઘડિયાળ તમે મને જોવાને માટે આપ્યું ત્યાં સુધી તમારે ભાઈ હતો એવું તો મારા જાણવામાં પણ ન હતું."

"તો પછી આ બધી સત્ય હકીકત તમે કેવી રીતે જાણી શકયા ? મને તો આ બધું ચમત્કારપૂર્ણ જ ભાસે છે. કેમકે તમે જે જે કહ્યું તે અક્ષરેઅક્ષર સાચું જ છે."

"એ હું મારૂં સદ્‌ભાગ્ય જ સમજું છું. જ્યારે એ હકીકત મેં તમને જણાવી ત્યારે તે સંભવિત હોવી જોઇએ એટલું જ મને લાગ્યું હતું. તે તદ્દન સત્ય જ નિવડશે એવી તો મને કલ્પના પણ ન હતી"

"પણ આ બધું તમે જણાવ્યું, એમાં કેવળ કલ્પનાનો ઘોડો તો દોડાવ્યો ન હતો ને ?" મેં પ્રશ્ન કર્યો.

"ના ના, હું કલ્પના તો કદી પણ કરતો જ નથી. કલ્પના કરવાની ટેવ હાનીકારક છે. એથી તર્કશક્તિને નુકસાન પહોંચે છે. તમને મારૂં કથન ચમત્કારિક અને આશ્ચર્યકારક ભાસ્યું તેનું કારણ જુદું છે. જે પ્રમાણે હું વિચાર કરૂં છું તે પ્રમાણે તમે વિચાર કરી શકતા નથી. તેમ જ જે જે ન્હાની બાબતો ઉપર મોટાં અનુમાનોનો આધાર રહેલો છે, તે ન્હાની બાબતોનું અવલોકન કરવા તરફ તમે દુર્લક્ષ દાખવો છો.

દાખલા તરીકે: પ્રથમ મેં એવું જણાવ્યું કે તમારો ભાઈ બેદરકાર સ્વભાવનો હતો. હવે તમે જો આ ઘડિયાળની ડબીનું નીચલું પડ નિરીક્ષણપૂર્વક તપાસ્યું હોત તો તમને માલૂમ પડત કે જે ગજવામાં તે ઘડિયાળ રાખતો હતો તે ગજવામાં જ સીક્કા અને કુંચી જેવી કઠણ વસ્તુઓ રાખવાને લીધે ડબીના નીચલા પડ ઉપર ઘણી જગ્યાએ ઘસારા પડેલા તમને જણાઈ આવ્યા હોત. અર્થાત્ એક માણસ પોતાની પચાશ ગીનીની કીમતના ઘડિયાળને આવી રીતે ઘસારા પડવા દે અને તેની બરોબર સાચવણી ન રાખે એ માણસ બેદરકાર જ હોવો જોઇએ, એમ જાણી લેવામાં મોટી મુશ્કેલી પડે તેમ ન હતું. વળી જ્યારે એક માણસને આવા કીમતી ઘડિયાળનો વારસો મળેલો હોય ત્યારે બીજી બાબતમાં પણ તેની આર્થિક સ્થિતિ સારી હોવી જોઇએ એવું અનુમાન સહજ જ થઈ શકે તેમ હતું."

તેણે કરેલો ખુલાસો મારે ગળે ઉતર્યો છે એમ દર્શાવવાને માટે મેં મારૂં મસ્તક ધૂણાવ્યું. તેની પૃથક્કરણપદ્ધતિ ઉપર મને શ્રદ્ધા ઉત્પન્ન થઇ જ હતી.

"વારૂ, હવે આપણે આગળ વધીયે. ઇંગ્લાંડમાં કીમતી વસ્તુ ગીરવી રાખીને તેના ઉપર નાણાં ધીરનારા લોકો જ્યારે એકાદું ઘડિયાળ પોતાને ત્યાં ગીરવી મૂકવામાં આવે ત્યારે તેના બદલામાં જે પહોંચની ટીકીટ તેમણે ગીરવી મૂકનારને કરી આપી હોય, તે ટીકીટ ઉપરનો નંબર ઘડિયાળના પાછલા ઢાકણાની અંદરના ભાગમાં જ તેઓ ટાંકણી વડે કોતરી રાખે છે. કેમકે તેના ઉપર કાગળનું લેબલ કરીને તેમાં નંબર લખીને ચોડવામાં કદાચ તે ઉખડી જવાનો ભય રહે, જ્યારે આ પ્રમાણે કોતરી રાખેલો નંબર કાયમ રહી શકે. સૂક્ષ્મદર્શક

યંત્રની મદદથી એવા નંબર ચાર સ્થળે મારા જોવામાં આવ્યા હતા. એ ઉપરથી હું સ્વાભાવિક રીતે જ એવું અનુમાન કરી શકયો કે અવારનવાર તમારા ભાઇને નાણાંની તંગી પડેલી હોવી જોઇએ. એથી તેણે ઘડિયાળ ગીરવી મૂકેલું હોવું જોઇએ. તે ઉપરથી બીજું અનુમાન એવું પણ થઈ શકયું કે અવારનવાર તેની આર્થિક સ્થિતિ સુધરતી પણ હોવી જોઇએ. કેમકે જો તેની પાસે પૈસા આવ્યા ન હોત તો તે એકવાર ગીરવી મુકેલી ચીજ છોડાવી શકત નહિ. આ ઘડિયાળ તેણે ચાર વાર ગીરવી મૂકેલું અને ચાર વાર પાછું છોડાવેલું, એ ઉપરથી સિદ્ધ થઈ શકયું કે જ્યારે પૈસા ખૂટતા હશે ત્યારે તે ગીરવી મૂકતો હશે. પાછા પૈસા આવી મળતા હશે ત્યારે છોડાવી આવતો હશે. છેવટે ઘડિયાળની અંદરના ભાગમાં જ્યાં ચાવી દેવાને માટે કાણું છે ત્યાં તમે નજર નાખો. એ કાણાની આસપાસ પુષ્કળ ઘસારા થયેલા છે. એ ઉપરથી જણાય છે કે ચાવી દેતાં દેતાં હાથ માંથી ચાવી છટકી જવાને લીધે તેના આઘાતથી એ ઘસારા થયેલા હોવા જોઇએ. જે મનુષ્યની શુદ્ધસાન ઠેકાણે હોય તેના ઘડિયાળ ઉપર આવા ઘસારા ભાગ્યે જ જોવામાં આવશે; જ્યારે દારૂડીયા માણસના ઘડિયાળ ઉપર એવા ઘસારા જણાયા સિવાય રહેશે જ નહિ. તમારો ભાઈ રાત્રે ઘડિયાળને ચાવી દે તો હશે. એ વખતે તે પિધેલો હોવાને લીધે તેના ધ્રૂજતા હાથમાંથી ચાવી આડીઅવળી સરકી પડતી હશે. કહો વારૂ, આમાં ચમત્કાર જેવું શું છે ? ”

“ ખરેખર, આ તો સૂર્યપ્રકાશના જેવું જ સ્પષ્ટ છે.” મેં કહ્યું: “ મેં તમને જે અન્યાય કર્યો છે તથા તમને ઉદ્દેશીને સખ્ત શબ્દો ઉચ્ચાર્યા છે એ માટે મને દિલગીરી થાય છે. તમારી અદ્દભુત

શક્તિ ઉપર મારે વિશેષ શ્રદ્ધા રાખવી જોઇતી હતી. વારૂ, હાલમાં એકે કેસ તપાસને માટે તમારા હાથમાં આવ્યો છે કે નહિ? હું ધારૂં છું કે આ પ્રશ્ન કરવામાં હું સભ્યતાનો ભંગ નથી કરતો."

"ના ના, સ્હેજ પણ નહિ. હાલમાં એકે કેસ મારા હાથમાં નથી. એથી જ મારે કોકેન લેવું પડે છે. હું માનસિક ખોરાક સિવાય રહી શકતો નથી. બીજું શું કામ કરવું તે મને સૂજતું પણ નથી. આ બારી પાસે ઊભા રહીને બહાર દૃષ્ટિ કરો. તમને જણાશે કે જગત્ કેવળ નિઃસ્તબ્ધ, શૂન્ય અને અર્થ વિનાનું લાગે છે! જુઓ, રસ્તા ઉપર અને ઉંચે ભૂખરા રંગનાં મોટાં મકાનોની સપાટીપર સર્વત્ર ગાઢ ધુમ્મસ પથરાઈ રહેલ છે. આના કરતાં વિશેષ નિરાશાજનક દૃશ્ય બીજું કયું હશે? ડોકટર! જ્યારે એક મનુષ્યને પોતાની શક્તિઓનો ઉપયોગ કરવા માટેનું ક્ષેત્ર મળી શકતું ન હોય, ત્યારે તેનામાં શક્તિઓ હોવાનો અર્થ જ શો? માત્ર સામાન્ય પ્રકારના ગુન્હા બન્યા કરે છે, સામાજિક જીવન પણ સાધારણ જ જણાય છે. સર્વ સામાન્ય હોય ત્યાં પછી અસામાન્ય શક્તિવાળા મનુષ્યને આ દુનિયામાં ઉત્પન્ન કરવાની જરૂર જ શી છે? કોઈ કોઈ વાર, પરમેશ્વરે મારા જેવા અસામાન્ય શક્તિશાળી મનુષ્યને જન્મ આપી, તેને માટે જોઇતો માનસિક ખોરાક પૂરો નહિ પાડવાની કરેલી ભૂલ માટે, તેની મને દયા આવે છે. મને એવો વિચાર થઈ આવે છે, કે શું ઈશ્વર પણ ભૂલ કરતો હશે ખરો?"

શેરલોક હોમ્સની આ વિચિત્ર કલ્પનાનો જવાબ આપવાને માટે હું મ્હોં ખોલતો હતો એવામાં અમારા ઘરની રક્ષિકાએ બહારથી ધીમો ટકોરો મારીને બારણું ઉઘાડયું; અને તેણે અંદર દાખલ થઇને એક વિઝીટિંગ કાર્ડવાળી રકાબી ટેબલ ઉપર મૂકી.

" એક યુવાન બાનુ આપને મળવાને આવ્યાં છે." તેણે મારા મિત્રને ઉદ્દેશીને કહ્યું.

" મીસ મેરી મોર્સ્ટન!" તે પેલું વિઝીટિંગ કાર્ડ વાંચતાં બોલ્યોઃ " હું, આ નામ કોઈ દિવસ મારા સાંભળવામાં આવ્યું હોય એવું મને લાગતું નથી. મીસીસ હુડસન! એ યુવાન બાનુને ઉપર મોકલો. ડોકટર! તમારે તમારા ખંડમાં ચાલ્યા જવાની કશી પણ જરૂર નથી. અમારા બેની વાતચીત દરમિયાન તમે અહીં હાજર રહો એવી મારી ઇચ્છા છે."

## પ્રકરણ ૪ થું.

### નવીન કેસ.

મીસ મોર્સ્ટન ધીમા પરંતુ મક્કમ પગલે દિવાનખાનામાં દાખલ થઈ. તેનું સુકોમળ વદન બિલકુલ શાંત દેખાતું હતું. તે વયમાં યુવાન પરંતુ એકવડીયા શરીરની હતી. તેનો બાંધો નાજુક અને સૌંદર્ય-રેખાથી વિભૂષિત હતો. તેનો દેખાવ એક ખાનદાન કુટુમ્બની રમણીના જેવો લાગતો હતો. તેણે પહેરેલો પોષાક સુંદર અને અપ-ટુ-ડેટ ફેશનનો હતો. પણ એ કપડની સાદાઈ અને કાંઈક ઉતરતા પ્રકારની જાત ઉપરથી એવું અનુમાન થઈ શકતું હતું કે તેને ધારણ કરનારની આવક અમુક હદમાં સંકોચાઈ રહેલી હોવી જોઈએ. અર્થાત્ તે એક ધનવાન બાનુ નહતી. તેણે આસમાની રંગની ઝાંખ

વાળો પોશાક પહેર્યો હતો. પોષાક બિલકુલ ચોળાયા વગરનો અને સફાઈદાર હતો. મસ્તક ઉપર ધારણ કરેલી ટોપીનો રંગ પણ લગભગ પોષાકના જેવો જ હતો. માત્ર તેમાં સફેદ રંગનાં પિંછાં ખોસેલાં હતાં. તેનું વદન કેવળ સૌંદર્યની પ્રતિકૃતિરૂપ તો નહતું જ, પરંતુ ચ્હેરા ઉપર માધુર્ય અને લાલિત્ય દશ્યમાન્ થતું હતું. તેની મોટી ભૂરી આંખો આશ્ચર્યકારક રીતે ચમકતી હતી અને એ આંખોમાં દયા તથા દિલસોજીનું મિશ્રણ સ્પષ્ટ જણાઈ આવતું હતું. મેં મારા પ્રવાસ દરમિયાન અનેક પ્રકારની સ્ત્રીઓને જોઈ છે, પરંતુ આ સુંદરીના જેવું આકર્ષક અને ચંચળ વદન કદી પણ મારા જોવામાં આવ્યું નથી. પરંતુ જ્યારે શેરલોક હોમ્સે બતાવેલી ખુરસી ઉપર તેણે બેઠક લીધી ત્યારે તેના ધ્રૂજતા હોઠ અને હસ્તમાં ચાલતો કમ્પારો મારી દૃષ્ટિ બહાર રહી શક્યો નહિ. એ ઉપરથી સમજી શકાતું હતું કે તેનું હૃદય અત્યંત ઉશ્કેરાઈ ગયેલું હોવું જોઇએ.

"મી. હોમ્સ!" તે બોલી: "એક વખત મીસીસ સેસીલ ફોરેસ્ટરના ગૃહમાં ઉપસ્થિત થયેલો ગુંચવારો તમે દૂર કર્યો હતો તેથી જ હું તમારી સહાયની અપેક્ષા કરતી અહીં આવી છું. તમારી માયાળુતા અને હુશિયારીની મીસીસ ફોરેસ્ટર ઉપર અત્યંત અસર થઈ છે, અને તે તમારી ઘણી જ પ્રશંસા કરે છે."

"મીસીસ સેસીલ ફોરેસ્ટર!" શેરલોક હોમ્સ કાંઇક યાદ કરતો બોલ્યો: "હા, હું ધારૂં છું કે મેં તમને એક વાર સહાય કરી છે ખરી. પણ મને યાદ છે કે એ કેસ તો ઘણો જ સાદો હતો. એમાં મને વિશેષ શ્રમ પડયો નહતો."

"મીસીસ ફોરેસ્ટર એમ ધારતાં નથી. કદાચ એ કેસ તમને સાદો લાગ્યો હશે, પરંતુ હું ધારૂં છું કે મારા કેસના સંબંધમાં તો

તમે એમ નહિ જ કહી શકો. અત્યારે જે અવસ્થામાં હું આવી પડી છું, તેના કરતાં વિશેષ અને જેનો સંપૂર્ણ રીતે ખુલાસો ન કરી શકાય એવી સ્થિતિ બીજા કોઈની ભાગ્યે જ હશે."

હોમ્સ તેના હાથ ચોળવા લાગ્યો. તેની આંખો ચમકવા લાગી. તે પોતાની ખુરસી ઉપર સ્વસ્થપણે બેઠો. તેના ઉત્સાહપૂર્ણ વદન ઉપરથી જોઈ શકાતું હતું કે અત્યારે તેનું તમામ ધ્યાન મીસ મોર્સ્ટનનું કથન શ્રવણ કરવામાં જ રોકાયું હતું.

"તમારા કેસની હકીકત જણાવો." તેણે દમામદાર સ્વરે ટુંકામાં કહ્યું.

મીસ મોર્સ્ટન મૌન બેસી રહી. એથી મને લાગ્યું કે કદાચ મારી હાજરીમાં તે પોતાની અંગત હકીકત પ્રકટ કરવા નહિ ઇચ્છતી હોય. એટલે હું ખુરસીપરથી દિવાનખાનામાંથી બહાર જવાને માટે ઊભો થતો બોલ્યો: "મારી ખાત્રી છે કે તમે મને માફ કરશો."

પરંતુ મારી અજાયબી વચ્ચે યુવાન બાનુએ મને જતો અટકાવવાના ઉદ્દેશથી પોતાનો મોજાં નીચે ઢંકાયેલો હસ્ત ઉંચો કર્યો.

તે હોમ્સ તરફ જોઇને બોલી. "જો આપના મિત્ર અહીં રોકાવાની મહેરબાની કરશે, તો તેઓ પણ મને ઘણા જ કામના થઈ પડશે."

હવે મારે બહાર જવાની જરૂર રહી નહિ. એટલે હું પુનઃ ખુરસી ઉપર બેઠો.

મીસ મોર્સ્ટને આગળ ચલાવ્યું: "ટુંકાણમાં હકીકત આ પ્રમાણે છે: મારા પિતા એક હિંદી રેજીમેન્ટમાં લશ્કરી અમલદાર હતા. જ્યારે હું તદ્દન બાલક અવસ્થામાં હતી ત્યારે જ તેમણે મને અહીં

મોકલી આપી હતી. મારી મા મૃત્યુ પામી હતી અને ઇંગ્લાંડમાં બીજું કોઈ સગું ન હતું. એટલે મને એડિનબરોમાં એક સારા બોર્ડિંગ હાઉસમાં રાખવામાં આવી હતી. એ સ્થળે હું સતર વર્ષની થઈ ત્યાં સુધી રહી. ઈ. સ. ૧૮૭૮ માં મારા પિતા પોતાની રેજીમેન્ટમાં મુખ્ય કમાન તરીકે હતા, તે વખતે તેમણે બાર માસની રજા લઇને ઇંગ્લાંડ તરફ આવવાને પ્રયાણ કર્યું. લંડન આવી પહોંચ્યા બાદ તેમણે મને તાર કર્યો કે તે સહિસલામત આવી પહોંચ્યા છે. તેમાં તેમણે મને પોતાની પાસે આવવાને પણ લખ્યું હતું અને લેંગહામ હોટેલમાં પોતે ઉતર્યા છે એમ પણ જણાવ્યું હતું. મને સ્મરણ છે કે તેમના સંદેશામાં મારા પ્રત્યેની મમતા અને પ્રેમ સ્પષ્ટપણે વ્યક્ત થતાં હતાં. હું લંડન આવી પહોંચી કે ગાડી કરીને સીધી લેંગહામ હોટેલમાં ગઈ. ત્યાં તપાસ કરતાં મને જણાવવામાં આવ્યું કે કેપ્ટન મોર્સ્ટને અહીં ઉતારો કર્યો છે એ વાત ખરી, પરંતુ આગલી રાત્રીના તે કાંઈ કામ અર્થે બહાર ગયા છે ત્યાંથી હજી સુધી પાછા ફર્યા નથી. આખો દિવસ હું ત્યાં રોકાણી પરંતુ મારા પિતાના સંબંધમાં કશા પણ સમાચાર મને મળ્યા નહિ. રાત્રી પડી પરંતુ મારા પિતા પાછા ન આવ્યા એટલે હોટેલના મેનેજરની સલાહથી તેમના ગૂમ થવા વિષેની હકીકત મેં પોલિસને જાહેર કરી અને બીજે દિવસે સ્હવારે અમે તમામ વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબર આપી દીધી. અમારી તપાસનું કશું પણ પરિણામ આવ્યું નહિ; અને તે દિવસથી આજસુધી મારા કમનસીબ પિતાના સંબંધમાં એક શબ્દ પણ મારા સાંભળવામાં આવ્યો નથી. તે આશાભર્યા હૃદયે, શાંતિ અને સંતોષની પ્રાપ્તિને અર્થે વતનમાં આવ્યા હતા, જ્યારે તેને બદલે તો—"

તેનાથી વિશેષ બોલી શકાયું નહિ. તેનું હૈયું ભરાઈ આવ્યું હતું. આંખોમાં આંસુ ધાઈ આવ્યાં હતાં. તે ડુસકા ભરવા લાગી.

"તે દિવસે કઇ તારિખ હતી?" શેરલોક હોમ્સે પોતાની નોંધપોથી ઉઘાડતાં પ્રશ્ન કર્યો.

"તે આજથી લગભગ દશ વર્ષ પહેલાં એટલે ઈ. સ. ૧૮૭૮ ના ડિસેમ્બર માસની ૩ જી તારીખે ગૂમ થયા હતા."

"એમનો સામાન?"

"સામાન તો હોટેલમાં જ રાખ્યો છે. પરંતુ સામાન ઉપરથી કાંઈ પત્તો લાગે એવું નથી. એમાં કેટલાંક કપડાં, થોડાંક પુસ્તકો અને આન્ડામાન બેટોની અજાયબી ભરી ચીજોનો સારો સંગ્રહ છે. તેઓ આંડામાનમાં જેમને દેશનિકાલ કરેલા હોય તેમના ઉપર દેખરેખ રાખનારી ટુકડીના તે કેપ્ટન હતા."

"આ શહેરમાં એમના કોઈ સ્નેહી છે ખરા?"

"મારા જાણુવા મુજબ તો માત્ર એક જ સ્નેહી હતો. તેનું નામ મેજર શોલ્ટો છે. તે પણ તેમની જ રેજીમેન્ટમાં મેજર હતો એ રેજીમેન્ટનું નામ ૩૪ મી બોમ્બે ઇન્ફેન્ટરી. મેજર શોલ્ટો મારા પિતા દેશમાં આવેલા તેની પહેલાં કેટલાક સમયથી પેન્શન ઉપર રિટાયર થયો હતો અને અપર નોરવુડમાં રહેતો હતો. અલબત્ત અમે મારા પિતાના ગૂમ થવાના સંબંધમાં તેમને પણ જણાવ્યું તો હતું જ. પરંતુ તેમણે કહ્યું કે 'કેપ્ટન મોર્સ્ટન ઈંગ્લાંડમા આવ્યા છે, એમ પણ મારા જાણુવામાં આજે જ આવે છે!'"

"ખરેખર વિચિત્ર કેસ છે!" શેરલોક હોમ્સે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"હજી પૂરેપૂરા વિચિત્ર ભાગનું વર્ણન તો મેં કર્યું જ નથી.

લગભગ છ વર્ષ પહેલાં ચોક્કસપણે કહું તો ઈ. સ. ૧૮૮૨ ના મે માસની ૪ થી તારીખે ‘ ધી ટાઈમ્સ ’ પત્રમાં એક જાહેર ખબર પ્રકટ થઈ હતી. એ જાહેર ખબરમાં મીસ મોર્સ્ટનને એટલે કે મને પોતાનું સાંપ્રત ઠેકાણું જણાવવાની સૂચના કરવામાં આવી હતી. તેમાં એમ પણ જણાવ્યું હતું કે માત્ર તેના એટલે મારા કલ્યાણ અને લાભને અર્થે જ આ ઠેકાણાની માગણી કરવામાં આવે છે. તે જાહેર ખબરની નીચે જાહેર ખબર આપનારનું નામ કે ઠેકાણું ન હતું. બરોબર એ અરસામાં જ હું મીસીસ સેસીલ ફોરેસ્ટરના કુટુમ્બમાં તેમનાં બાળકોને શિક્ષણ આપવાને માટે ગવર્નેસ તરીકે દાખલ થઈ હતી. આ જાહેરખબર મેં તેમને બતાવીને સલાહ માગી. તેમણે મારૂં ઠેકાણું પ્રકટ કરાવ્યું. તેજ દિવસે પોસ્ટ મારફતે એક જાડા કાગળની બનાવેલી ન્હાની ડાબડી મને જે સરનામું મેં જણાવ્યું હતું તેજ શરનામે મળી. ડાબડી ખોલીને જોતાં તેમાં એક મોટું, ચળકતું અને પાણીદાર મોતી મારા જોવામાં આવ્યું. તે સિવાય અંદર કાંઈ પણ લખેલું ન હતું. ત્યારપછી દર સાલ એવી જ એક ડાબડી મને પોસ્ટ મારફતે મળ્યા કરે છે. એ ડાબડીમાં એવી જ જાતનું એક મોતી હોય છે. પરંતુ એક પણ ડાબડી ઉપરથી તેના મોકલનારના નામ કિંવા શરનામાનો પત્તો લાગી શકે તેમ નથી. હીરામોતીની પરીક્ષા કરનાર એક કુશળ ઝવેરીને અમે એ મોતી બતાવ્યાં હતાં. તેણે એવો અભિપ્રાય આપ્યો હતો કે આ મોતી ઊંચાં અને અત્યંત કીમતી છે અને આવાં મોતી કવચિત્ જ મળી આવે છે. તમારે જોવાને માટે હું તે મારી સાથે જ લેતી આવી છું. એપરથી તમે પણ જોઈ શકશો કે તે ઘણાં જ સુંદર છે. ”

એ પ્રમાણે બોલતાં તેણે એક ચપટી ડાબડી ખોલી. તેની અં-

દર ૭ મોતી અમારા જોવામાં આવ્યાં. હું કબૂલ કરૂં છું કે આવાં મોતી મેં અગાઉ કદી પણ જોયાં ન હતાં.

"તમારી હકીકત અત્યંત રસપ્રદાયક છે." શેરલોક હોમ્સ બોલ્યો: "વારૂ, આ સિવાય બીજું કાંઈ જાણવાજોગ બન્યું છે ખરૂં?"

"હા જી, અને તે પણ આજે જ બન્યું છે. મારૂં અહીં આવવાનું કારણ પણ તે જ છે. આજે સ્હવારે જ આ પત્ર મને મળ્યો છે. હું ધારૂં છું કે એ તમે તમારી મેળે જ વાંચી જૂઓ તો તેમાં હરકત જેવું નથી."

"આપનો આભાર થયો." શેરલોક હોમ્સે કહ્યું: "મહેરબાની કરીને એનું કવર પણ મને આપો. કવર ઉપર પોસ્ટની છાપમાં 'લંડન એસ. ડબલ્યુ.' છે. તારીખ ૭ મી જુલાઈ. હં! ખૂણા ઉપર માણસના અંગુઠાનું ચિહ્ન પડી રહ્યું છે. કદાચિત્ પોસ્ટમેનના અંગુઠાનું પણ હોય. કાગળ અતિ ઉત્તમ જાતનો છે. આવાં કવરોનું એક પેકેટ ૭ પેન્સનું મળે છે. આ લખનાર સ્ટેશનરીનો સામાન ખાસ ઉંચા પ્રકારનો વાપરતો હોવો જોઇએ. શરનામું નથી. 'આજે રાત્રે સાત વાગે લીસીયમ થીએટરની બાજુમાં ડાબી તરફ ત્રીજા થાંભલા પાસે આવવું, જો તમને વિશ્વાસ ન આવતો હોય તો તમારી સાથે તમારા બે મિત્રોને લાવવા. તમને દગો દેવામાં આવ્યો છે. પરંતુ તમને ઈન્સાફ મળશે જ. તમારી સાથે પોલિસને લાવશો નહિ. જો લાવશો તો બધું નિષ્ફળ થશે. તમારો અજાણ્યો મિત્ર.' અહો, ખરેખર આતો રહસ્યમય દેખાય છે! મીસ મોર્સ્ટન! આ બાબતમાં તમારો શો વિચાર છે?"

"એ સંબંધમાં મેં કાંઈ વિચાર કર્યો જ નથી. એ માટે જ હું તમારી સલાહ લેવાને અત્ર આવી છું." યુવતીએ કહ્યું.

# પ્રકરણ ૫ મું.

## નક્કી જવું જ!

શેરલોક હોમ્સ બોલ્યો: "જો મારી સલાહ માગતા હો તો હું તો કહું છું કે આપણે ચોક્કસ જવું જ—તમે, હું અને ત્રીજો —હા, ડૉ. વોટસન ત્રીજા માણસ તરીકે કામ લાગી શકશે. તમારા ઉપર પત્ર લખનાર એ મિત્રોને સાથે લાવવાનું જણાવે છે. મેં અને ડોકટરે ઘણા કેસોમાં સાથે જ કામ કરેલું છે."

"પણ ડોકટર આવશે ખરા?" મીસ મોર્સ્ટને પ્રશ્ન કર્યો. તેના અવાજ અને ચહેરાપરથી તે મને અરજ કરતી હોય એમ મને લાગ્યું.

"જો હું તમને કોઈ પણ રીતે ઉપયોગી થઈ શકું તેમ હોય તો એથી મને ઘણો જ આનંદ થશે, અને તમારા જેવી રમણીને સહાયભૂત થવામાં હું ઓછી મગરૂરી માનતો નથી." મેં પણ આવેશપૂર્વક કહ્યું.

"તમે બન્ને ઘણા જ માયાળુ છો." તે બોલી. "અત્યારસુધી મેં એકાંતવાસમાં જ જીવન ગાળ્યું છે. મારો એક પણ મિત્ર નથી કે જેને હું મારી સાથે આવવાને વિનવી શકું. ત્યારે હું ધારૂં છું કે જો હું પુનઃ સ્હાંજે ૭ વાગે અહીં આવી પહોંચું તો ચાલશે."

"હા, એથી મોડાં તમારે આવવું નહિ." હોમ્સે કહ્યું: "હવે એક મુદ્દાના સંબંધમાં મારે તમને પૂછવાનું છે. મોતીવાળી ડાબડીઓ ઉપર જે સરનામું હોય છે તેના અક્ષર જેવા જ આ પત્રના અક્ષરો છે?"

"એ થરનામાનાં લેબલ પણ હું મારી સાથે જ લેતી આવી છું." તેણે કહ્યું અને કાગળનાં છ લેબલ અમારી સામે રજુ કર્યા.

"ખરેખર તમે એક નમૂનેદાર અસીલ છો. કેસની હકીકત તમને બહુ સારી રીતે જણાવતાં આવડે છે. વારૂ, જોવા દ્યો જોઈ!" તેણે પેલાં લેબલ ટેબલ ઉપર પાથર્યાં અને એક પછી એક દરેક લેબલનું તેણે બારિક નિરીક્ષણ કરી જોયું "આ કાગળ સિવાય તમામ લેબલો ઉપરનાં થરનામાંના અક્ષરો જુદી જુદી ધાટીમાં લખેલા છે. પરંતુ તમે જોશો તો માલૂમ પડશે કે આ તમામ અક્ષરો એક જ ધણીએ લખેલા છે. જૂઓ આ ગ્રીક 'e' દરેક સ્થળે એક સરખી રીતે જ વળેલો છે, અને દરેક શબ્દમાં છેવટે આવેલો 's' અક્ષર પણ એક સરખા જ વળાંકનો છે. એ ઉપરથી નિઃશંકપણે કહી શકાય કે તે એક જ માણસે લખેલ છે. પરંતુ આ અક્ષરો અને તમારા પિતાના અક્ષરો વચ્ચે કાંઈ મળતાપણું તમને જણાય છે ખરૂં?"

"જરી પણ નહિ." મીસ મોર્સ્ટને ભારપૂર્વક કહ્યું.

"તમે એમ કહેશો એ મેં ધારી જ રાખ્યું હતું. વારૂ ત્યારે અમે બરોબર છ વાગે તમારી રાહ જોઇશું. આ કાગળો અહીં રહેવા દ્યો. હજી એક વાર ફરીથી આ કેસ હું વિચારી જઇશ. હજી ઘડિઆળમાં સ્હાડાત્રણ જ થયા છે. સાહેબજી, ત્યારે."

"સાહેબજી." મુલાકાતે આવેલી રમણીએ શિષ્ટાચાર કર્યો, અને અમારી બન્નેની તરફ ચમકતી માયાળુ દૃષ્ટિએ જોતાં મોતીની ડાબડી ગજવામાં મૂકી દઇને તે ઉતાવળે પગલે ચાલી ગઈ.

હું બારી પાસે જઇને ઊભો રહ્યો અને તે સ્રીની આસમાની

ટોપી તથા ધોળાં પિંછાં દેખાતાં બંધ થયાં ત્યાંસુધી તેની સામે જોઈ રહ્યો. તે ગીરદીવાળા રસ્તાપર ત્વરાથી ચાલી જતી હતી.

" અહા ! ઘણી જ સુંદર સ્ત્રી ! " હું મારા મિત્ર તરફ ફરીને બોલી ઉઠ્યો.

તેણે પુનઃ હોકલી ભરીને સળગાવી હતી અને પોપચાં વીંચી દઈને તે ખુરસીપર અઢેલાઈને પડ્યો હતો. " એ સુંદર હતી ? " તે બેદરકારીના ભાવપૂર્વક બોલ્યોઃ " મેં તેના શરીરસૌંદર્યનું અવલોકન કર્યું ન હતું. "

" ખરેખર, તમે એક હાલતાચાલતા યંત્ર જેવા જ છો. " હું બોલ્યોઃ " કોઈ કોઈ વાર મને ચોક્કસપણે એમ માલૂમ પડયું છે કે તમારામાં માનુષીય લાગણી જ નથી."

તે ધીમું હસ્યો. થોડી વારે તેણે કહ્યું: " કોઈ પણ મનુષ્યના શારીરિક સૌંદર્ય કે કુરૂપતાના દર્શનથી તમારે તમારો અભિપ્રાય બાંધવો નહિ, એ મુખ્ય અને ખાસ અગત્યનો મુદ્દો છે. મારું અસીલ મારી દૃષ્ટિએ મને કેવળ જડવત્ જ ભાસે છે. જો આપણો સ્વભાવ ઘડી ઘડીમાં લાગણીને વશ થઈ જતો હોય તો પછી એથી આપણી તર્કશક્તિ અને વિચારણાબુદ્ધિને હાની પહોંચે છે. હું તમને ખાત્રીપૂર્વક કહું છું કે મારા જીવનમાં મેં કદી પણ નહિ જોયેલી એવી એક સુંદર સ્ત્રીએ તેનાં ત્રણ બાળકોને ઝેર આપીને મારી નાખ્યાં હતાં, અને એથી તેને ફાંસીને લાકડે લટકવું પડયું હતું. ઝેર આપવાનું કારણ માત્ર એ જ હતું કે જો પોતાનાં બાળકોની હયાતી ન ન હોય તો તેમના વીમાના પૈસા પોતાને મળે તેમ હતું. મારો એક ઓળખીતો હતો. તેનો દેખાવ આપણને અણગમો ઉપજાવે તેવો છે.

પરંતુ તે ઘણો જ ઉદાર છે અને તેણે લગભગ અઢી લાખ પાઉંડ લંડનના ગરીબોના લાભાર્થે આપી દીધા છે."

"એમ છતાંયે મીસ મોરર્ટનની બાબતમાં તો—"

મને વચ્ચેથી જ બોલતો અટકાવીને તે બોલ્યો: "કોઈ પણ બાબતમાં અપવાદ હોય એમ હું માનતો નથી. કેમકે અપવાદ રજુ કરવાથી મુખ્ય નિયમનું મહત્ત્વ ઘટી જાય છે. વારૂ, એ વાત જવા દો. તમે જુદા જુદા પ્રકારના હસ્તાક્ષરોનો કદી પણ અભ્યાસ કરેલો છે ખરો? આ માણસના હસ્તાક્ષરપરથી તમે શો તર્ક કરો છો?"

"અક્ષર ઉકલી શકે તેવા અને એક સરખા છે." મેં જવાબ આપ્યો: "ધંધાદારી માણસ હોવો જોઇએ. તેમ જ તેમાં તેના ચારિત્ર્યની કાંઈક અસર પણ જણાય છે." હોમ્સે પોતાનું મસ્તક ધૂણાવીને નિરાશા દર્શાવી.

"તેના દીર્ઘ અક્ષરો તરફ દૃષ્ટિ કરો." તે બોલ્યો: "જૂઓ આ 'd' છે તે 'l' ના જેવો અને અહીં 'l' છે તે 'e' ના જેવો લાગે છે. જેમને પોતાના ચારિત્ર્યને માટે અભિમાન હોય છે એવા માણસો ગમે તેવા અસ્પષ્ટ અક્ષરો લખે પરંતુ દીર્ઘ અક્ષરોને તેની પૂરતી હદ લંબાવ્યા સિવાય રહેતા નથી. એના બધા 'k' અસ્થિર પણે લખાયલા જણાય છે અને મોટા અક્ષરો ભારપૂર્વક લખાયેલા છે. હું હવે બહાર જાઉં છું. મારે કેટલીક બાબતની તપાસ કરવાની છે. તે દરમિયાન તમે આ પુસ્તક વાંચો. તેની લેખન શૈલી સર્વોત્તમ છે. આ પુસ્તકનું નામ 'માર્ટીરડમ ઓફ મેન' છે અને તે વીનવૂડ રીડે લખેલું છે. હું એક કલાકમાં પાછો આવી જઇશ."

હું એ પુસ્તક લઇને બારી પાસે બેઠો. પરંતુ એમાં મારૂં લક્ષ

ગોટયું નહિ. મારા વિચારો દૂર દૂર ભમતા હતા. મારા મનમાં અમારી મુલાકાતે આવનાર મીસ મોર્સ્ટનની મૂર્ત્તિ ખડી થઇ હતી. તેનું મૃદુ હાસ્ય, તેના અવાજમાં રહેલી મીઠાશ, તેના જીવન સાથે જોડાયેલું અદ્દભુત રહસ્ય, વગેરેના સંબંધમાં વિચાર કરવામાં મારૂં મન ગુંથાયું હતું. જ્યારે તેનો પિતા ગૂમ થઇ ગયો ત્યારે જો તે સતર વર્ષની હોય તો અત્યારે સતાવીશ વર્ષની ઉમર તેની હોવી જોઇએ. અહા ! ભર જુવાનીમાં તેના મન ઉપર કેટલી બધી ચિંતા આવી પડી છે ! ચિંતાને લીધે જ તેનો દેખાવ એક ગંભીર મનુષ્યના જેવો થયેલો હોવો જોઇએ. હું બેઠો બેઠો એ યુવતીના જ વિચાર વમળમાં ચડી ગયો. પરંતુ ધીમે ધીમે વિચારપ્રવાહ એટલો બધો ભયંકર બની ગયો કે વધુ વખત તેમાં તણાયા કરવું તે મને ઠીક લાગ્યું નહિ. એટલે એકદમ ત્યાંથી હું ઉઠયો અને મારા ટેબલ પાસે જઇને મનુષ્યનાં દરદોનાં નિદાન સંબંધમાં લખેલું એક પુસ્તક વાંચવા લાગ્યો. હું કોણ માત્ર ? એક સાધારણ લશ્કરી સર્જન ! મારો નબળો પગ અને તેવી જ નબળી આર્થિક સ્થિતિ હોવા છતાં આવા વિચારો કરવાની મારાથી હિમ્મત જ કેમ કરાય ? શેરલોક હોમ્સે કહ્યું હતું તેમ આ રમણીને મારે પણ જડવત્–પૂતળી જેવી માનવી જોઇએ. તેના મોહમાં પડવું એ ઉચિત નથી. જો મારૂં ભવિષ્ય નિરાશાજનક હોય તો માત્ર કલ્પનાના તરંગો દોડાવીને ખોટી આશાને ધારણ કરવી એ કરતાં તો આવી પડનારી નિરાશાને સહન કરવી એ જ મારે માટે ઉત્તમ માર્ગ છે. એ પ્રમાણે મારા મનને કાબૂમાં રાખવાનો મેં પ્રયત્ન કર્યો. પ્રિય વાચક ! પ્રથમ દૃષ્ટિએ પ્રેમોદ્દભવ થાય છે એવું મેં અનેક નવલકથાઓમાં વાંચ્યું હતું. પરંતુ નવલકથાઓમાં જે લખેલું હોય એ બધું જ કાંઇ સાચ્યું હોતું નથી એવી

માનિનતા હતી. આજે મને થયેલા અનુભવે મારી એ માનિનતાને ડગમગાવી મેલી હતી. હું કબૂલ કરૂં છું કે મીસ મોર્સ્ટનના દર્શન માત્રથી મારા મનમાં આજ સુધી કદી પણ નહિ ઉત્પન્ન થયેલા એવા અવનવા પ્રેમનો પાદુર્ભાવ થયો હતો. એટલે ગમે તેવા તરંગોને વશ બની જતા મનના સ્વભાવને કાબૂમાં રાખવાનું મારૂં કર્ત્તવ્ય હતું; અસ્તુ.



# પ્રકરણ ૬ ઠું.

## એક નવીન રહસ્ય.



હોમ્સ જ્યારે પાછો ઘેર આવ્યો ત્યારે સ્હાડા પાંચ થઇ ગયા હતા. તેના ચ્હેરાપર ઉમંગ, આતુરતા, ઉત્સાહ જણાતાં હતાં. એ ઉપરથી હું સમજી શક્યો કે 'કંઈ લાખો નિરાશામાં અમર આશા રહેલી છે.'

"આ કેસમાં કાંઇ એટલું બધું મહત્વનું રહસ્ય સમાયેલું નથી." મેં તેના કપમાં રેડેલી કોફી પિતો પિતો તે બોલ્યોઃ "આ બાબતમાં માત્ર એકજ ખુલાસાની જરૂર રહે છે."

"શું ? ત્યારે તમે એનું રહસ્ય શોધી પણ કાઢયું ?" મેં અજાયબી સાથે પ્રશ્ન કર્યો.

"ના, એમ તો હજી કહી શકાય તેમ નથી. એટલું માત્ર ખરૂં કે મેં એક સૂચક મુદ્દો શોધી કાઢયો છે. પરંતુ એ માત્ર સૂચક જ છે. તેને માટે વિગતો મેળવવાની બાકી છે. 'ધી ટાઇમ્સ'

પત્રની આગલી ફાઇલો તપાસતાં મને માલૂમ પડી આવ્યું કે ૩૪મી બોમ્બે ઇન્ફન્ટરીનો પેન્શન ઉપર રિટાયર થયેલો લશ્કરી અમલદાર મેજર શોલ્ટો જે અપર નોરવુડ ખાતે નિવાસ કરી રહ્યો હતો તે ઈ. સ. ૧૮૮૨ના એપ્રિલ માસની ૨૮મી તારીખે મરણ પામ્યો છે."

"હોમ્સ! કદાચ તમે મને તદ્દન બોથડ ધારશો, પણ આ મુદ્દા ઉપરથી શું સૂચન થઇ શકે છે એ હું જરી પણ સમજી શકતો નથી."

"જરી પણ નહિ? તમારા શબ્દોથી મને અત્યંત અજાયબી ઉપજે છે. ત્યારે જૂઓ હું તમને સમજાવું. કેપ્ટન મોર્સ્ટન ગૂમ થઈ જાય છે. લંડન ખાતે તેનો શોલ્ટો સિવાય બીજો કોઇ પણ સ્નેહી ન હતો. એટલે જો તેણે લંડનમાં આવીને કોઈની મુલાકાત લીધી હોય તો તે માત્ર મેજર શોલ્ટોની જ. પરંતુ મેજર શોલ્ટો જણાવે છે કે કેપ્ટન લંડનમાં આવેલ છે એવી પણ તેને ખબર ન હતી. વારૂ, કેપ્ટનના ગૂમ થવા બાદ ચાર વર્ષ પછી મેજર શોલ્ટો મૃત્યુ પામે છે. તેના મૃત્યુ પછીના પહેલા જ અડવાડિયામાં—યાદ રાખજો કે પહેલા જ અડવાડિયામાં કેપ્ટન મોર્સ્ટનની દીકરીને એક કીમતી ભેટ મળે છે; તે ભેટ દરેક વર્ષ નિયમિત રીતે મોકલવામાં આવે છે. હવે તેને એક પત્ર મળે છે. જે પત્રમાં એમ દર્શાવવામાં આવ્યું છે કે તેને એટલે મીસ મોર્સ્ટનને દગો દેવામાં આવ્યો છે. તેના પિતાને ગૂમ કરી દેવામાં આવ્યો, એ સિવાય મીસ મોર્સ્ટનને બીજો શો દગો થયેલો હોઇ શકે? અને મેજર શોલ્ટોના વારસો આ રહસ્યથી થોડે ઘણે અંશે પણ વાકેફગાર ન હોય, અને મીસ મોર્સ્ટનને કરવામાં આવેલા નુકસાનનો બદલો વાળવા ઇચ્છતા ન હોય તો પછી મેજર શોલ્ટોના મૃત્યુ બાદ તુરત જ મીસ મોર્સ્ટનને કીમતી

ભેટ મળવાનો પ્રારંભ કેવી રીતે થઇ શકે ? આ સિવાય બીજુ કાંઈ કારણુ તમારા મગજમાં ઉપસ્થિત થાય છે ખરૂં ? પરંતુ એ કારણુ મીસ મોર્સ્ટનની તમામ પરિસ્થતિની સાથે બંધબેસતું થવું જોઇએ."

"પણ આ બદલોયે કેવો વિચિત્ર ! અને તે પણ કેવી ચમત્કારિક રીતે આપવામાં આવે છે! વળી જે પત્ર તેણે આજથી છ વર્ષ પહેલાં લખવો જોઇએ હતો, તે પત્ર આજે લખવાનું કારણુ શું ? બીજું: પત્રમાં જણાવ્યું છે કે મીસ મોર્સ્ટનને ઇન્સાફ મળશે ! તેને કેવા પ્રકારનો ઈન્સાફ આપવામાં આવશે ? તેનો બાપ જીવતો હોય એમ માનવાનું સાહસ કરી શકાય તેમ નથી. અને તેના બાપના ગૂમ થઇ જવા સિવાય મીસ મોર્સ્ટનને બીજું નુકસાન થયેલું નથી. તો પછી જ્યાંસુધી તેનો બાપ પુનઃ તેને ન ભેટે ત્યાંસુધી તેને યોગ્ય ઈન્સાફ મળ્યો છે એમ કેવી રીતે કહેવાય ? "

"હા, એ જાણવામાં મુશ્કેલી છે ખરી—એ મુશ્કેલીનો અત્યારે આપણને કાંઇપણ ખ્યાલ આવી શકે તેમ નથી." શેરલોક હોમ્સે વિચાર કરતાં કહ્યું: "પણ હું ધારૂં છું કે આજ રાત્રીનો આપણો પ્રવાસ એ બધી મુશ્કેલીઓનો અંત લાવશે ખરો. અહો ! વિક્ટોરિયા તો આવી પણ ખરી. અંદર મીસ મોર્સ્ટન બેઠેલી જણાય છે. તમે તો તૈયાર છોને ? ત્યારે ચાલો આપણે નીચે જ જઇએ. કેમકે છ વાગી ગયા છે. "

મેં મારી ટોપી અને એક વજનદાર લાકડી લઈ લીધી. પરંતુ મેં જોયું કે હોમ્સે તેના ટેબલના ખાનામાંથી એક રિવોલ્વર લઇને તેના ખીસામાં સરકાવી દીધી. એ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે અમારો રાત્રીનો પ્રવાસ કદાચ ગંભીર પ્રકારનો નિવડે એવું તેનું ધારવું હોવું જોઇએ.

મીસ મોર્સ્ટને કાળા રંગનો પોષાક ધારણ કર્યો હતો. તેનો આકર્ષક ચહેરો શાંત પરંતુ સ્હેજ ફીક્કો હતો. ગમે તેમ તોયે તે એક સ્ત્રી હતી. એટલે જે વિચિત્ર સાહસ પોતાને ખેડવાનું હતું એથી તેનું મન અસ્વસ્થ બને એ સ્વાભાવિક હતું. એમ છતાં પણ તે પોતાના મન ઉપર પૂર્ણપણે કાબુ રાખી શકી હતી. મારા મિત્રે અત્યારે તેને કરેલા કેટલાક વધારાના પ્રશ્નોનો તેણે સ્હેજ પણ ગભરાટ કે સંકોચ સિવાય તુરત જવાબ આપ્યો હતો.

" મારા પિતા અને મેજર શોલ્ટો વચ્ચે અત્યંત ગાઢ સ્નેહ હતો." તે બોલી: " તે મારાપર પત્રો લખતા તેમાં દરેકમાં મેજર શોલ્ટોનું નામ આવતું. મારા પિતા અને મેજર આન્દામાનના બેટોમાં ચોકી માટે રહેતી ટુકડીઓના ઉપરિ તરીકે હતા. એટલે તે ઘણો વખત સુધી એક બીજાની સાથે રહ્યા હતા. વચ્ચે એક વાત હું કહી લઉં. મારા પિતાના ડેસ્કમાંથી એક વિચિત્ર પત્ર મળી આવ્યો છે, તેની અંદરનું લખાણ કોઈ પણ સમજી શકતું નથી. એ જરી પણ અગત્યનો હોય એમ હું ધારતી નથી, તો પણ મને લાગ્યું કે કદાચ એ પત્રનું નિરીક્ષણ કરવાનું તમે પસંદ કરશો. એમ ધારીને એ પત્ર હું મારી સાથે લેતી આવી છું. જૂઓ આ રહ્યો."

શેરલોક હોમ્સે સંભાળપૂર્વક ઘડી વાળેલા એ પત્રને ઉખેળીને પહોળો કર્યો અને પોતાના ખોળામાં મૂક્યો. પછી તેણે સૂક્ષ્મદર્શક યંત્રની સહાયથી આખા પત્રનો તમામ ભાગ એકેએક પદ્ધતિસર આગળ પાછળ અવલોકી જોયો.

અવલોકનકાર્ય પૂર્ણ થયા બાદ તે બોલ્યો: " આ કાગળ હિંદુસ્તાનની દેશી બનાવટનો છે. કોઈ વાર આ પત્ર પાટીયા ઉપર ચોટાડવામાં આવેલો હોવો જોઇએ. તેના ઉપર જે નકશો ચિતરેલો

છે તે કોઈ મોટા મકાનનો પ્લાન હોવો જોઇએ. એ મકાનમાં પુષ્કળ ઓરડા, પરશાળો અને એક સ્થળેથી બીજે સ્થળે જવાને રસ્તા હોવા જોઇએ. એક ઠેકાણે રાતી શાહી વડે ન્હાની ચોકડી કરેલી છે અને તેની ઉપર ' ડાબી બાજુએથી ૩. ૩૭ ' એ પ્રમાણે પેન્સીલના ઝાંખા અક્ષરે લખેલું છે. ડાબી બાજુના ખૂણા ઉપર સંજ્ઞા તરીકે ચાર ક્રોસ દોરેલા છે. તે એવી રીતે કે ચારે ક્રોસના હાથ એક બીજાને અડકેલા છે. તેની પાસે અસ્પષ્ટ અને ખડબચડા અક્ષરે આ પ્રમાણે લખ્યું છેઃ— ' ચાર જણાની સહી-**જોનાથન સ્મોલ**, **મહોમતસિંધ**, **અબ્દુલ્લાહ ખાન**, **દોસ્ત અકબર**. ' હા, હું કબુલ કરૂં છું કે આપણી બાબતની સાથે આ પત્રને શો સંબંધ હોય તે હું સમજી શકતો નથી. તો પણ આ પત્ર અતિ અગત્યનો છે એમ પણ કહ્યા સિવાય ચાલતું નથી. આ પત્ર ડાયરીની અંદર અતિ સંભાળપૂર્વક રાખવામાં આવ્યો હોય એમ લાગે છે. કેમકે તેની આગળ અને પાછળની બન્ને બાજુ સાફ અને ડાઘા વગરની છે."

" હા, મારા પિતાની ડાયરીમાંથી જ આ કાગળ અમને મળી આવ્યો હતો." મીસ મોર્સ્ટને ટેકો આપ્યો.

" ત્યારે આ પત્રને કાળજીપૂર્વક સાચવી રાખજો, મીસ મોર્સ્ટન ! કેમકે ભવિષ્યમાં તે આપણને ઉપયોગી પણ થઇ પડે. મને એવી શંકા આવવા લાગી છે કે પ્રથમ મેં ધાર્યું હતું તે કરતાં આ કેસનું રહસ્ય વધારે ઊંડું અને ગુંચવણીભર્યું થઇ પડશે. મારે મારાં અનુમાનોના સંબંધમાં એક વાર ફરીથી વિચાર કરી જવો પડશે."

જે વખતે આ વાત ચાલતી હતી તે વખતે અમે ગાડીમાં જ બેઠેલાં હતાં એ જણાવવાનું હું અગાઉ વિસરી ગયો છું. શેરલોક

હોમ્સ ગાડીમાં પાછળના તકીયાને અઠેલીને બેઠો. તેની સંકુચિત ભ્રમરો અને નિસ્તેજ નેત્રો ઉપરથી હું સમજી શક્યો કે તે કાંઈ ઊંડા વિચારમાં તલ્લિન બની ગયેલો હોવો જોઇએ. હું અને મીસ મોર્સ્ટન ધીમે અવાજે અમારા પ્રવાસ તથા તેના નિપજનારા પરિણામની સંભવિતતાના સંબંધમાં વાતો કરતાં હતાં પરંતુ તે દરમિયાન મારો મિત્ર તદ્દન મૌન જ રહ્યો હતો. તેના એ મૌનનો અમારી મુસાફરીના અંત સુધી ભંગ થયો નહિ.

## પ્રકરણ ૭ મું.

### પરિણામની તપાસમાં.

સપ્ટેમ્બર માસની સાયંકાળ હતી. હજી સાત વાગ્યા ન હતા. તો પણ દિવસ ઝાંખો અને નિસ્તેજ લાગતો હતો. આ મહાન નગરની આસપાસ ગાઢ ધુમસે પોતાનું સામ્રાજ્ય જમાવ્યું હતું. કાદવવાળા રસ્તાઓ ઉપર ઉંચે આકાશમાંથી કાદવના જેવા રંગવાળાં વાદળાં શોકપૂર્ણ દૃષ્ટિ નાખી રહ્યાં હતાં. અમે આ વખતે સ્ટ્રેન્ડ રસ્તાપર હતા. રસ્તા ઉપરના દીવા ધુમસને લીધે ઝાંખા પડી ગયા હતા, અને તેનો ઝાંખો પ્રકાશ આસપાસના શોકમય દૃશ્યમાં વૃદ્ધિ કરતો હતો. એ ઝાંખા પ્રકાશમાં વચ્ચે વચ્ચે દૃશ્ય થતા મનુષ્યો સામે દૃષ્ટિ કરતાં મારા મનમાં જાણે હું કોઈ ભૂતના નગરમાં આવી પડ્યો છું એવી વિચિત્ર કલ્પના ઉપસ્થિત થઇ ! કોઇનો શોકજનક ચ્હેરો, કોઇનું આનંદી વદન, કોઇનાં ડાચાં મળી ગયેલાં, કોઇની

મુખમુદ્રા પ્રફુલ્લિત ! જેમ આપણે માનવ જાતિનાં પ્રાણીઓ અંધકારમાંથી પ્રકાશમાં આવીએ છીએ અને પાછા અનંત અંધકારમાં લય પામી જઇએ છીએ, તે પ્રમાણે રસ્તાપર ચાલતાં મનુષ્યો દીવાની પેઠે ઝળકીને લય પામતાં મારી દષ્ટિએ પડતાં હતાં. હું એકદમ કોઈ પણ પ્રકારની લાગણીને વશ થઈ જાઉં એવો મારો સ્વભાવ નથી. તદપિ એક તો શૂન્ય અને અંધકારમય સાયંકાળ અને તેમાં જે કાર્યને માટે અમે નિકળ્યાં હતાં, તેના વિચિત્ર રહસ્યના વિચારોને લીધે મારૂં મન નિઃસ્તબ્ધ અને શોકપૂર્ણ બની ગયું હતું. મીસ મોર્સ્ટનના ચ્હેરાપરથી તેના મનમાં પણ મારા જેવી જ લાગણીઓ ઉછાળા મારી રહી હતી એમ હું જોઈ શકતો હતો. માત્ર હોમ્સના ઉપર આસપાસના સંયોગોની લેશ પણ અસર થયેલી જણાતી ન હતી. તેણે પોતાની નોંધપોથી ખોળા ઉપર રાખી હતી અને અવારનવાર પોતાના પોકેટલેમ્પના પ્રકાશની સહાયથી તે એ નોંધપોથીમાં કાંઇક લખતો હતો.

**લી**સીયમ થીએટર પાસે અંદર દાખલ થવાના દ્વાર ઉપર માણસોની પુષ્કળ ભીડ હતી. તેની આગળ રસ્તા ઉપર ઉપરાછાપરી ન્હાની મોટી, સાધારણ અને ઉંચા પ્રકારની, બે પૈડાંની અને ચાર પૈડાંની ગાડીઓ આવીને ઊભી રહેતી; તેમાંથી સુંદર પોષાક ધારણ કરેલા પુરુષો અને શાલ તથા હીરા વગેરે ઝવેરાતથી લચી પડતી રમણીઓ ઉતરીને થીએટરમાં દાખલ થતાં હતાં. અમારે કાંઈ થીએટરમાં દાખલ થવું ન હતું. એટલે અમે પેલા ત્રીજા થાંભલા પાસે ગયાં. અમે ત્યાં ગયાં કે એક કાળો, દાઢીવાળો મનુષ્ય અમારી પાસે આવ્યો. તેના પોષાકપરથી તે ગાડીવાનના જેવો લાગતો હતો.

" મીસ મોર્સ્ટન સાથે આવનાર મંડળી આપ જ છો ? " તેણે

અમને પ્રશ્ન કર્યો.

" મારૂં નામ મીસ મોર્સ્ટન છે; અને આ બે ગૃહસ્થો મારી સાથે છે તે મારા મિત્રો છે." મીસ મોર્સ્ટને જ જવાબ આપ્યો.

પેલા મનુષ્યે અમારી તરફ તિક્ષ્ણ અને પ્રશ્નસૂચક દૃષ્ટિએ બારિકાઇપૂર્વક નિહાળ્યું.

" મીસ! મને માફ કરજો." તે સ્હેજ અસભ્યતાપૂર્વક બોલ્યો: "પરંતુ આપના બે મિત્રોમાંનો એકે પોલિસ અમલદાર નથી, એવી આપના પાસેથી ખાત્રી મેળવવાની મને આજ્ઞા કરવામાં આવી છે."

" હું એ બાબત તમને ખાત્રી આપું છું." મીસ મોર્સ્ટને દૃઢતાપૂર્વક કહ્યું.

એ સાંભળીને તેણે એક તીણી વિસલ કરી. એટલે એક છોકરો એક ચાર પૈડાંવાળી ગાડીના ઘોડાને દોરીને અમારી પાસે લાવ્યો. ત્યાં લાવીને તેણે ગાડીનું બારણું ઉઘાડ્યું. જે માણસે અમને પ્રશ્નો કર્યા હતા. તે ગાડીવાનની જગ્યાએ ચઢી બેઠો અને અમે ત્રણ જણાં ગાડીની અંદર દાખલ થયાં. અમે બારણું બંધ પણ ન કર્યું ત્યાં તો ગાડીવાને ઘોડાને ચાબૂક લગાવી, ગાડી ચાલુ થઇ અને થોડી વારમાં તો અમે પૂર ઝડપથી ધુમસવાળા રસ્તાઓમાં થઇને પસાર થવા લાગ્યાં.

સ્થિતિ બહુજ કઢંગી અને વિચિત્ર હતી અમે કયાં જતાં હતાં તે અમે જાણતાં ન હતાં, તેમ ત્યાં શા કામે જવાનું હતું તે પણ અમારા જાણવામાં ન હતું. કદાચ કોઈ અમારી સાથે દગો રમવા માગતું હોય–અમને ફસાવવા ઇચ્છતું હોય અને તે કારણથી તેણે પત્ર લખ્યો હોય. પરંતુ એ કલ્પના ગળે ઉતરી શકી નહિ. કદાચ અમારા પ્રવાસનું કાંઇક સારૂં જ પરિણામ આવવાનું હોય, એ પણ બનવાજોગ હતું. મીસ મોર્સ્ટન તદ્દન શાંત અને દૃઢ હતી. તેના

મનોવિકારમાં કશી પણ ભીતિની લાગણી જણાતી ન હતી. એ કદાચ અમારા સહવાસનું પણ પરિણામ હોઈ શકે. મેં તેની પાસે અફઘાનિસ્તાનમાં મારાં પરાક્રમો અને અમારા ઉપર આવી પડેલી આફતોનું વર્ણન કરીને તેને ખુશમીજાજમાં રાખવાનો યત્ન કર્યો હતો. પરંતુ ખરૂં કહું તો અમારી કઢંગી સ્થિતિને લીધે હું ઘણો જ ઉશ્કેરાઇ ગયો હતો, અને આ ગાડીવાન અમને કયે સ્થળે લઇ જશે એ વિચાર એકસરખી રીતે મારા મનમાં ઘોળાયા કરતો હતો. એથી જે વાત હું તેને કહેતો હતો એમાં કાંઈ ઢંગધડો રહ્યો ન હતો. હજી પણ તે એક બાબતનું મને સ્મરણ કરાવે છે. એ વખતે મેં તેને એમ કહ્યું હતું કે ' એક વાર અંધારી રાત્રીએ એક બંધૂકે મારા તંબુમાં ડોકીયું કર્યું એટલે મેં મારૂં બે નાળવાળું વાઘનું બચ્ચું લઇને તેની સામે ફોડયું ! ' વારૂ, શરૂઆતમાં તો અમે કઇ દિશા તરફ જતા હતા તેનો મને ખ્યાલ રહ્યો હતો. પરંતુ પછીથી ગાડીનો તીવ્ર વેગ, ગાઢ ધુમસ અને લંડન શહેરના રસ્તા તથા ગલ્લીઓને લગતા મારા સંકુચિત જ્ઞાનને લીધે હું આગળ અમે કઇ બાજુએ વધીએ છીએ તે જાણી શકયો નહિ. માત્ર મને એટલું લાગ્યું કે અમે ઘણે દૂર દૂર જઇએ છીએ. પરંતુ શેરલોક હોમ્સમાં જરી પણ ભૂલ પડતી નહિ. જેમ જેમ ગાડી એક ગલીમાં થઇને બીજી ગલીમાં, તથા એક ચોકમાંથી બીજા ચોકમાં પસાર થતી, તેમ તેમ હોમ્સ એ ગલી, ચોક કે રસ્તાનું નામ આપે જતો હતો.

" આ રોચેસ્ટર–રો " તે બોલ્યો: " હવે વિન્સેન્ટ સ્કવેર આવ્યો. હવે આપણે વોકસહોલ બ્રિજરોડ ઉપર આવ્યાં છીએ. આપણી ગાડી સરે તરફ આગળ વધે છે. હા, મેં એમ જ ધાર્યું હતું. આપણે પૂલ ઉપર આવ્યાં. જુઓ નદી જોઇ શકાય છે. "

વાત પણ ખરી હતી. ટેમ્સ નદી અને તેના કિનારા ઉપરની બત્તીઓ દેખાતી હતી. બત્તીઓના પ્રકાશથી નદીનું પાણી શાંત અને સ્થિર લાગતું હતું. માત્ર અમારી ગાડી અસ્થિર હતી. તે આગળને આગળ વધતી હતી. થોડી વારમાં તો અમે પૂલને વટાવીને ટેમ્સને સામે કિનારે પુનઃ ગલીકુંચીઓમાં દાખલ થયાં.

"વોન્ડઝવર્થ રોડ," મારો મિત્ર જેમ જેમ રસ્તો બદલાતો તેમ તેમ બોલવા લાગ્યો: "પ્રાયોરી રોડ, લાર્કહોલ લેઇન, સ્ટોકવેલ પ્લેઇસ, રોબર્ટ સ્ટ્રીટ, કોલ્ડહારબર લેઇન. આપણો ગાડીવાન આપણને ભપકાદાર મહોલ્લામાં લઈ જતો હોય એમ લાગતું નથી."

શેરલોક હોમ્સે સત્ય જ કહ્યું હતું. જે સ્થળે અજાણ્યા મનુષ્યે દિવસે જવામાં પણ ભય હતો એવા સ્થળે અમે જઈ પહોંચ્યાં હતાં. ઈંટોનાં અંધારીયાં મકાનોની હારોમાં વચ્ચે વચ્ચે દીપકના પ્રકાશથી સાધારણ ઉજ્જવલતાને ધારણ કરતાં દારૂનાં પીઠાં દેખાતાં હતાં. એ દેખાવ બંધ થઈ ગયો અને બે માળના બંગલાઓ નજરે પડ્યા. દરેક બંગલાની આગળ ન્હાનો ન્હાનો બગીચો આવી રહ્યો હતો. વળી પાછાં ઈંટોનાં ઊંચાં મકાનો આવ્યાં. જાણે લંડન શહેરરૂપી રાક્ષસે પોતાનો ભાર ઓછો કરવાને આ ઉંચાં મકાનોને ગામડાંમાં ફેંક્યાં હોય એમ લાગતું હતું. છેવટે એક નવા રસ્તા ઉપર ત્રીજા મકાન પાસે ગાડી ઊભી રહી ગઈ. આસપાસનાં ઘરોમાં બિલકુલ વસતિ નહિ હોવાથી તેમાં કેવળ અંધકાર પ્રસરી રહ્યો હતો. જે ઘર પાસે અમારી ગાડી ઊભી રહી હતી તે પણ અંધકારની સત્તાને તાબે થયેલું જણાતું હતું. પરંતુ દબાયેલો ચંપાયેલો મનુષ્ય પણ માથું ઉંચું કરી હૃદયનું સ્વાતંત્ર્ય જાહેર કરવાનો પ્રયત્ન કરે છે, એવી કલ્પના અંધકારની સત્તા નીચે દબાયેલા આ ઘરના રાંધણીયાની

બારીમાંથી આવતો દીપકનો પ્રકાશ મારા મનમાં સ્ફુરાવતો હતો. અમે બારણું ઠોકયું એટલે એક નોકર જેવા માણસે આવીને બારણું ઉઘાડયું. તેના દેખાવપરથી તે હિંદુસ્તાનનો વતની હોય એમ લાગતું હતું. તેણે માથા ઉપર પીળી પાઘડી બાંધી હતી. અંગપર ધારણ કરેલાં કપડાં ઝૂલતાં હતાં અને કેડે પીળો પટ્ટો લગાવેલો હતો. લંડન શહેરના તદ્દન કનિષ્ટ પ્રકારના પરામાં આવેલા આ મકાનના દ્વારની વચ્ચે ઊભેલી આ પૌર્વાત્ય મૂર્ત્તિનો દેખાવ વિચિત્ર અને આશ્ચર્ય ઉત્પન્ન કરનારો લાગતો હતો.

"સાહેબ કયારના આપની રાહ જૂએ છે." તે બોલ્યો. તેના અવાજની સાથે જ અંદરના ઓરડામાંથી તીણો પરંતુ ઉંચો સાદ આવ્યો.

"એમને અહીં લાવ, ખીદમદગાર!" અંદરથી કોઈ બોલ્યું: "તેમને અહીં મારી પાસે જ સીધો લઈ આવ!"

---

## પ્રકરણ ૮ મું.

---

### પત્ર લખનારની મુલાકાત.

---

અમે પેલા હિંદીની પાછળ એક ચાલીમાં ચાલ્યા. એ ચાલીમાં માત્ર ઝાંખો પ્રકાશ હતો. છેવટે જમણી બાજુએ એક બારણું દેખાયું. એ બારણા પાસે પહોંચતાં હિંદીવાને બારણું ખોલી નાખ્યું, એટલે અંદરથી પીળી બત્તીનો પ્રકાશ અમારા ઉપર પડયો. એ પ્રકાશની મધ્યમાં એક નીચા કદનો માણસ ઊભો

હતો. તેનું કપાળ ઉંચું હતું. માથાપર આગળપાછળ ઉગેલા વાળ લાલ રંગના દેખાતા હતા. વચ્ચેના ભાગમાં તાલ પડેલી હતી. જાણે ન્હાનાં ન્હાનાં વાળરૂપી વૃક્ષની વચ્ચે પત્થરનો વૃક્ષવિહિન ટેકરો ઉભો હોય એવો દેખાવ તાલવાળો ભાગ આપતો હતો. તે પોતાના બે હાથ એકઠા કરીને ઉભો હતે અને તેનાં અવયવો અસ્થિર જણાતાં હતાં. ક્ષણભર પણ તે શાંત રહી શકતો નહિ. ઘડીમાં હસતો તો ઘડીમાં ચિડાતો હતો. કુદરતે તેને જાડા હોઠ અને પીળા તથા વાંકાચુંકા દાંત આપ્યા હતા. જાણે કુદરતની એ બક્ષિસથી તે શરમાતો હોય એવી રીતે, પોતાનો હસ્ત મોઢાના નીચલા ભાગ ઉપર ફેરવીને, તેને છૂપાવવાનો નિષ્ફળ યત્ન કરતો હતો. તેને માથે તાલ પડેલી હોવા છતાં તેના દેખાવપરથી તે જુવાન હોય એમ લાગતું હતું. હજી હમણાં જ તે ત્રીશ વર્ષ પૂરાં કરીને એકત્રીશમા વર્ષમાં દાખલ થયો હતો.

"આપનો તાબેદાર, મીસ મોર્સ્ટન!" તીણા પરંતુ ઉંચા સ્વરે તે બોલ્યો: "આપનો તાબેદાર, ગૃહસ્થો! મારી ન્હાનકડી પર્ણકુટીમાં પધારો. ઓરડો જરી સાંકડો છે ખરો, મીસ મોર્સ્ટન! પરંતુ તેને મારી પસંદગી પ્રમાણે મેં શણગાર્યો છે. લંડન શહેરના દક્ષિણ વિભાગના ભિખારડા પ્રદેશમાં આવું રમ્ય અને સુશોભિત સ્થાન જોઇને તમને કદાચ આશ્ચર્ય પણ થશે."

અમે તેના આમંત્રણનો સ્વીકાર કરીને ઓરડામાં દાખલ થયાં તો એ ઓરડાને નિહાળીને અમને તેના કહેવા મુજબ જ આશ્ચર્ય થયું. પીતળના દાગીનામાં એક મૂલ્યવાન હીરો જડયો હોય, તે પ્રમાણે આ અંધકારમય ગંદા પ્રદેશમાં આ ઓરડાનો દેખાવ લાગતો હતો. મોંઘા મૂલ્યના રેશમના સુશોભિત પડદાથી ભિંતને ઢાંકી દેવામાં આવી હતી. કીમતી ઓઈલ-પેઈન્ટનાં મનોરમ્ય ચિત્રો તથા વચ્ચે વચ્ચે

પૂર્વ પ્રદેશના સુવર્ણ કુંભ ગોઠવવામાં આવ્યાં હતાં. જમીન ઉપર બિછાવેલો કાળા રંગનો ગલીચો પણ કીમતી હતો. તે એટલો જાડો અને સુંવાળો હતો કે તેમાં પગ ઘુંટણ સુધી ખુંચી જતા હતા. તેના ઉપર બે મોટાં વ્યાઘ્રચર્મ બિછાવવામાં આવ્યાં હતાં. એ પૌર્વાત્ય શૃંગારનો આ માણસને શોખ હોવો જોઇએ એવો ભાસ કરાવતાં હતાં. તે જ પ્રમાણે એક ખૂણામાં ઊભો કરેલો મોટો હોકો પણ પૂર્વ દેશના રીતરીવાજ પ્રત્યેની તેની ચાહના પ્રકટ કરતો હતો. ઓરડાની મધ્યમાં કબૂતરના જેવા આકારનો રૂપાનો દીપક સુવર્ણની બારિક સાંકળીને આધારે ટીંગાતો હતો અને પોતાનો સુગંધમિશ્રિત પ્રકાશ ચોતરફ ફેલાવતો હતો.

"થેડસ શોલ્ટો!" પેલો ઠિંગણો માણસ બોલ્યો: "એ મારૂં નામ છે. અલબત્ત આપનું નામ તો મીસ મોર્સ્ટન; અને આ બે ગૃહસ્થો—"

"આમનું નામ મી. શેરલોક હોમ્સ અને આ ડો. વોટસન." મીસ મોર્સ્ટને અમારી પિછાન કરાવી.

"ડોકટર! આહ!" તે ઉશ્કેરાઈ જઇને બોલ્યો: "તમારી પાસે છાતી તપાસવાનું સ્ટેથોસ્કોપ છે? મારી માગણી ગેરવાજબી તો નહિ લાગે—આપ મારા ઉપર એટલી મહેરબાની કરશો? મારા હૃદય પાસેનું ફેફસું બગડયું હોય એવી મને શંકા રહે છે. કદાચ ફેફસું ન બગડ્યું હોય અને ધોરી નસને ઈજા પહોંચી હોય. પરંતુ મહેરબાની કરીને તમે મારી છાતી તપાસી મારૂં ફેફસું કેટલું બગડેલું છે તે જણાવશો? હું આપનો આભાર કદી પણ વિસરીશ નહિ."

તેના કહેવા મુજબ મેં તેનું હૃદય અને આસપાસનો ભાગ તપાસી જોયું. પરંતુ મને તો એમાં કોઈ પણ પ્રકારની ખામી

માલૂમ પડી નહિ. માત્ર તેના મનને કોઈ પણ પ્રકારની ભીતિ લાગતી હતી. કેમકે નખથી તે શિખ સુધી તેનું આખું શરીર ધ્રુજતું હતું.

"તમારૂં ફેફસું સારૂં છે." મેં કહ્યુંઃ "એના સંબંધમાં ચિંતા કરવાની લેશ પણ જરૂર નથી."

"મીસ મોર્સ્ટન! આપના તરફ દુર્લક્ષ્ય કરીને આપની હાજરીમાં મેં મારા ફેફસાને માટે દર્શાવેલી કાળજી બાબત મને માફ કરશો." તે નમ્રતાપૂર્વક બોલ્યોઃ "પરંતુ મેં ઘણું દુઃખ સહન કર્યું છે, અને ઘણા દિવસોથી મારા ફેફસાના સંબંધમાં મને શંકા રહ્યા કરતી હતી. જો કે અત્યારે ડોકટર સાહેબે દર્શાવેલો અભિપ્રાય શ્રવણ કરવાથી મને અત્યંત આનંદ થયો છે—મારી ચિંતા સમુળગી ટળી ગઈ છે. મીસ મોર્સ્ટન! જો તમારા પિતાએ પોતાના હૃદયને વિશેષ શ્રમ આપ્યા ન હોત તો તેઓ અત્યારે આપણી નજર સમક્ષ હોત—જીવતા હોત!"

મીસ મોર્સ્ટનને પોતાનો પિતા મૃત્યુ પામ્યો છે કે ગૂમ થયો છે એ બાબતની ચોક્કસ ખાત્રી મળી ન હતી. તેની સન્મુખ તેનો પિતા અત્યારે જીવતો નથી એવી વાત એકાએક કરી દેવાથી તેને કેટલો બધો આઘાત થાય એની કલ્પના વાચકોને આવી શકશે. એવો આઘાત કરનાર આ ઠિંગણા માણસને એક તમાચો જડાવી કાઢવાનું મને મન થયું. એનું અસભ્ય વર્ત્તન જોઈને મને અત્યંત ગુસ્સો ચડી ગયો હતો. મીસ મોર્સ્ટન ખૂરસીપર બેસી ગઈ. તેનો ચ્હેરો એકદમ ઉજળો બની ગયો હતો.

"મારા મનમાં મને એમ જ થયા કરતું હતું કે તે મૃત્યુ પામેલા હોવા જોઈએ." તે બોલી.

"હું તમને એ સંબંધી તમામ હકીકતથી વાકેફ કરીશ." ડસ શોલ્ટો બોલ્યો: "માત્ર એટલું જ નહિ પરંતુ હું તમને ન્યાય ણ અપાવીશ. મારો ભાઈ બાર્થોલોમ્યુ ગમે તેમ કહે પણ હું તેના નની તલભાર દરકાર કરનાર નથી. તમારા મિત્રોને અહીં તમારી થે આવેલા જોઇને મને અતિ આનંદ થયો છે. એ તમારૂં રક્ષણ કરી કે એટલા માટે નહિ પરંતુ તેઓ અત્ર હાજર હોવાથી હું જે કાંઈ ોશ તથા કરીશ તેના સાક્ષીભૂત તેઓ રહી શકશે. અમે ત્રણ જણા રા ભાઈ બાર્થોલોમ્યુની સામે મક્કમપણે ટકી શકીશું. મારી ત્ર એટલી ઈચ્છા છે કે આપણા કાર્યમાં કોઈ પરાયો આદમી, લિસ કિંવા ડિટેકિટવ હોવો ન જોઇએ. આપણે કોઇને પણ વચ્ચે ણ્યા સિવાય આપણી મેળે જ દરેક બાબતનો સંતોષકારક અંત-ાધાનીપૂર્વક લાવી શકીશું. મારા ભાઈ બાર્થોલોમ્યુનો સ્વભાવ વો છે કે જો આ વાત જાહેરમાં આવવા પામે તો તેને માઠું ગ્યા સિવાય રહે નહિ; અને જ્યાંસુધી સાકરથી કામ પતતું હોય સુધી વિષનો ઉપયોગ આપણે શા માટે કરવો ?"

તે એક નીચા મંચક ઉપર બેસી ગયો અને તેની નબળી ભૂરી ખો વડે અમારી દરેકની તરફ પ્રશ્નાત્મક દૃષ્ટિએ આતુરતાપૂર્વક વા લાગ્યો.

"મારા તરફથી હું તમને વચન આપું છું કે તમે જે કાંઈ શો તે મારા અંતરના ઊંડા ભાગમાં સદૈવને માટે દટાઈ રહેશે." લોક હોમ્સે ખાત્રી આપી.

મેં પણ શેરલોક હોમ્સના કથનને અનુમોદન આપવાને માટે તક હલાવ્યું.

"બહુ સારૂં ! ઘણું જ ઉત્તમ !" તે બોલ્યો: "મીસ મોર્સ્ટન ! આપને 'શીઆન્ટી' જાતના મદ્યનો ગ્લાસ આપું ? કે પછી 'ટોકે' જાતનો મદ્ય લેશો ? બીજી જાતના દારૂ હું નથી રાખતો. કેમ, બાટલી તોડું ? નહિ ? વારૂ, ત્યારે હું હુક્કો પિઉં તો એમાં તમને કાંઈ વાંધો નથી ને ? હું જરીક નબળી પ્રકૃતિનો માણસ છું અને હુક્કો પિવાથી મારા શરીરમાં ઠીક સ્ફુર્તિ આવે છે."

તેણે હુક્કાની રબરની નળી મ્હોંમાં લઇને ગુડગુડાટ કરવા માંડ્યો. પૌર્વાત્ય તંબાકુની ગંધ સાથે હુક્કામાં ભરેલા ગુલાબજળનો સુવાસ પણ આવતો હતો. આ ચળકતા અને ઉંચા મસ્તકવાળો ઠિંગણો માણસ આતુરતાપૂર્વક ધૂમ્રપાન કરતો હતો તે વખતે અમે ત્રણ જણાં તેની આસપાસ અર્ધચંદ્રાકારે બેઠાં બેઠાં તેની ધૂમ્રપાનની ક્રિયા શાંતપણે નિહાળતાં હતાં.

થોડી વારે થેડસ શોલ્ટો બોલ્યો: "જ્યારે આ પત્ર તમારા ઉપર લખવાનો મેં નિશ્ચય કર્યો ત્યારે તેની અંદર મારૂં ઠેકાણું જણાવવાનો પણ મેં વિચાર રાખ્યો હતો. પરંતુ મને ડર લાગ્યો કે તમે મારી વિનતિ તરફ લક્ષ નહિ આપતાં તમારી સાથે કદાચ નહિ પસંદ કરવા યોગ્ય માણસોને લેતાં આવશો. એથી જ મેં તમને લીસીયમ થીએટરના ત્રીજા થાંભલા પાસે આવવાનું જણાવ્યું હતું અને એવી ગોઠવણ રાખી હતી કે મારો માણસ વિલિયમ તમને પ્રથમ મળે અને તેને સંતોષ થાય તો જ તમને અહીં તેડી લાવે. એ મારો ખાસ વિશ્વાસુ માણસ છે, અને એ જે નિર્ણયપર આવે તે વાજબી જ હોવો જોઇની એવો મને ભરોંસો છે. વળી એને મેં એમ સૂચવી રાખ્યું હતું કે જો એને સ્હેજ પણ શંકા આવે તો તેણે એકલું જ અહીં આવવું. આટલી સાવચેતી મેં લીધી અને તમારા

ઉપર હું શંકા લઈ ગયો તે માટે મને માફ કરશો. પરંતુ એકાંતિક જીવન ગાળવાનું મને પસંદ છે, અને વળી હું કાંઈક મોજીલો માણસ છું. એટલે પોલિસ આવીને મારી શાંતિ અને આનંદમાં ભંગ પાડે એ મને પસંદ નથી. મને દરેક પ્રકારના ઘોંઘાટ તરફ કુદરતી રીતે જ તિરસ્કાર છૂટે છે. હું સામાન્ય પ્રતિના મનુષ્યના સહવાસમાં કદાચિત જ આવું છું. તમે જૂઓ છો, તે પ્રમાણે આવા વિચિત્ર સ્થળે હું એશઆરામવાળું જીવન ગુજારૂં છું. હું એમ પણ કહી શકું કે સ્થાપત્ય કળાઓનો હું આશ્રયદાતા છું. જૂઓ પેલું ચિત્ર કુશળ ચિત્રકાર [1]કોરોટનું છે. પેલું રહ્યું તે ઈટાલીના ચિત્રકાર [2]સાલ્વાટોર રોઝાએ આલેખેલું છે. કદાચ કોઈ ચિત્રકળાના જ્ઞાન વગરનો મનુષ્ય તેની કુશળતાના સંબંધમાં ટીકા કરવા મંડી પડે ખરો, પરંતુ આ બોગેરીયોના ચિત્રને માટે તો જરી પણ કહેવાપણું હોય એમ મને લાગતું નથી. મને અર્વાચીન ફ્રેન્ચ ચિત્રકારોના ઉપર બહુ ભાવ છે—"

"મી. શોલ્ટો! વચ્ચે બોલવા માટે તમે મને માફ કરશો." મીસ મોર્સ્ટને કહ્યું: "પણ તમે જે હકીકત કહેવાની મને ઈચ્છા રાખો છો તે સાંભળવાને માટે હું તમારી વિનતિથી અત્ર આવેલી છું. અત્યારે મોડું પણ ઘણું થયું છે. એટલે હું આશા રાખું છું કે

---

૧. કોરોટ ફ્રાન્સનો મહાન્ ચિત્રકાર હતો. તે ઈ. સ. ૧૭૯૬ માં જન્મ્યો હતો. તેણે પોતાનું પહેલું ચિત્ર સેલોનના પ્રદર્શનમાં મૂકયું હતું ઈ. સ. ૧૮૨૭. તેનું મૃત્યુ ઈ. સ. ૧૮૭૫ માં થયું. પ્રકાશ અને સૃષ્ટિ સૌંદર્યનાં ચિત્રો દોરીને તેણે આખા જગતમાં નામના મેળવેલી છે.

૨. સાલ્વાટોર રોઝા ઈ. સ. ૧૬૪૪ માં જન્મ્યો હતો. તે એક ચિત્રકાર હોવાની સાથે કવિ પણ હતો. તેની કવિતાઓ મોટે ભાગે કટાક્ષમય ભાષામાં લખાયેલી છે. તેનાં જે ચિત્રો વખણાયાં છે તે મોટા ભાગે સૃષ્ટિસૌંદર્યનાં જ છે

જેમ બને તેમ આપણી મુલાકાતનો અંત જલ્દી આવે તો સારૂં."

"એ વાત ખરી, પણ એમાં જરા વખત તો જશે જ." તેણે જવાબ આપ્યો: "કારણ કે આપણે નોરવૂડ જઇને ત્યાં મારા ભાઈ બાર્થોલોમ્યુને મળ્યા સિવાય ચાલે તેમ નથી. આપણે બધાય ત્યાં જઇશું અને બાર્થોલોમ્યુને બરોબર ઠેકાણે લાવીશું. જે માર્ગ મને વાજબી લાગ્યો તે મેં લીધો. પરંતુ એથી તેને મારા ઉપર ઘણું જ માઠું લાગ્યું છે. તે ગુસ્સે પણ થઈ ગયો હતો. ગઈ કાલે રાત્રે તો મારે તેની સાથે કેટલીક બોલાચાલી પણ થઈ હતી. જ્યારે તેને ક્રોધ ચડે છે ત્યારે તે કેટલો બધો ભયંકર દેખાય છે એની તમને કલ્પના નહિ જ હોય."

"જો આપણે નોરવૂડ જવું જ પડે તેમ હોય, તો પછી જરી પણ ઢીલ શા માટે કરવી જોઇએ? ચાલો અત્યારે જ નિકળીએ." મેં સૂચના કરવાનું સાહસ કર્યું.

તે હસ્યો. એટલો બધો હસ્યો કે તેની આંખોમાં પાણી આવી ગયાં. તે બોલ્યો: "એમ કરવું તે મને યોગ્ય લાગતું નથી. ના, પ્રથમ આપણો એક બીજા વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો છે એ જણાવીને મારે તમને તૈયાર કરવાં પડશે. સહુથી પહેલાં મારે કહેવું જોઇએ કે આ ઘટનામાં કેટલીક એવી પણ હકીકત છે કે જેમાંથી હું જાણું છું તેટલું લેશ પણ છૂપાવ્યા સિવાય તમારી કને રજુ કરીશ. પછી એ વિષયમાં તમે વિચાર કરજો અને તમારો અભિપ્રાય વ્યક્ત કરજો."



## પ્રકરણ ૯ મું.

### થેડસ શોલ્ટોનું કથાનક.


એ પ્રમાણે કહીને થોડી વાર સુધી તેણે મૌન્ય ધારણ કર્યું. અમે ત્રણે પણ શાંત હતાં. આ માણસ શી વાત કહેવા માગે છે એ વિષે મારા મનમાં અનેક વિચારો થયા કરતા હતા. તે મેજર શોલ્ટોનો દીકરો હતો એમાં તો કશો શક ન હતો. મેજર શોલ્ટો અને કેપ્ટન મોર્સ્ટનને સંબંધ હતો એ પણ અમારા જાણવામાં હતું. વળી કેપ્ટન મોર્સ્ટનના મૃત્યુ વિષે આ મનુષ્ય ખાત્રીબંધ હતો. ત્યારે શું મેજર શોલ્ટોએ તો પોતાના મિત્રનું ખૂન નહિ કર્યું હોય, એવી કલ્પના મારા મનમાં ઉદ્ભવી. થેડસ શોલ્ટોના અત્યારસુધીના વર્ત્તનપરથી તથા વચ્ચે વચ્ચે પોતાના ભાઇને ક્રોધ ચઢ્યાનું, માઠું લાગ્યાનું, તથા તેની પાસેથી મીસ મોર્સ્ટનને યોગ્ય ન્યાય અપાવવાનું તે બોલી ગયો હતો એ ઉપરથી પણ એવી શંકા ઉદ્ભવે એ સ્વાભાવિક હતું. મારી માફક શેરલોક હોમ્સના મનમાં શંકા થઇ હશે કે કેમ તે હું કહી શકતો નથી. પરંતુ તેના મુખમુદ્રા ઉપરથી તો તે કેવળ શાંત હોય અને આ પ્રસંગની સાથે જાણે તેને કાંઇ લાગતું વળગતું જ ન હોય એમ દેખાતું હતું. ઓરડામાં તદ્દન શાંતિ પથરાઇ ગઇ હતી. માત્ર થેડસ શોલ્ટોના હુક્કાનો ગુડગુડાટ એ શાંતિનો અમુક અંશે ભંગ કરતો હતો.

હવે આ તાલવાળો માણસ જરીક ઉત્તેજીત બનીને મૌન્યનો ભંગ કરતો પોતાના કથાનકનું વર્ણન કરવા લાગ્યો. તે બોલ્યો: " મેજર જ્હોન શોલ્ટો મારા પિતા થાય એવી તો તમે કલ્પના કરી જ શકયા હશો. તે પહેલાં હિંદુસ્તાનમાં લશ્કરી ખાતામાં અમલદાર હતા. લગભગ અગીયારેક વર્ષ પહેલાં તે પેન્શન લઇને નોકરીમાંથી રિટાયર થયા હતા. ત્યારપછી ઇંગ્લાંડમાં આવીને નોરવુડમાં પોંડીચેરી લોજમાં રહેવા લાગ્યા. હિંદુસ્તાનમાં તેમની આર્થિક સ્થિતિ સારી થઈ હતી. એટલે તે પોતાની સાથે પુષ્કળ દોલત, પૂર્વ દેશની કીમતી અજાયબીની વસ્તુઓ અને ત્યાંના દેશી માણસોને અહીં લેતા આવ્યા હતા. એટલે તેમણે જે મકાનમાં તે રહેતા હતા તે ખરીદી લીધું અને એશઆરામમાં જીંદગી ગુજારવા માંડી. તેમને સંતાનમાં માત્ર હું અને મારો ભાઈ બાર્થોલોમ્યુ હતા. એટલો ખુલાસો કરવાની જરૂર છે કે મારો અને મારા ભાઇનો જન્મ એકી સાથે થયો હતો.

" કેપ્ટન મોર્સ્ટનના ગૂમ થવાથી જે આશ્ચર્ય ફેલાયું હતું અને વર્તમાનપત્રોમાં જે ઉહાપોહ થયો હતો એ મને બરોબર યાદ છે. અમે વર્તમાનપત્રોમાં એ બાબતને લગતી પ્રકટ થયેલી હકીકત વાંચતા અને તે મારા પિતાના મિત્ર હોવાથી મારા પિતાની રૂબરૂમાં પણ એ સંબંધમાં ચર્ચાવતા. તે પોતે પણ કેપ્ટન મોર્સ્ટનનું શું થયું હશે અને કેવી રીતે ગૂમ થઈ ગયા હશે, એ બાબતની કલ્પના ઉઠાવવામાં અમારી સાથે ભાગ લેતા હતા. અમારા મનમાં એવી તો તલ માત્ર પણ શંકા ઉદ્દભવી ન હતી કે કેપ્ટન આર્થર મોર્સ્ટન ગૂમ થયાનું રહસ્ય–તેમનું આવેલું અંતિમ પરિણામ મારા પિતાના જાણવામાં છે.

"પરંતુ એટલું તો અમારા જાણવામાં હતું કે અમુક ચોક્કસ પ્રકારની ભીતિ અમારા પિતાના મનમાં રહ્યા કરે છે. અર્થાત્ તેમના જીવનમાં કાંઈક રહસ્ય સમાયેલું હોવું જોઇએ, એવી મારા અને આર્થોલોમ્યુના મનમાં શંકા દૃઢ થઈ હતી. તેમને એકલા બહાર જતાં બહુ જ ડર લાગતો હતો. વળી તેમણે પોન્ડીચેરી લોજ ઉપર ચોકીદાર તરીકે બે પહેલવાનને રાખ્યા હતા, જેઓ દિવસ અને રાત્રી મકાનની ચોકી કર્યા કરતા હતા. તેમને આજે ગાડીમાં બેસારીને અહીં લાવનાર વીલીયમ્સ પણ એ ચોકીદારો માંહેનો એક હતો. એક વખત આ વીલીયમ્સે ઇંગ્લાંડના તમામ પહેલવાનોને પરાજીત કરીને સર્વોપરિતા પ્રાપ્ત કરી હતી. પોતાને કોનો ડર લાગતો હતો તે અમારા પિતાએ અમને કદી પણ જણાવ્યું ન હતું. પરંતુ એટલું ખરૂં કે લાકડાના પગવાળા માણસ પ્રત્યે તેમને સખ્ત તિરસ્કાર હતો. એક વખત તો એક લાકડાના પગવાળા માણસ ઉપર તેમણે પોતાની રિવોલ્વર પણ ફોડી હતી. પરંતુ પાછળથી માલૂમ પડયું કે એ બિચારો કોઈ ગુન્હેગાર નહિ પણ સાધારણ વેપારી હતો અને ઓર્ડર લેવાને માટે આવ્યો હતો. એ બાબતને આગળ વધતી અટકાવવાને માટે મારા પિતાની રિવોલ્વરની ગોળીથી ઘાયલ થયેલા લાકડાના પગવાળા વેપારીને બદલા તરીકે મોટી રકમ અમારે આપવી પડી હતી. હું અને મારો ભાઇ તો એમ જ ધારતા હતા કે અમારા બાપને આ પણ એક જાતની ધૂન જ લાગી છે. પરંતુ ત્યારપછી જે બનાવો બન્યા તે ઉપરથી અમને અમારી ધારણા ખોટી હતી એમ કબૂલ કરવાની જરૂર પડી.

"ઈ. સ. ૧૮૮૨ ના પ્રારંભમાં હિંદુસ્તાનથી એક પત્ર મારા પિતા ઉપર આવ્યો. એ પત્રથી તેમના મન ઉપર સખ્ત આઘાત થયો. એ વખતે અમે સ્હવારે નાસ્તો કરતા હતા, તે દરમિયાન પત્ર

વાંચવાથી મારા પિતા નાસ્તો કરતા કરતા જ પોતાની ખૂરસીપર ઢળી પડયા અને મૂર્છિત બની ગયા. એ આઘાતને પરિણામે તે પથારીવશ થયા અને એમાં ને એમાં જ તેમનું મૃત્યુ થયું. પત્રમાં શું લખ્યું હતું તે અમારા જાણવામાં આવી શકયું નહિ. પરંતુ તેમના હાથમાં એ પત્ર હતો તે વખતે એટલું હું જોઇ શકયો હતો કે તેની અંદરનું લખાણ ટુંકું હતું અને અક્ષરો અવડઅવડીયા હતા. ઘણાં વર્ષો થયાં તેમને ગુલ્મનું દરદ તો હતું જ. પરંતુ અત્યારે તો તેમની સ્થિતિ ઘણી જ ખરાબ થઈ ગઈ. એપ્રિલ માસમાં તો ડોકટરે પણ તેમના જીવનની આશા છોડી દેવાનું અમને જણાવ્યું. મારા પિતાએ પણ અમને પોતાના અંત પહેલાં એક અગત્યની હકીકત કહેવાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"જ્યારે અમે તેમના ઓરડામાં દાખલ થયા ત્યારે તે ઓશીકાંને ઉંચાં કરીને અઢેલાઇને બેઠા હતા અને મહા મુશ્કેલીએ શ્વાસ લઈ શકતા હતા. તેમણે અમને દ્વાર બંધ કરીને અંદરથી ચાવી દેવાનું કહ્યું તથા અમને દરેકને પોતાના બિછાનાની દરેક બાજુએ બેસવાનું જણાવ્યું. એ પ્રમાણે તેમને વચ્ચે રાખીને અમે બેઠા એટલે અમારા હસ્ત પોતાના હસ્તમાં લઇને તેમણે દરદની પીડા તથા તેમના મનમાં ઉત્પન્ન થયેલી લાગણીને લીધે તૂટેલા અવાજે એક અગત્યની હકીકત અમને જણાવી. હું તે તેમના જ શબ્દોમાં તમને અક્ષરશઃ જણાવવાનો યત્ન કરીશ.

"તે બોલ્યાઃ 'આ મારી છેવટની ઘડીએ માત્ર એક જ બાબતનું મારા મન ઉપર દબાણ થયા કરે છે. એ મેં બિચારા મોર્સ્ટનની દીકરી પ્રત્યે જે નિષ્ઠુરતા ભર્યું વર્તન ચલાવ્યું છે તે છે. મારા આખા જીવનમાં જો કાંઈ પણ પાપ મેં કર્યું હોય તો લોભના દુર્ગુણને મેં

મારા હૃદયમાં સ્થાન આપ્યું તે છે. એ દુર્ગુણને લઇને જ જે ખજાનાના ઓછામાં ઓછા અર્ધ ભાગ ઉપર મીસ મોર્સ્ટનનો હક્ક છે તે ખજાનો મેં તેનાથી છૂપાવી રાખ્યો છે. એટલું જ નહિ પરંતુ એ ખજાનાનો મેં પણ હજી સુધી કશો પણ ઉપયોગ કર્યો નથી. ખરેખર લોભ એવો છે કે તે મનુષ્યને મૂર્ખ અને અંધ બનાવી મેલે છે. માત્ર આ ખજાનાનો હું માલિક છું એટલા જ મોહને લીધે હું બીજાને તેનો હિસ્સો પણ આપી શકયો નહિ. જૂઓ પેલી કવીનાઈનની શીશી પાસે મોતીની નાજુક માળા છે. જો કે એ માળા મેં મીસ મોર્સ્ટનને મોકલવાના ઇરાદાથી જ બહાર કાઢી હતી, તો પણ હું તેનો મોહ ત્યજી શકયો નહિ. એ માળા તેના તરફ મોકલી શકયો નહિ. મારા બેટાઓ ! તમે આગ્રાના ખજાનાનો વાજબી હીસ્સો તેના ઉપર મોકલી આપજો પણ જ્યાંસુધી મારૂં મૃત્યુ ન થાય ત્યાં સુધી કાંઈ પણ મોકલશો નહિ. આ મોતીની માળા પણ નહિ. એક મનુષ્ય ગમે તેટલી નીચતાની હદે પહોંચે તો પણ તેને છેવટે પશ્ચાત્તાપ થાય છે અને તે સુધરી શકે છે ખરો.'

"થોડી વાર વિશ્રાંતિ લીધા બાદ પુનઃ તે બોલ્યાઃ 'મોર્સ્ટનનું મૃત્યુ કેવી રીતે થયું એ હું તમને જણાવીશ. ઘણાં વર્ષો થયાં તે હૃદયરોગથી પિડાતા હતા. પરંતુ પોતાની એ વ્યથા તેમણે બીજા માણસોથી છૂપાવી હતી. માત્ર હું એક જ જાણતો હતો. જ્યારે અમે હિંદુસ્તાનમાં હતા ત્યારે વિલક્ષણ સંયોગો ઉપસ્થિત થવાથી એક કીમતી ખજાનો અમારા હસ્તક આવ્યો હતો. હું તે ખજાનો મારી સાથે ઇંગ્લાંડમાં લેતો આવ્યો હતો. મોર્સ્ટને પોતાના વતનમાં પગ મૂકયો કે તે જ રાત્રીએ તે પોતાના ભાગની માગણી કરવાને માટે સીધો અહીં આવ્યો હતો. તે સ્ટેશનથી સીધો અહીં આવ્યો અને

મારો વફાદાર વૃદ્ધ નોકર લાલ ચોપદાર જે હાલમાં મૃત્યુ પામ્યો છે, તેણે તેને મકાનમાં દાખલ કર્યો. એ ખજાનાનો ભાગ પાડવાના સંબંધમાં મારી અને મોરર્સ્ટનની વચ્ચે મતભેદ પડ્યો. એથી અમારી વચ્ચે સંક્ષ શબ્દોમાં બોલાચાલી પણ થઈ. મોર્સ્ટન ગુસ્સાના આવેશમાં ખૂરસીપરથી ઊભો થઈ ગયો. પરંતુ તત્ક્ષણે તેણે પોતાની છાતી ઉપર હાથ મૂકયો. તેનો ચ્હેરો કાળો શાહી જેવો બની ગયો. તેણે પછાડ ખાધી અને તેનું માથું ખજાનાની પેટીના ખૂણા સાથે અફળાયું. તે જમીન ઉપર પડી ગયો. તેને શું થયું છે એ જોવાને હું તેના ઉપર વાંકો વળ્યો તો મને માલૂમ પડયું કે તે મરી ગયો છે. એ જાણીને હું અત્યંત ભયભીત બની ગયો.

' " કેટલોક વખત તો હું શૂનમૂનની પેઠે બેસી રહ્યો. શું કરવું એ મને સૂજતું ન હતું. અલબત્ત પ્રથમ તો મને એવો વિચાર આવ્યો કે આ હકીકત મારે વિનાવિલંબે પોલિસમાં જાહેર કરવી જોઇએ. પરંતુ મને એમ લાગ્યું કે એ પ્રમાણે કરવાથી મારા પોતાના ઉપર જ મોર્સ્ટનના ખૂનનો આરોપ આવશે. અમારી વચ્ચે થયેલી બોલાચાલી વખતે જ નિપજેલું તેનું મૃત્યુ અને તેના મસ્તકમાં ખજાનાની પેટી સાથે અફળાવાથી થયેલો આઘાત, એ બે બાબતો જ મારા ઉપરનો આરોપ સિદ્ધ કરવાને માટે પૂરતી હતી. વળી જ્યારે પોલિસતપાસ ચાલે ત્યારે તે તપાસમાં આ ખજાનાને લગતી હકીકત પણ ઉઘાડી થાય તેમ હતું; અને એ હકીકત તો ગુપ્ત જ રહેવી જોઇએ એવી મારી ઇચ્છા હતી. મોર્સ્ટને વાતવાતમાં મને એમ પણ કહ્યું હતું કે તે લંડનથી નિકળીને અહીં આવેલો છે એનું કોઇના પણ જાણવામાં નથી. તો પછી ભવિષ્યમાં પણ તેના આગમનની હકીકત કોઇને જણાવવાની જરૂર મને લાગી નહિ.

" 'તોપણ આ બાબતમાં હવે મારે શું કરવું એ વિચારમાં હું લીન બની ગયો હતો. એવામાં મેં માથું ઉંચું કરીને જોયું તો મારા નોકર લાલ ચોપદારને બારણામાં ઊભો રહેલો જોયો. તેણે અવાજ ન થાય એવી રીતે અંદર આ ાને બારણું બંધ કરી દીધું હતું. " સાહેબ! જરી પણ ડરશો નહિ." લાલ ચોપદાર બોલ્યો: " આનું ખૂન આપે કર્યું છે એમ કોઇ પણ જાણનાર નથી. આપણે એના મુડદાને છૂપાવી દઇએ. પછી કોણ જાણનાર છે ?" " પણ મેં એનું ખૂન નથી કર્યું." મેં ખુલાસો કર્યો. લાલ ચોપદારને મારા કથનની પ્રતીતિ પડી નહિ. તેણે માથું ધૂણાવીને હાસ્ય કરતાં કહ્યું: " સાહેબ ! મેં બધું સાંભળ્યું છે. આપના વચ્ચે થયેલી બોલચાલી તથા તે પછી થયેલો ધબાકો પણ મારા સાંભળવામાં આવેલ છે. પરંતુ આ બાબતમાં મારા હોઠ સદાને માટે શીવેલા જ સમજજો. નિમકહલાલ લાલ ચોપદાર કદી પણ નિમકહરામ નહિ બને. ઘરમાં બધા સૂઇ ગયા છે. કોઇ પણ આ વાત જાણતું નથી. માટે ચાલો આપણે બે જણા જ આ મૂડદાને કયાંક છૂપાવી દઇએ." લાલ ચોપદારના શબ્દોથી હું છેવટના નિર્ણય ઉપર આવી ગયો. જ્યારે મારો પોતાનો નોકર જ મારા કથન ઉપર વિશ્વાસ મૂકતો નથી, તો પછી જ્યુરીમાં બેઠેલા બાર બિનઅનુભવી વેપારીઓની સન્મુખ હું મારા કથનની સત્યતા—મારૂં નિર્દોષપણું કેવી રીતે સાબિત કરી શકીશ ? એટલે લાલ ચોપદારની સલાહને માન્ય કરીને તેણે તથા મેં મળીને મોર્સ્ટનના શબને ગુપ્તપણે ઠેકાણે પાડી દીધું. થોડા દિવસોમાં જ કેપ્ટન મોરર્સ્ટન અચાનક ગૂમ થઇ જવાના સંબંધમાં લંડનનાં વર્ત્તમાનપત્રોમાં ચર્ચા શરૂ થઇ. આ હકીકત જણાવવાનું કારણ એ છે કે તે ઉપરથી મોર્સ્ટનના મૃત્યુને માટે હું દોષિત નથી એ તમે જોઇ

શકયા હશો, મારી ભૂલ માત્ર એટલી થઇ કે એના શબને છૂપાવવાની સાથે ખજાનો પણ મેં છૂપાવી રાખ્યો; અને મોર્સ્ટનના ભાગની મીલકત પણ હું જ પચાવી પડયો. એટલા માટે મારી છેવટની એવી ઇચ્છા છે કે મારી ભૂલ તમે મારી પાછળ સુધારશો. હવે તમારા કાન મારા મુખ પાસે લાવો. એ ખજાનો મેં જે સ્થળે છૂપાવ્યો છે તે હું જણાવું. જૂઓ આ—'

"તે જ પળે તેમના ચ્હેરા ઉપર એક વિલક્ષણ પ્રકારનો ફેરફાર થઇ ગયો. તેમની આંખો ફાટી રહી, તેમના જડબાં બંધાઈ ગયાં, અને તેમણે એવી બૂમ પાડી કે એવી બૂમ કદી પણ મારા સાંભળવામાં આવી નહતી. 'એને દૂર રાખો, પ્રભુને ખાતર, એને દૂર રાખો !' એટલા શબ્દો તે બોલ્યા. એમની નજર અમારી પાછળ બારી તરફ લાગી રહી હતી. અમે પણ મુખ ફેરવીને બારી તરફ જોયું, તો એક મનુષ્યનો ચ્હેરો બહાર અંધકારમાં અમારા જોવામાં આવ્યો. તે માણસ અમારી તરફ દૃષ્ટિ કરી રહ્યો હતો. અમે તેનું મુખ સ્પષ્ટપણે જોઈ શકતા હતા. તેના દાઢી મૂછના વાળ વધેલા હતા. તેની આંખો અને તેની મુખમુદ્રા એક ક્રૂર ઘાતકી પ્રાણીના જેવાં લાગતાં હતાં. હું તથા મારો ભાઈ બારી તરફ દોડયા. પરંતુ એ વખતે તો તે માણસ પસાર થઈ ગયો હતો. જ્યારે અમે પુનઃ મારા પિતા પાસે આવ્યા ત્યારે તેમણે માથું નાખી દીધું હતું અને તેમની નાડી બંધ પડી ગઈ હતી.

"અમે તે જ રાત્રીએ આખા બગીચામાં તપાસ કરી, પરંતુ કોઈ પણ માણસ ત્યાં આવ્યું હોય એવું ચિહ્ન માલૂમ પડયું નહિ. માત્ર પેલી બારીની નીચે પુષ્પક્ષના કયારામાં એક પગલાનું ચિહ્ન પડી રહેલું જોવામાં આવ્યું. જો અમે એ પગલું જોયું ન હોત તો

અમારા મનમાં એમ જ થાત કે જે મનુષ્યનું મુખ અમે જોયું હતું તે અમારી મિથ્યા કલ્પનાને જ આભારી હતું. પરંતુ અમને થોડા વખતમાં જ માલૂમ પડી આવ્યું કે અમારી આસપાસ કોઇ ગુપ્ત મંડળી પોતાનાં કર્તુક ચલાવી રહી છે. બીજે દિવસે મારા પિતાના ઓરડાની બારી કોઇએ ખોલેલી હોય એમ જણાયું. એમના કબાટ અને પેટીઓનાં તાળાં તોડેલાં હતાં અને તેમાંની ચીજો ફેંદાયેલી હતી. તેમની એક પેટી ઉપર એક કાગળનો કકડો પહોળો કરી પેટીની તડમાં ખોસી રાખવામાં આવ્યો હતો. તેમાં ' ચાર જણાની સહી ' એટલા શબ્દો માત્ર લખેલા હતા. એ શબ્દોનો શો અર્થ હતો તેમ જ કોણ મનુષ્ય ગુપ્ત રીતે મારા પિતાના ઓરડામાં આવ્યો હતો તે અમારા જાણવામાં આવી શકયું નહિ. ઓરડામાં તમામ ઉથલપાથલ કરી નાખવામાં આવ્યું હતું, પરંતુ બધી ચીજોની તપાસ કરતાં કાંઇ પણ વસ્તુ ચોરાયેલી હોય એવું અમને લાગ્યું નહિ. કુદરતી રીતે જ, જે ભીતિને લીધે મારા પિતાનું જીવન રસહિન બની ગયું હતું તે ભીતિને આ બનાવની સાથે સંબંધ હોવો જોઇએ એવી મેં તથા મારા ભાઇએ કલ્પના કરી. તોપણ એ ભીતિ કોની અને શા કારણથી લાગતી હતી, રાત્રે ત્યાં આવેલો મનુષ્ય કોણ હતો, તેને ઓરડામાં પેસીને બધું ઉથલપાથલ કરી નાખવાની શી જરૂર તથા 'ચાર જણાની સહી ' એવા શબ્દોવાળો કાગળ એ શા માટે મૂકી ગયો હશે, એ વિષયમાં અમે કશું પણ સમજી શકયા નહિ. ખરૂં કહું તો એ બધું તો અમને ચમત્કારપૂર્ણ જ ભાસતું હતું."



# પ્રકરણ ૧૦ મું.

## થેડસ શોલ્ટોનું કથાનક–ચાલુ.



એ ઠિંગણો માણુસ વાત કહેતાં કહેતાં અટકી ગયો. તેણે પુનઃ પોતાનો હુક્કો સળગાવ્યો. થોડીક પળો સુધી વિચારગ્રસ્ત બનીને તે મૌન પણે ધૂમ્રપાન કરવા લાગ્યો. તેના વિચિત્ર કથાનકને રસપૂર્વક શ્રવણ કરતાં અમે શાંતિપૂર્વક બેઠાં હતાં. જ્યારે કેપ્ટન મોર્સ્ટનના મૃત્યુની હકીકત આવી ત્યારે તે સાંભળીને મીસ મોર્સ્ટન એકદમ ફીક્કી પડી ગઇ, તેનો ચ્હેરો લેવાઈ ગયો. મેં ધાર્યું કે કદાચ મૂર્ચ્છા આવી જશે. પરંતુ બાજુએ પડેલા ટેબલપર પાણીનો કુંજો પડ્યો હતો. તેમાંથી એક ગ્લાસ ભરીને પાણી મેં મીસ મોર્સ્ટનને આપ્યું. જળપાન કરવાથી તેને શાંતિ મળી હોય એમ લાગ્યું. શેરલોક હોમ્સ તેની ખૂરસીપર અઢેલીને બેઠો હતો. તેનું લક્ષ કથાનકમાં જ લાગેલું હતું. તેણે તેની ચમકારા મારતી આંખોપર પોપચાં ઢાળી દીધેલાં હતાં. તેની સામે નજર જતાં મને લાગ્યું કે આજે સ્હવારે તો હમણાં ગુંચવણી ભર્યા કેસ આવતા નથી એવી તે ફરિયાદ કરતો હતો; પરંતુ આ રહસ્યપૂર્ણ કેસનો ભેદ ઉકેલવાના કપરા કામમાં યોજાવાથી તેના મનને શાંતિ મળશે ખરી–હવે તેનું મન પ્રફુલ્લ બનશે ખરૂં. થેડસ શોલ્ટોના કથાનકે અમારા મન ઉપર જે અસર નિપજાવી હતી એથી ગર્વાનંદપૂર્વક થોડી વાર અમારી સામે તે જોઇ રહ્યો. પછી મ્હોંમાંથી ધૂમાડાના ગોટા કાઢતો અને હુક્કાના ગુડગુડાટનો ધ્વની કરતો તે પોતાનું અધૂરૂં રહેલું કથાનક પૂરૂં કરવા લાગ્યો.

તે બોલ્યો: " તમને કદાચ કલ્પના થઇ શકશે કે મારાં પિતાએ કહેલી ખજાનાની હકીકત સાંભળીને મારો ભાઈ બાર્થોલોમ્યુ અત્યંત ઉશ્કેરાઈ ગયેલો હોવો જોઇએ. હતું પણ તેમ જ. માત્ર અઠવાડિયાં જ નહિ પરંતુ મહિનાઓ પર્યંત અમે આખા બગીચામાં ચો તરફ ખોદી જોયું. પરંતુ ક્યાંય પણ એ ખજાનાનો પતો લાગ્યો નહિ. જે સ્થળે પોતે ખજાનો સંતાડેલો હતો તે મારા પિતા અમને જણાવતા હતા એ જ વખતે તેમનું મૃત્યુ થયું ! જો તે થોડો વધુ સમય જીવતા રહ્યા હોત તો કેવું સારૂં હતું, એમ અમારા મનમાં થતું હતું. જે મોતીની માળા તે અમને આપી ગયા હતા એ ઉપરથી ખજાનો કેટલો બધો મૂલ્યવાન્ હોવો જોઇએ એની કલ્પના અમે કરી શકતા હતા. એ મોતીની માળાના સંબંધમાં અમારી બેની વચ્ચે ચર્ચા થઈ હતી. તેમાંનાં મોતી અત્યંત મૂલ્યવાન્ હોવાથી મારા ભાઇને તે આપી દેવાનું ગમતું નહિ. આપને મારા મિત્રો માનીને હું એટલું કહું છું કે મારો ભાઈ પણ મારા પિતાના જેવો લોભી સ્વભાવનો છે. તેણે એવો પણ વિચાર કર્યો કે જો અમે મોતીની માળા મીસ મોર્સ્ટનને આપી દઈશું તો એ વિષે ચકચાર થશે અને તેને પરિણામે અમારે મુશ્કેલીમાં ઉતરવું પડશે. તો પણ છેવટે મેં તેને સમજાવ્યો અને એક યુક્તિ બતાવી. મેં તેને કહ્યું કે હું મીસ મોર્સ્ટનનું શરનામું મેળવીશ અને પછી આપણે અમુક સમયને અંતરે એકેકું મોતી તેના ઉપર મોકલીશું. એથી બીજું કાંઈ નહિ તોયે તેને આર્થિક મુશ્કેલી ભોગવવી પડશે નહિ."

" ખરેખર, એ તમે મારી પ્રત્યે માયા દર્શાવી." મીસ મોર્સ્ટન બોલી: " તમારી એ ભલમનસાઈને માટે હું તમારો અત્યંત આભાર માનું છું."

ઠિંગણા માણસે તેને આગળ બોલતો અટકાવવાને પોતાનો હાથ ઉંચો કર્યો.

તે બોલ્યોઃ " એમાં મેં કાંઈ તમારા ઉપર ઉપકાર કર્યો નથી. હું કબૂલ કરૂં છું કે મારો ભાઈ બાર્થોલોમ્યુ લોભને વશ થયેલો હતો, પરંતુ મારા પિતાએ અમને કરેલી આજ્ઞાનો મેં તો એવો જ અર્થ કર્યો હતો કે તેમણે અમને તમારા ટ્રસ્ટી તરીકે નિમ્યા હતા. અમારી પાસે પુષ્કળ દોલત હતી. વધુને માટે મારી ઇચ્છા ન હતી. વળી તમારા જેવી સુખમાં ઉછરેલી યુવતીને રખડતી સ્થિતિમાં મૂકી દઇને અન્યાય આપવો એના જેવો મહાન્ દોષ બીજો કયો હોઈ શકે ? પરંતુ આ બાબતમાં અમારી વચ્ચે વધી પડેલા મતભેદને લીધે મને મારા ભાઈ સાથે રહેવાનું ઠીક લાગ્યું નહિ. એટલે હું પોન્ડીચેરી લોજનો ત્યાગ કરીને અહીં આવીને રહ્યો. મેં મારી સાથે માત્ર બુઢા ખીદમદગાર અને વીલીયમ્સને રાખ્યા છે. પરંતુ ગઇ કાલે જ મારા જાણવામાં આવ્યું કે એક ખાસ અગત્યનો બનાવ બનેલો છે. ખજાનો જડયો છે ! એ સાંભળતાં મેં એક પળનો પણ વિલંબ નહિ કરતાં મીસ મોર્સ્ટનને પત્ર લખીને અહીં બોલાવ્યાં. હવે આપણે માટે માત્ર નોરવૂડ પહોંચી જઇને આપણા ભાગની માગણી કરવાનું બાકી છે. મેં ગઇ કાલે રાત્રીએ મારા ભાઈ બાર્થોલોમ્યુને મારો વિચાર સ્પષ્ટપણે જણાવી દીધો છે. એટલે કદાચ તે આપણા ત્યાં જવાથી ખુશ તો નહિ થાય પરંતુ આપણા આગમનની પ્રતિક્ષા કરી રહેલો હોવો જોઈએ જ."

થેડસ શોલ્ટો બોલતો બંધ થઈ ગયો. તે માંચક ઉપર આડે પડખે થયો. અમે પણ થોડીવાર શાંત રહ્યા અને આ ભેદી ઘટનાઓ

જે નવીન સ્વરૂપ પકડયું હતું તેનો વિચાર કરવા લાગ્યા. થોડી વારે હોમ્સ ખૂરસીપરથી ઉભો થઈ ગયો.

"સાહેબ! તમે પહેલેથી તે છેવટ સુધી ઉત્તમ વર્તાવ ચલાવેલો છે." તે બોલ્યોઃ "તમારી સેવાને લીધે વિશેષ નહિ તોયે જે હકીકત હજી સુધી અંધકારમાં જ રહેલી છે તેને પ્રકાશમાં આણવાને અમે શક્તિમાન્ થઇશું. પરંતુ થોડી વાર પહેલાં મીસ મોર્સ્ટને જણાવ્યું હતું તે પ્રમાણે મોડું બહુ થઇ ગયું છે. માટે જરી પણ ઢીલ કર્યા સિવાય આ બાબતનો આપણે નિકાલ લાવવો જોઇએ."

થેડસ શોલ્ટોએ હુક્કાની રબરની નળી સંભાળપૂર્વક વિંટાળી દીધી અને પાછળથી એક મોટો ગરમ કોટ લઇને અંગ ઉપર ધારણ કરી લીધો. કોટનાં તમામ બટન બીડી લીધાં અને અસલનાં ચામડાની વાળ વાળી ટોપી પહેરી લીધી. એ ટોપીની બે બાજુએ ઝાલર જેવું હતું. તેનાથી કાન ઢંકાઈ ગયા હતા. આ પ્રમાણે ધારણ કરેલા પોષાકથી માત્ર તેના મુખ સિવાય તેના શરીરનો બીજો એક પણ ભાગ દૃષ્ટિએ પડતો ન હતો. અમે ઓરડામાંથી બહાર નિકળીને આગળ ચાલ્યાં એટલે તે બોલ્યોઃ "મારી શરીરપ્રકૃતિ બહુ નાજુક હોવાથી મારે તેનું ઘણું જ જતન કરવું પડે છે."

જે ગાડીમાં અમે આવ્યા હતા તે ગાડી બહાર તૈયાર ઊભી જ હતી. થેડસ શોલ્ટોએ બધો પ્રોગ્રામ આગળથી નક્કી કરી રાખ્યો હોય એમ લાગતું હતું. કેમકે અમે ગાડીમાં ચડી બેઠાં કે ગાડીને કયાં લઈ જવાની છે એ માટેના હુકમની દરકાર કર્યા વિના ગાડીવાને ઘોડાને ઝડપથી દોડાવી મૂકયા. ગાડી દોડવા લાગી. તેનાં પૈડાંનો અવાજ સંભળાતો હતો. પરંતુ થેડસ શોલ્ટો અમારી સાથે વાતો કર્યા કરતો હતો, તેનો અવાજ પૈડાંના ઘરેરાટથીએ ચડી જતો હતો.

"આર્થોલોમ્યુ કાંઈ કાચો પોચો નથી." તે બોલવા લાગ્યો: "ખજાનો જે સ્થળે છૂપાવેલો હતો એ સ્થળનો પત્તો તેણે કેવી રીતે મેળવ્યો એની તમને કલ્પના નહિ હોય. બહાર બગીચામાં તપાસ કરતાં ક્યાંય પણ પત્તો ન ખાધો એટલે તે છેવટે એવા નિશ્ચય ઉપર આવ્યો કે ખજાનો મકાનની અંદર કોઈ સ્થળે છૂપાવેલો હોવો જોઇએ. એટલે તેણે આખા મકાનનું ઘનફળ કાઢયું અને દરેકેદરેક ભાગનું માપ લીધું; એવી રીતે કે તેમાંની એક ઈંચ જેટલી જગ્યા પણ રહી જવી જોઇએ નહિ. મકાનની ઉંચાઈનું બહારથી માપ કરતાં તે ચુમોતેર ફુટ ઉંચું જણાયું. પરંતુ તે જ પ્રમાણે તેણે અંદરના ભાગમાંથી ઉંચાઈ માપવા માંડી. બે માળ વચ્ચેનાં પીઢીયાંમાં કાણાં પાડીને તેમાંથી ફીટપટી લીધી. એ પ્રમાણે માપ કરી જોયું તો તે ચુમોતેર ફુટ થયું નહિ. અંદરની ઉંચાઇ સીતેર ફુટની થઇ. ત્યારે ચાર ફીટ ક્યાં ગયા? એ ઉપરથી તેણે કલ્પના કરી કે મકાનને મથાળે ચાર ફુટ જેટલી જગ્યા ગુપ્ત રીતે રાખેલી હોવી જોઇએ. એટલે ઉપલા માળમાં ઉંચે છતમાં તેણે એક માણસ દાખલ થઈ શકે એવડું કાણું પાડયું. તેની અંદર થઇને ઉપર જતાં ત્યાં એક ન્હાનકડા કાતરીયા જેવું દેખાયું. જો એ કાણું તેણે પાડયું ન હોત તો બીજી રીતે ત્યાં કાતરીયું હોવાની કોઇને શંકા જાય તેમ ન હતું. તે કાતરીયાની મધ્યમાં લાકડાનાં બે પીઢીયાં ઉપર ખજાનાની પેટી પડેલી જોવામાં આવી. તે પેટીને પેલા કાણામાંથી નીચે લાવીને ઉપલા માળના ઓરડામાં તેણે મૂકી છે. તે જણાવે છે કે ખજાનાનું મૂલ્ય ઓછામાં ઓછું પાંચ લાખ પાઉંડનું હોવું જોઇએ."

પાંચ લાખ પાઉંડનું—મોટી રકમનું નામ સાંભળીને અમે તો ફુલાઈ જ ગયાં અને એક બીજાની સામે આંખો ફાડીને જોઈ રહ્યાં.

જો અમે મીસ મોરર્સ્ટનનો હક્ક સંપ્રાપ્ત કરી શકીએ તો તે એક ગવર્નેસની સાધારણ સ્થિતિમાંથી ઇંગ્લાંડની એક ધનવાન બાઇ બની જાય એમાં શક ન હતો. બેશક આ સમાચારથી મીસ મોર્સ્ટનના હિતચિંતક મિત્રને આનંદ જ થવો જોઇએ. પરંતુ મને જણાવતાં શરમ ઉપજે છે કે સ્વાર્થપરાયણુતાએ મારા ઉપર સામ્રાજ્ય મેળવ્યું હતું, અને થોડા વખતમાં મીસ મોર્સ્ટન મોટી સંપત્તિની માલિકણુ બનવાનો સંભવ છે, એ વિચારથી મારા અંતરમાં આનંદને બદલે દીલગીરી જ થતી હતી. મેં મીસ મોર્સ્ટનને તેની આર્થિક સ્થિતિમાં થનારા ફેરફાર માટે ભાંગીતૂટી ભાષામાં મુબારકબાદી આપી. પણ પછી મારા મનમાં ઉપજેલી નિરાશાને લીધે માથું નીચું નમાવીને હું બેસી રહ્યો. હવે મને થેડસ શોલ્ટોની વાતોમાં રસ પડતો ન હતો. એ તદ્દન ઉદાસિન વૃત્તિનો માણુસ હતો. તે પોતાના દરદને લગતી અનેક પ્રકારની વાતો કરતો હતો અને તેના સંબંધમાં પોતાની મેળે ને મેળે જડીબુટ્ટીઓ અને અર્થ વિનાની દવાઓનાં નામો આપ્યે જતો હતો. તેમાંની કેટલીક દવાઓ તો તે પોતાની સાથે જ રાખતો હોય એમ લાગતું હતું, કેમકે તે પોતાના ગજવામાંથી એક ચામડાનું પાકીટ કાઢીને તેમાંથી કેટલીક એવી દવાઓ બતાવતો હતો. હું આશા રાખું છું કે એ વખતે પોતાના દરદના સંબંધમાં મને કરેલા પ્રશ્નોના જે જવાબ મેં તેને આપ્યા હતા એ તેને યાદ નહિ જ રહ્યા હોય. હોમ્સ જણાવે છે કે મેં થેડસ શોલ્ટોને એવું કહ્યું હતું કે તમારે એરંડીયાના બે ટીપાં કરતાં વિશેષ લેવાં નહિ, નહિ તો તમારૂં મૃત્યુ નિપજશે, જ્યારે જુલાબને માટે સ્ટ્રીકનીયા નામની ઝેરી દવાનો મોટો ડોઝ લેવાની મેં તેને ભલામણ કરી હતી. ખરી રીતે મારો હેતુ તેને સ્ટ્રીક્નીયાનાં માત્ર બે ટીપાં અને એરંડીયાનો મોટો ડોઝ

લેવાની ભલામણ કરવાનો હતો. આમ થવાનું કારણ એ હતું કે મીસ મોર્સ્ટન અલ્પ સમયમાં જ ધનવાન બની જશે અને પછી મારાથી તેના હસ્તની માગણી થઈ શકશે નહિ એ વિચારથી મારૂં ચિત્ત અતિ ઉદ્વિગ્ન અને અસ્વસ્થ બની ગયું હતું. પરંતુ છેવટે અમે ઇષ્ટ સ્થળે આવી પહોંચ્યાં. ગાડી ચાલતી અટકી ગઈ અને ગાડીવાને નીચે ઉતરીને બારણું ખોલ્યું.

" મીસ મોર્સ્ટન ! આ પોન્ડીચેરી લોજ ! " થેડસ શોલ્ટોએ પ્રથમ નીચે ઉતરીને મીસ મોર્સ્ટનને નીચે ઉતારવાને માટે પોતાનો હાથ આપતાં કહ્યું.

## પ્રકરણ ૧૧ મું.

### પોન્ડીચેરી લોજમાં.

અમે આ સ્થળે પહોંચ્યા ત્યારે લગભગ અગીયાર વાગવા આવ્યા હતા. જે ધૂમસે લંડનને ઘેરી લીધું હતું તેનું અત્ર દર્શન થતું ન હતું. રાત્રી નિર્મળ અને મનોરમ્ય લાગતી હતી. પશ્ચિમ બાજુએથી ગરમ હવા આવતી હતી અને આકાશમાં ધણ વાદળાં પસાર થતાં હતાં, જેમાંથી ક્વચિત્ ચંદ્રદેવ ડોકીયાં કરતા દૃશ્યમાન્ થતા હતા. થોડેક દૂર સુધી દીપકની સહાય વિના પણ જોઈ શકાતું હતું. તો પણ થેડસ શોલ્ટોએ ગાડીના બે દીવામાંનો એક દીવો લીધો અને તેના પ્રકાશમાં અમે આગળ ચાલવા લાગ્યાં.

પોન્ડીચેરી લોજની આસપાસ પત્થરની ઉંચી દિવાલ કરી લેવામાં

આવી હતી. એ દિવાલ ઉપર ભાંગેલા કાચના ટુકડા ખોડવામાં આવ્યા હતા. તેની અંદર દાખલ થવાને માટે માત્ર એક જ દ્વાર હતું. તે દ્વાર સ્હેજ સાંકડું હતું અને તેને એક લોઢાનું બારણું હતું. તે બારણા પાસે અમે પહોંચ્યા એટલે થેડસ શોલ્ટોએ પોસ્ટમેન જેમ બંધ બારણાને ટકોર મારે છે, તેવી રીતે એ લોહદ્વાર ઉપર ટકોરા લગાવ્યા.

"કોણ છે એ ?" અંદરથી કોઇ કઠોર અવાજે બોલ્યું.

"એ તો હું છું, મેકમર્ડો! તમે મારા ટકોરાનો અવાજ ઓળખ્યો તો હશે જ."

અંદરથી કોઈ બરબડતું હોય એવો અવાજ આવ્યો, અને કુંચીઓનો ખખડાટ તથા બારણામાં કુંચી ફરવાનો અવાજ સંભળાયો. લોહદ્વાર ખૂલ્લું થયું અને દ્વારની પાસે એક પહોળી છાતીનો પણ કદમાં સ્હેજ નીચો મનુષ્ય ઊભો રહ્યો. તેના હાથમાં ફાનસ હતું. તેમાંથી પિળો પ્રકાશ પડતો હતો. એ પ્રકાશથી અમે જોઈ શકયા કે તેનો બાંધો કદાવર હતો અને તે અમારી સામે શંકિત દૃષ્ટિએ જોઈ રહ્યો હતો.

"મી. થેડસ ! આપને તો મેં ઓળખ્યા પરંતુ આપની સાથે આ બીજાં કોણ છે ! શેઠે આ લોકોને અંદર દાખલ કરવાના સંબંધમાં મને કશી આજ્ઞા કરી નથી."

"નથી કરી ? મેકમર્ડો ! આ તારા શબ્દો સાંભળીને મને અત્યંત આશ્ચર્ય થાય છે. મેં મારા ભાઇને ગઇ રાત્રે જ કહ્યું હતું કે હું મારી સાથે કેટલાક મિત્રોને લાવનાર છું."

"આજે એ પોતાના ઓરડામાંથી બહાર જ નથી નિકળ્યા, મી. થેડસ ! અને તેમણે મને કશો હુકમ નથી આપ્યો. તમે જાણો

છો કે હું તો ચીઠીનો ચાકર. મારે મારા શેઠના નિયમને અનુસરીને વર્તવું જ જોઇએ. તમને હું અંદર દાખલ કરી શકીશ, પરંતુ તમારા મિત્રોએ તો તેઓ જ્યાં છે ત્યાં બહાર જ ઊભા રહેવું પડશે."

આ એક નહિ ધારેલી અડચણ ઉપસ્થિત થઈ. થેડસ શોલ્ટોને હવે શું કરવું એ કાંઈ સૂજતું નહિ. તે ચિંતાતુર વદને અમારી સામે જોઈ રહ્યો. પોતે હવે કાંઈ પણ કરી શકે એમ ન હોય એવું તેની મુખમુદ્રાપરથી જણાઇ આવતું હતું.

"મેકમર્ડો ! આ તો ઘણું જ ખરાબ કહેવાય." તે બોલ્યો: "તેમના માટે જ્યારે હું તને ખાત્રી આપું છું, ત્યારે પછી તને શો વાંધો છે ? તેમાં એક યુવાન બાનુ પણ છે. આટલી રાત્રીના સમયે તેમને જાહેર રસ્તાપર ઊભાં રાખવાં એ ઠીક દેખાય ખરૂં ?"

"હું પણ ઘણો જ દિલગીર છું, મી. થેડસ !" દરવાને દિલસોજીના ભાવપૂર્વક કહ્યું: "આ લોકો તમારા મિત્રો હશે, પરંતુ એથી તેઓ શેઠના પણ મિત્રો હોવા જ જોઇએ એમ ઠરતું નથી. મારો શેઠ મારી ફરજ બજાવવાને માટે મને પૂરતો પગાર આપે છે, એટલે મારે મારી ફરજ વફાદારીપૂર્વક બજાવવી જ જોઇએ. હું તમારા આ મિત્રોમાંથી કોઇને પણ ઓળખતો નથી."

"નહિ નહિ, મેકમર્ડો ! તમે ઓળખો છો," શેરલોક હોમ્સ સત્તાત્મક સ્વરે બોલ્યો: "હું નથી ધારતો કે તું મને ભૂલી ગયો હો. ચાર વર્ષ પહેલાં જે રાત્રીએ તમારા લાભ અર્થ એલિસનના અખાડામાં કુસ્તી કરાવવામાં આવી હતી એ વખતે તમારી સાથે ત્રણ વખત કુસ્તીમાં ઉતરનાર પહેલવાનને તમે ભૂલી ગયા કે શું ?"

"કોણ ? શેરલોક હોમ્સ તો નહિ ?" પહેલવાન આશ્ચર્યચકિત વદને બોલ્યો: "અરે, તમને તો હું કેમ ભૂલી શકું ? જો અત્રે એક

બાજુએ શાંતપણે ઊભા રહેવાના બદલે તે દિવસની માફક તમે મને જડબાની નીચે ઠોંસો લગાવ્યો હોત તો મેં તમને તુરત જ ઓળખી કાઢયા હોત. મી. હોમ્સ! તમે મલ્લકુસ્તીનું કામ છોડી દીધું એ ઠીક ન કર્યું. જો તમે એ ધંધામાં પડયા હોત તો મારી ખાત્રી છે કે તમે તેમાં સારી નામના મેળવી હોત. કદાચ ઇંગ્લાંડના પહેલા નંબરના પહેલવાન ગણાયા હોત."

"કેમ વોટસન! જોયું ને! જો બીજા બધા ધંધામાં હું નિષ્ફળ જાઉં તો પણ આ મલ્લકુસ્તીનો ધંધો તો મારે માટે ખૂલ્લો છે જ." હોમ્સ હસતો હસતો બોલ્યો: "મારી ખાત્રી છે કે હવે આપણો દોસ્ત આપણને રાત્રીની ઠંડીમાં થરથરતાં બહાર ઊભાં નહિ રાખે."

"તમે અંદર આવો, સાહેબ! તમે ઘણી ખુશીથી અંદર આવો—તમે ને તમારા મિત્રો પણ સાથે જ." પહેલવાને કહ્યું: "ઘણો જ દિલગીર છું, મી. થેડસ! પરંતુ શેઠની સખ્ત તાકીદ છે કે કોઇને પણ અંદર દાખલ કરતાં પહેલાં તેના સંબંધમાં પાકી તપાસ કરી લેવી. એથી મેં પ્રથમ તમારા મિત્રોને અંદર દાખલ કરવાની ના કહી હતી; પરંતુ હવે મારી ખાત્રી થઈ ગઈ છે કે આ ગૃહસ્થ મી. શેરલોક હોમ્સ અને તેમની સાથેનાં તેમનાં મિત્રોને માટે શંકા લાવવાનું કારણ હોય જ નહિ."

અમે અંદર દાખલ થયાં. અંદરનો ભાગ તદ્દન ઉજ્જડ હતો. એ દ્વાર પાસેથી સામે ઊભેલા મકાન સુધી ન્હાનો રસ્તો બનાવવામાં આવ્યો હતો. સર્વત્ર અંધકાર છવાઈ રહ્યો હતો. માત્ર ઉપરના માળની એક બારીમાં ચંદ્રનો પ્રકાશ પડતો હતો. આ મોટા ભવ્ય મકાનમાં પથરાયેલ અંધકાર અને નિઃસ્તબ્ધતાની અમારાં તમામનાં હૃદય ઉપર અસર થતી હતી. થેડસ શોલ્ટોના મનમાં પણ આ દેખાવથી

ડર ઉપજ્યો હતો અને તેના હાથમાંની ગાડીની બત્તી ધ્રૂજતી હતી.

"હું કાંઈ સમજી શકતો નથી." તે બોલ્યો: "કાંઈક સમજફેર થયેલી હોવી જોઇએ. મેં બાર્થોલોમ્યુને સ્પષ્ટપણે આજે રાત્રે હું અહીં આવનાર છું, એમ જણાવ્યું હતું. તેમ છતાં તેના ઓરડાની બારીમાંથી પણ દીવાનો પ્રકાશ નથી દેખાતો. આનો કશો પણ અર્થ હું કરી શકતો નથી."

"હમેશાં તે આ પ્રમાણે મકાનમાં જાપતો રાખે છે?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો.

"હા, એણે પણ મારા પિતાનો જ રીવાજ અખત્યાર કરેલો છે. મારા પિતાનું એનાપર મારા કરતાં વિશેષ વહાલ હતું એ મારે તમને જણાવવું જોઇએ. હું ધારૂં છું કે પોતાના ભેદી રહસ્યના સંબંધમાં જેટલી વાત મારા પિતાએ મને કરી હતી તે કરતાં વિશેષ મારા ભાઇને કરેલી હોવી જોઇએ. જે બારી ઉપર ચંદ્રનો પ્રકાશ પડતો દેખાય છે એ બાર્થોલોમ્યુના ઓરડાની બારી. ચંદ્રપ્રકાશને લીધે બારીના કાચ ચળકતા દેખાય છે, પણ અંદરથી પ્રકાશ આવતો જણાતો નથી."

"હા, અંદર દીવો હોય એમ લાગતું નથી." શેરલોક હોમ્સે પણ તેના કથનને અનુમોદન આપ્યું અને ઉમેર્યું: "પણ પેલા બારણા પાસેની બારીમાં પ્રકાશ જણાય છે ખરો."

"હા, એ તો ગૃહરક્ષિકાનો ઓરડો છે. એ ઓરડામાં વૃદ્ધા મીસીસ બર્નસ્ટોન બેસે ઉઠે છે. એની પાસેથી આપણે કાંઈક જાણી શકીશું ખરા. પણ હું ધારૂં છું કે તમને અહીં રાખીને હું પ્રથમ એકલો જ તેની પાસે જઉં તો સારૂં. કેમકે જો આપણે બધાં તેને અગાઉથી જણાવ્યા સિવાય અચાનક તેના ઓરડામાં જઈશું તો તે

આપણને જોઇને ભયભીત બની જશે. પણ, ઊભા રહો ? આ શું સંભળાય છે ?"

તેણે પોતાના હાથમાંની બત્તી ઉંચી કરી. તેનો હાથ વિશેષ ધ્રૂજતો હતો અને તે કારણથી અમારી આસપાસ પડતો એ બત્તીનો પ્રકાશ પણ ધ્રૂજતો માલૂમ પડતો હતો. અમે બધાં ઉછળતાં હૃદયે કર્ણને તીવ્ર બનાવીને ઊભાં રહ્યાં. મીસ મોર્સ્ટને મારૂં કાંડું પકડેલું હતું. અમારી સામે દેખાતા ઉંચા અને કાળા મકાનમાંથી આ નિઃસ્તબ્ધ રાત્રીની શાંતિને ભંગ કરતો ચિત્કાર સંભળાયો. એ અવાજ ઉપરથી અમે એટલું સમજી શકયાં કે એ કોઈ સ્ત્રીનો અવાજ હોવો જોઇએ; અને એ સ્ત્રી અત્યંત ભયભીત થયેલી હોવી જોઇએ.

" આ મીસીસ બર્નસ્ટોનનો જ અવાજ !" થેડસ શોલ્ટોએ કહ્યું: " આ ઘરમાં માત્ર તે એક જ સ્ત્રી હતી. તમે અહીં જ રહો. હું એક મીનિટમાં જ પાછો આવું છું."

તે એ મકાનના બારણા તરફ ગયો. દ્વાર ઉપર તેણે જોરથી ટકોરા લગાવ્યા. બારણું ખૂલ્યું અને એક ઉંચી વૃદ્ધ સ્ત્રી અમારી નજરે પડી. તેને થેડસ શોલ્ટોને જોઇને સ્હેજ આનંદ થયો હોય એમ અમને લાગ્યું.

" અરે! મી. થેડસ ! સાહેબ ! તમારા અત્યારે આવી પહોંચવાથી મને ઘણી જ શાંતિ થઈ, મને ઘણી જ શાંતિ થઇ, મી. થેડસ ! સાહેબ ! " તે વૃદ્ધાએ એકના એક વાક્યનો બે વખત ઉચ્ચાર કર્યો.

બારણું બંધ થયું અને તે તથા થેડસ શોલ્ટો અંદર ચાલ્યાં ગયાં. થોડી વાર સુધી તેમનાં પગલાંનો અવાજ તથા પેલી વૃદ્ધાનો અવાજ સંભળાતો હતો. પરંતુ પછી તેઓ અંદર દૂર જવાને લીધે પાછી અમે જ્યાં ઊભાં હતાં ત્યાં શાંતિ પથરાઈ ગઈ.

થેડસ બત્તી મૂકતો ગયો હતો. હોમ્સે પોતાના હાથમાં લઇને તે બત્તીનો પ્રકાશ આસપાસ નાખ્યો અને મકાન તથા તેની આસપાસના ભાગમાં કરવામાં આવેલા માટીના મોટા મોટા ઢગલા સામે તિક્ષ્ણ દૃષ્ટિએ જોવા માંડયું. મીસ મોર્સ્ટન અને હું–બન્ને જોડાજોડ ઊભાં હતાં. એનો હાથ મારા હાથમાં હતો. વાચક ! પ્રેમ એક અદ્ભુત વસ્તુ છે. અમારી સામે જૂઓ ! અમે ઉભયે આજે પહેલી વખત જ એક બીજાને નજરે જોયાં હતાં. અમારી વચ્ચે પ્રેમનો એક શબ્દોચ્ચાર પણ થયો ન હતો, તેમ જ નેત્રસંકેતથી પણ અમારામાંથી એકેએ બીજાની તરફનો પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો ન હતો. તેમ છતાં અત્યારે સંકટને સમયે અમારા હસ્ત કુદરતી સ્ફુરણાને વશ બનીને પરસ્પર સહાનુભૂતિ પ્રકટ કરતા હતા. એ વિચાર–તેનો હસ્ત મારા હસ્તમાં લેવાનો વિચાર એ વખતે મને શાથી સ્ફુર્યો એ સંબંધી પાછળથી મેં ઘણી કલ્પનાઓ કરી, પરંતુ એ વિષે હું ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયો નહિ. માત્ર મને એટલું જ લાગ્યું કે એવા ભયના પ્રસંગમાં મીસ મોર્સ્ટનને આશ્વાસન અને હિમ્મત આપવી એ મારી ફરજ હતી અને તેથી સ્વાભાવિક રીતે જ બીજા કશા પણ વિચાર સિવાય મેં તેને મારો હસ્ત આપ્યો હતો. તેણે પણ મને પાછળથી ઘણી વાર જણાવ્યું હતું કે તેણે પણ સંરક્ષણ અને શાંતિ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી મારો હસ્ત પકડયો હતો. એ પ્રમાણે અમે ન્હાનાં બાળકોની માફક એક બીજાના હાથ પકડીને ઊભાં રહ્યાં. એ ઘડીએ આસપાસનો દેખાવ ગમે તેવો ભયાનક હોવા છતાંયે અમારાં મન તો તદ્દન શાંત હતાં.

"કેવી વિચિત્ર જગ્યા છે ?" તે પોતાની આસપાસ દૃષ્ટિ કરતી બોલી.

"જાણે આખા ઇંગ્લાંડની ઘુંસો અહીં છોડી મૂકી હોય અને તેમણે દર કરી મેલ્યાં હોય એવું લાગે છે. બેલ્લાંર્ટ આગળ જે ડુંગર છે અને જ્યાં ખાણો ખોદનારાઓ કીમતી ધાતુની શોધ માટે પ્રયાસ કરી રહ્યા છે, ત્યાં પણ મેં આના જેવું જ જોયું હતું." મેં કહ્યું.

"અહીં પણ એ જ કારણથી આ ખાડા ખોદવામાં આવ્યા છે." શેરલોક હોમ્સ બોલ્યો: "ખજાનાની શોધખોળનાં આ ચિહ્ન સ્પષ્ટ જણાય છે. તમે જાણો છો કે છ વર્ષ થયાં એ લોકો તેની તપાસ કરતા હતા. એથી આટલા બધા ખાડા પડી રહ્યા હોય એમાં કાંઈ નવાઈ જેવું નથી."

તે પળે ઘરનું બારણું પુનઃ ઉઘડયું અને થેડસ શોલ્ટો બહાર ધસી આવ્યો. તેણે પોતાના હાથ પહોળા કર્યા હતા અને તેનાં નેત્રોમાં ભયત્રસ્તતા સ્પષ્ટપણે જણાતી હતી.

"બાર્થોલોમ્યુને કાંઈક થઈ ગયું હોય એમ જણાય છે." "તેણે આક્રંદ કરતાં કહ્યું: "મને બહુ ભય લાગે છે—મારૂં ધૈર્ય નાશ પામી ગયું છે!"

ખરેખાત, ભયથી તેનો ચ્હેરો ઉજળો પૂણી જેવો બની ગયો હતો. તેના અવાજમાં પણ ભયત્રસ્તતાનાં ચિહ્ન સ્પષ્ટ થતાં હતાં. તેની મુખમુદ્રા ઉપર નિરાશા પણ છવાઈ રહી હતી.

"ચાલો, આપણે ઘરમાં જઇએ." હોમ્સ દઢતાપૂર્વક લાગણી વિનાના સ્વરે બોલ્યો.

"હા, ચાલો, ચાલો!" થેડસ શોલ્ટો પણ આતુર સ્વરે બોલ્યો: "મી. હોમ્સ! હું બહુ જ ગભરાઈ ગયો છું. મને કશું પણ સૂજતું નથી. તમે કહો તેમ કરવાને હું તૈયાર છું."

---

# પ્રકરણ ૧૨ મું.

## બાર્થોલોમ્યુનું ખૂન. !

અમે તેની પાછળ પાછળ મીસીસ બર્નસ્ટોનના ઓરડામાં ગયા. તે મકાનની અંદર ડાબી બાજુએ હતો. એ ઓરડામાં એ વૃદ્ધ સ્ત્રી લેવાઈ ગયેલા ચ્હેરે અને અશાંતિપૂર્વક આમતેમ ફરતી હતી. પણ મીસ મોર્સ્ટનને જોતાં તેનું મન કાંઈક શાંત થયેલું લાગ્યું.

"અહા ! કેવો મધુર અને શાંત ચ્હેરો છે ?" મીસ મોર્સ્ટન તરફ જોઇને બર્નસ્ટોન દિવાનાની માફક બોલી ઉઠી: "તમને જોયાથી મારૂં મન કાંઈક હેઠું બેઠું. આજનો દિવસ મેં કેવી રીતે કાઢયો છે એ તો એમ મારૂં મન જાણતું ભલું !"

મીસ મોર્સ્ટને તેની સાથે હસ્તધૂનન કર્યું અને સ્ત્રીજાતિમાં રહેલી સ્વાભાવિક મૃદુતાપૂર્વક બે વચનો આશ્વાસનનાં કહ્યાં. એથી મીસીસ બર્નસ્ટોનના રક્તવિહિન બની ગયેલા કપોલપ્રદેશ ઉપર સુરખી પુનઃ આવી અને તેનું ચિત્ત વિશેષ સ્વસ્થ બન્યું.

"શેઠ પોતાના ઓરડાને અંદરથી બંધ કરીને બેઠેલા છે અને મેં એમને બે-ચાર વખત સાદ પાડયા હશે, પરંતુ બિલકુલ જવાબ આપતા નથી." તે બોલી: "ઘણી વખત તે આ પ્રમાણે એકલા પોતાના ઓરડામાં ભરાઇ રહે છે. એટલે પહેલાં તો મને કાંઇ શંકા આવી નહિ. આ જ આખો દિવસ તે કયારે બહાર આવે તેની રાહ જોતી હું બેસી રહી. પણ એક કલાક પહેલાં મારા મનમાં એવું

' કે શેઠને કાંઈક થયેલું હોવું જોઇએ, નહિ તો આખો દિવસ
ચૂનમૂન બેસી રહે નહિ. એટલે ઉપર જઇને મેં ઉજાળાના
ુામાંથી જોયું તો—પણ એ હું તમને કહી શક્તી નથી. થેડસ!
। જાતે જ ઉપર જાઓ. ઉપર જઇને ખાત્રી કરો. આજ દશ
'થી હું આ ઘરમાં છું. ઘણી વાર મેં મી. બાર્થોલોમ્યુ શોલ્ટોને
.નંદ અને શોકમાં દેખેલા છે. પરંતુ આજના જેવો ચહેરો તો
। પણ ભાળ્યો નથી."

થેડસ શોલ્ટોના ધ્રૂજતા દાંતનો થતો અવાજ સંભળાતો હતો.
પડું પડું થઇ રહ્યો હતો. એથી શેરલોક હોમ્સ બત્તી લઇને આગળ
।, મેં થેડસ શોલ્ટોનો હાથ ઝાલ્યો અને અમે બે હોમ્સની પાછળ
ઠળ જવા લાગ્યા. અમે માળ ઉપર ચડયા. અમે સીડી ઉપર ચડતા હતા
ારમિયાન હોમ્સે સીડીનાં પગથીયાં ઉપર પાથરેલી કાથાની સાદડી
રનાં ચિહ્નો બે સ્થળે પોતાના સૂક્ષ્મદર્શક યંત્રવડે તપાસી જોયાં.
ી નરી આંખે તો ત્યાં કેવળ ધૂળ ઉડીને પડેલી હોય એવું મને
ાતું હતું. તે બત્તી નીચી રાખીને પોતાની જમણી તથા ડાબી
જુએ તિક્ષ્ણ દૃષ્ટિ કરતો ધીમે ધીમે ઉપર ચડતો હતો. મીસ
ર્સ્ટન ભયથી ધ્રૂજતી મીસીસ બર્નસ્ટોનની પાસે નીચે જ રહી હતી.

અમે ત્રીજે માળે આવી ગયા એટલે એક લાંબી ચાલી આવી.
જમણી બાજુએ એક મોટું ચિત્ર ટાંગેલું હતું. ડાબી બાજુએ
બારણાં હતાં. હોમ્સ તે ચાલીમાં ધીમે ધીમે આગળ વધ્યો. એ
તે પણ તેની તીવ્રદૃષ્ટિ તો આસપાસ ભમ્યા જ કરતી હતી. અમે
જણુ પણ તેની પાછળ પાછળ ચાલતા હતા અને અમારા લાંબા
। પડછાયા અમારી પાછળ ચાલીમાં પડતા હતા. જે ત્રીજું દ્વાર
' એ ઓરડો બાર્થોલોમ્યુનો હતો. હોમ્સે બારણા ઉપર ટકોર

માર્યાં, પરંતુ અંદરથી કશો પણ પ્રત્યુત્તર મળ્યો નહિ. પછી તેણે બહારનો આગળીગો ફેરવીને ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બારણું ખૂલ્યું નહિ. એ ઉપરથી અમને લાગ્યું કે અંદરનો ઉલાળો પાડીને દ્વાર બંધ કરેલું હોવું જોઇએ. પરંતુ ચાવીનું કાણું ખૂલ્લું હતું. શેરલોક હોમ્સે નીચા નમીને તે કાણાંમાંથી અંદર જોયું. એક પળમાં તો તે ઊભો થઇ ગયો. તેના શ્વાસોચ્છવાસ જોરથી ચાલતા જણાતા હતા.

"આમાં કાંઇક ભયાનક ભેદ સમાયેલો લાગે છે, વોટસન!" તે બોલ્યો. તેના ચ્હેરા અને અવાજ ઉપરથી હું જાણી શકયો કે અંદરના દસ્યની તેના મન ઉપર પણ અસર થવા પામી હતી. એવી અસર તેને ભાગ્યે જ થતી હતી. તેણે કહ્યું: "તમે જૂઓ જોઇ! કાંઈ અટકળ કરી શકો છો ?"

મેં પણ નીચા નમીને બાંકામાંથી અંદર દષ્ટિ કરી. અંદરનો દેખાવ જોઇને હું તો હેબતાઈ જ ગયો. ઓરડામાં ચંદ્રનો પ્રકાશ પડતો હોવાથી ઉપરનો ભાગ જોઈ શકાતો હતો. મને એક મનુષ્યનું મસ્તક માત્ર જણાયું. તેનો નીચેનો ભાગ અંધકારમાં દટાઈ ગયો હતો. તેણે મારી સામે મુખ કરેલું હતું. તેનો ચ્હેરો થેડસ શોલ્ટોના જેવો જ હતો—તેના જેવું જ ઉંચું મસ્તક, તેના જેવા જ રાતા વાળ, અને તેના જેવું જ રક્તવિહિન વદન હતું; પરંતુ તેના મુખ ઉપર ભયાનક હાસ્ય પથરાયેલું જણાતું હતું. એથી ચંદ્રના ઝાંખા પ્રકાશમાં એ ચ્હેરો વધારે ભયાનક લાગતો હતો. એ ચ્હેરો થેડસ શોલ્ટોના ચ્હેરાને એટલો બધો મળતો આવતો હતો કે થેડસ અંદર કયાંથી, એવો વિચાર મને ક્ષણભર થયો, અને તુરત જ મેં પાછળ ફરીને મારી ખાત્રી કરવાને માટે અમારી પાસે ઊભેલા થેડસની સામે જોયું. એ તો અમારી પાસે જ ઊભો હતો. ત્યારે આ શું?

પરંતુ તેજ વખતે થેડસે પોતે તથા બાર્થોલોમ્યુ બે જોડીયા ભાઇઓ છે એમ કહેલું તે મને યાદ આવ્યું; અને મારા મનની શંકા ટળી ગઇ. કેમકે ઘણી વખત એકી સાથે જેમનો જન્મ થયેલો હોય એવા બે ભાઇ કિંવા બ્હેનોના ચ્હેરા એકએકને મળતા હોય છે, એવું મારા જાણવામાં હતું.

"આ તો અત્યંત ભયપ્રદ છે!" મેં હોમ્સને કહ્યું: "હવે આપણે શું કરીશું?"

"બારણું ખોલવું જ જોઇએ." એમ કહેતાં તેણે પોતાના સંપૂર્ણ બળપૂર્વક બારણાને ધક્કો માર્યો.

એથી બારણું સ્હેજ હચમચ્યું પણ ઉઘડયું નહિ; એટલે અમે ત્રણેએ એકઠા મળીને બળપૂર્વક ધક્કો માર્યો. અંદરનો આગળીઓ ભાંગી ગયો અને બારણું ઉઘડી ગયું. તેમાં થઇને અમે બાર્થોલોમ્યુ શોલ્ટના ઓરડામાં દાખલ થયા.

એ ઓરડો એક રાસાયનિક પ્રયોગશાળાના જેવો લાગતો હતો. બારણાની સામેની દિવાલ ઉપર એક અભેરાઈ હતી. તેનાપર કાચના બૂચવાળી શીશીઓની બે હારો હતી. ટેબલ ઉપર બર્નર, કાચની નળીઓ અને કાચનાં પહોળાં વાસણો પડેલાં હતાં. એક ખૂણામાં તેજાબની બરણીઓ ભરેલી હતી. તેમાંની એક ગળતી હોય કિંવા તૂટી ગયેલી હોય એમ લાગતું હતું. કેમકે તેમાંથી કાળા રંગનો પ્રવાહી પ્રદાર્થ બહાર નિકળીને ઓરડામાં પથરાયો હતો. તેમાંથી તિક્ષ્ણ કોલ-ટારના જેવી દુર્ગંધ છૂટતી હતી અને એથી ઓરડાની હવા પણ ભારે બની ગઇ હતી. અમારાથી છૂટથી દમ લઇ શકાતો ન હતો. ઓરડાની અંદર એક બાજુએ જમીન ઉપર પગલાં પડેલાં દેખાતાં હતાં. એ પગલાની ઉપર છતમાં એક માણસ ખુશીથી પ્રવેશી શકે

એવડું બાકોરૂં હતું. નીચે પગલાં પાસે કોઇએ એક લાંબા દોરડાનો વીંટો કરીને બેદરકારીપૂર્વક ફેંકેલો હોય એવી રીતે પડેલો જણાતો હતો.

ટેબલ પાસે એક લાકડાની ખુરસીપર ઘરનો માલિક બેઠેલો હતો. તેનું માથું તેના ડાબા ખભા તરફ ઢળી પડેલું હતું; અને હું અગાઉ જણાવી ગયો તેવું ભયાનક અને જેનું વર્ણન ન થઇ શકે એવા પ્રકારનું વિચિત્ર હાસ્ય તેના મુખ ઉપર પથરાયેલું હતું. એનાં અવયવો લાકડાના જેવાં કડણ બની ગયેલાં અને બિલકુલ ઠંડાં પડી ગયેલાં હતાં. એ ઉપરથી સમજી શકાતું હતું કે તેનું મૃત્યુ ઘણા કલાકો પહેલાં થયેલું હોવું જોઇએ. તેના અંગનો તમામ ભાગ ખેંચાઈ ગયેલો હોય એમ લાગતો હતો. ઘણાને આંચકી–તાણ આવે છે એ વખતે તેમનું શરીર જે પ્રમાણે ખેંચાઈ જાય છે તે પ્રમાણે આ માણસનું શરીર ખેંચાઈ ગયેલું હતું. તેનો એક હાથ ટેબલ ઉપર પડેલો હતો. તે હાથની પાસે ટેબલ ઉપર એક વિચિત્ર પ્રકારનું હથિયાર પડેલું હતું. તે એક ન્હાની પાતળી ભૂરા રંગની લાકડી જેવું હતું અને તેનું માથું લોઢાની હથોડી જેવું હતું. તેની પાસે એક નોટપેપરનો ફાડેલો ટુકડો હતો. તે કાગળના ટુકડા ઉપર કોઇએ વાંકાચુંકા અક્ષરે થોડાક શબ્દો લખ્યા હતા. હોમ્સે તે વાંચીને એ કકડો મને આપ્યો.

"જૂઓ શું લખ્યું છે?" તે મારી સામે અર્થપૂર્ણ દૃષ્ટિ કરીને બોલ્યો.

બત્તીના પ્રકાશની મદદથી મેં વાંચ્યું તો મારા મુખમાંથી પણ ભયનો એક ચિત્કાર નિકળી ગયો. તેમાં 'ચાર જણાની સહી' એટલું ટુંકું પણ ભેદી વાક્ય લખેલું હતું. એ વાક્યનો હેતુ વાચકોના પણ થોડે ઘણે અંશે જાણવામાં છે જ.

"પ્રભુને ખાતર મને કહો; આ બધાંનો શો અર્થ?" મેં હોમ્સને પ્રશ્ન કર્યો.

"એનો અર્થ ખૂન!" તે બોલ્યો અને મૃત મનુષ્યના પ્રેત ઉપર વાંકો વળીને નિહાળતો પુનઃ બોલવા લાગ્યો: "મેં એમ જ ધાર્યું હતું. અહીં જૂઓ."

તેણે પ્રેતના કાન તરફ આંગળી કરી તો એક લાંબો કાળો કાંટો તેના કાન પાસે માથાના પાછલા ભાગની ચામડીમાં ખુંચી ગયેલો હોય એમ લાગ્યું.

"આ તો કાંટા જેવું દેખાય છે!" મેં કહ્યું.

"હા, એ કાંટો જ છે. એને બહાર ખેંચી કાઢો. પણ સાચવજો હોં; એ ઝેર પાયેલો કાંટો છે." હોમ્સે સૂચના કરી.

મેં ચપટીમાં કાંટાનો ઉપલો ભાગ પકડીને ખેંચી કાઢ્યો. તે જરી પણ શ્રમ લીધા વિના ચામડીમાંથી બહાર નિકળી આવ્યો. તે જે જગ્યાએ ખૂંચી ગયો હતો તે સ્થળે માત્ર લોહીનું એક બિંદુ બહાર આવ્યું.

"મારી દૃષ્ટિએ તો આ બધું મને અગમ્ય રહસ્યના જેવું જ લાગે છે." મેં કહ્યું: "આ રહસ્યનો ભેદ ઉકલવાને બદલે ઉલટો વધુ ને વધુ ગુંચાતો જાય છે."

"નહિ, એમ કહો કે દરેક પળે તે ભેદ ખૂલ્લો થતો જાય છે." હોમ્સ બોલ્યો: "આ કેસની કલ્પના કેટલેક અંશે મારા મનમાં ઉપસ્થિત થઇ ચૂકી છે. હવે માત્ર સાંકળમાં વચ્ચે વચ્ચે કેટલીક કડીઓ પૂરવાની બાકી રહી છે. તે મળી આવે એટલે બધો ભેદ પ્રકાશમાં આવી જશે."

પણ અમે આ ઓરડામાં દાખલ થયા બાદ અમારા સાથીને-થેડસને તો લગભગ વિસરી જ ગયા હતા. હજી પણ તે દ્વારની વચ્ચે જ ઊભો હતો. તે ભયત્રસ્તતાની મૂર્તિરૂપ લાગતા હતો. તે પોતાના બે હાથ મસળતો અને નિશ્વાસ મૂકતો હતો. પરંતુ તે એકાએક ઘોર અવાજે બોલી ઉઠયો.

"ખજાનો પસાર થઈ ગયો છે." તેણે કહ્યું: "એ લોકો ખજાનાની પેટી ઉઠાવી ગયા છે. જૂઓ પેલા બાંકામાંથી એ પેટી અમે નીચે આ ઓરડામાં લાવ્યા હતા, મેં જ પેટી નીચે ઉતારવામાં મારા ભાઇને મદદ કરી હતી! તેને ગઈ રાત્રીએ જોનાર છેલ્લો માણસ હું જ હતો! ગઈ રાત્રે આ ઓરડામાં હું તેને મળ્યો હતો, તેની સાથે મેં વાત કરી હતી અને જ્યારે હું ઓરડામાંથી બહાર નિકળ્યો ત્યારે તેણે અંદરથી મકાન બંધ કરીને આગળીયો દેતાં થયેલો અવાજ મેં સાંભળ્યો હતો."

"એ વખતે કેટલા વાગ્યા હતા?" હોમ્સે પ્રશ્ન કર્યો.

"રાત્રીના દશ વાગ્યા હશે. હા, પણ અત્યારે તો એનું પ્રેત માત્ર અહીં પડેલું છે. પોલિસને આપણે બોલાવવી પડશે; અને તેઓ જરૂર મારો મારા ભાઈના મૃત્યુમાં હાથ હોવો જોઇએ એવી શંકા લાવશો. હા હા!, આસપાસના સંયોગો જોતાં મારી ખાત્રી છે કે તેઓ મારાપર શંકા લાવ્યા સિવાય કદી પણ નહિ રહે. પરંતુ ગૃહસ્થો! હું આશા રાખું છું કે તમે તો એમ નહિ જ ધારો. મેં મારા ભાઇનું ખૂન કર્યું છે અને ખજાનો ગૂમ કરી દીધો છે એવી શંકા તમને તો નહિ જ આવે. જો મેં તેનું ખૂન કર્યું હોય તો હું તમને મારી સાથે અહીં તેડી લાવું એ તમને સંભવિત લાગે છે ખરૂં? અરે પ્રભુ! મને લાગે છે કે હું દિવાનો બની જઇશ!"

તે એક દિવાનાની માફક કિંવા દુઃખથી પીડાતા મનુષ્યની માફક પોતાના હાથપગ પછાડવા લાગ્યો.

"તમારે ભય પામવાનું કશું પણ કારણ નથી, મી. શોલ્ટો!" શેરલોક હોમ્સે માયાળુતાપૂર્વક પોતાનો હસ્ત તેના ખભા ઉપર મૂકતાં કહ્યું: "જો મારી સલાહ માનતા હો તો પોલિસ ચોકીપર જઇને વિનાવિલંબે આ બનાવના વર્ત્તમાન પોલિસને જણાવો, પોલિસ અમલદારને દરેક રીતે મદદ કરવાનું વચન આપો. તમે પાછા આવશો ત્યાં સુધી અમે અહીં જ રોકાશું."

થેડસ શોલ્ટોને આ સલાહ રૂચી હોય કે નહિ તે હું કહી શકતો નથી. પરંતુ તેણે સલાહનો સ્વીકાર તો કર્યો જ; અને તે પોલિસને બોલાવવાને માટે ચાલ્યો. અંધારામાં લથડીયાં ખાતો મેડીના સીડીપરથી તે નીચે ઉતરતો હતો, તેનો અવાજ અમારા સાંભળવામાં આવતો હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### અમારી તપાસ.

---

"વોટસન!" શેરલોક હોમ્સ પોતાના હાથ મસળતો બોલ્યો: શોલ્ટોને પાછા ફરતાં લગભગ અર્ધો કલાક લાગશે. હું ધારૂં છું એ અર્ધા કલાકને આપણે નકામો જવા દેવો જોઇએ નહિ. મેં તમને જણાવ્યું છે તેમ આ કેસનાં કારણો વગેરેની તમામ કલ્પના મારા મનમાં આવી ગઈ છે. તે

પણ તેના ઉપર અતિવિશ્વાસ મેલી દેવાની આપણે ભૂલ કરવી નહિ. અત્યારે કેસ ઘણો સરલ દેખાય છે ખરો, પરંતુ એની અંદર ઊંડાણમાં કાંઈક ગુપ્ત રહસ્ય છૂપાઈ રહ્યું હોય તો તેની કોને ખબર છે ?"

"કેસ સરલ દેખાય છે ?" મેં આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું.

"બેશક !" પ્રોફેસર કોલેજમાં વિદ્યાર્થીઓની સન્મુખ વ્યાખ્યાન આપતાં કોઈ બાબતની સમજણ પાડતો હોય એવા ભાવપૂર્વક તે બોલ્યો: "હવે તમે પેલા ખૂણામાં બેસો. કેમકે નહિ તો જમીન ઉપર તમારાં પગલાંનાં પણ ચિહ્ન પડી રહેશે અને ગુંચવારો વધી પડશે. હવે તપાસ શરૂ કરીએ ! પહેલો મુદ્દો એ છે કે બદમાશો કેવી રીતે આ ઓરડામાં દાખલ થયા અને પાછા કેવી રીતે પસાર થઇ ગયા. ગઇ રાતનું દ્વાર તો બંધ જ છે. પણ આ બારી એકે વાર ઉઘડી છે કે નહિ ?" તે બારી પાસે બત્તી લઇ ગયો. આ વખતે તે જે કાંઇ બોલતો હતો એ હું સાંભળી શકતો. પરંતુ એ કાંઇ મને ઉદ્દેશીને બોલતો ન હતો. પોતાના મન સાથે જ વાતો કરતો હતો. આવી વેળાએ એમ કરવાની તેને ટેવ જ હતી. બારી પાસે જઇને પુનઃ તે બોલવા લાગ્યો: "બારી અંદરથી બરોબર વાસેલી જણાય છે. બારણું મજબૂત છે. બાજુનાં સ્ક્રુ કાઢયાથી તે ઉઘડે એમ લાગતું નથી. ચાલો આપણે તેને ઉઘાડીએ. બારીની બહાર નજીકમાં પાણીની નળી પણ નથી. તેમ જ છાપરાપરથી પણ બારીમાં આવી શકાય તેમ નથી. તો પણ એક માણુસ આ બારીમાંથી જ આવ્યો હોય એમ લાગે છે. ગઈ કાલે રાત્રે થોડોક વર્ષાદ પડયો હતો. એથી ભીની જમીન ઉપર ચાલવાને લીધે પગ બગડેલા હોવા જોઇએ. અહીં બારી ઉપર એક પગલાનુ ચિહ્ન જણાય છે અને અહીં તેની પડખે કાદવનું ગોળ નિશાન પડી રહ્યું છે. ઓરડાની અંદર જમીન ઉપર પણ

એ જ ગોળ નિશાન દેખાય છે. વળી આ ટેબલ પાસે પણ પડેલું છે. જૂઓ જૂઓ, વોટસન ! આપણે ઠીક આગળ વધીએ છીએ."

મેં એક ગોળ માટીના નિશાન સામે જોયું અને કહ્યું: " પરંતુ એ કાંઈ માણસના પગલાનો આકાર નથી."

"હા, પણ એ મનુષ્યના પગલાના આકાર કરતાં વિશેષ મૂલ્યવાન્ છે. એ લાકડાના પગનું નિશાન છે. આ બારી ઉપર જૂઓ, તમને બૂટનું નિશાન પણ જણાશે. એ બૂટ મોટો અને વજનદાર છે અને તેને તળીએ નાળ પણ જડેલી છે. એ બૂટના નિશાનની પાસે જ લાકડાના પગનું નિશાન છે."

" ત્યારે તો એ લાકડાના પગવાળો માણસ જ હોવો જોઇએ. ?"

"હા એમ છે ખરૂં. પણ તેની સાથે કોઇ કુશળ અને બળવાન સાથીદાર પણ હોવો જોઇએ. ડોકટર ! આ ભીંતપર થઇને તમે ઉપર ચડી શકો ખરા ?"

મેં ખૂલ્લી બારીમાંથી બહાર નજર કરી. મકાનના એ બાજુના ભાગ તરફ હજી પણ ચંદ્રનો દેદીપ્યમાન્ પ્રકાશ પડતો હતો. અમે જમીનથી લગભગ સાઠ ફુટ ઉંચે હતા. મેં દિવાલ ઉપર જોયું પરંતુ કોઈ પણ સ્થળે પગ કે હાથ ટેકાવી શકાય તેવું કે ઈંટોની વચ્ચે એક ન્હાની તડ જેવું પણ મને દેખાયું નહિ.

એટલે મેં જવાબ આપ્યો: " ભીંતપર થઇને તેને આધારે ઉંપર ચડવાનું તો કદી પણ બની શકે એવું નથી."

"હા, જો બીજા કોઇની મદદ ન હોય તો બની શકે નહિ. પણ એમ ધારો કે તમારો મિત્ર આ ઓરડામાં હોય, અને પેલા ખૂણામાં પડેલું દોરડું તે નીચે લટકતું રાખે તથા તેનો એક છેડો અહીં છત પર પેલું મોટું કડું જણાય છે તેમાં બાંધી રાખે. તો પછી હું ધારૂં

છું કે જો તમે ચાલાક હો તો લાકડાના પગ હોવા છતાંયે ઉપર આવતાં તમને હરકત પડે નહિ. વળી તે જ પ્રમાણે તમે જે રસ્તે આવ્યા હો તે જ રસ્તે થઇને પાછા નીચે ઉતરી જાઓ, તમારો મિત્ર દોરડું ખેંચી લે, તેનો કડા જોડે બાંધેલો છેડો છોડી નાખે, બારીને બંધ કરી દે અને અંદરથી તેની ઇસ્ટાપડી વાસી દે તથા જે રસ્તે પ્રથમ તે પોતે આ ઓરડામાં આવ્યો હોય તે જ રસ્તે થઇને પસાર થઇ જાય. એક ગૌણ મુદ્દા તરીકે એ પણ યાદ રાખવું જોઇએ કે" તે દોરડા તરફ આંગળી કરતો બોલ્યોઃ "આપણો લાકડાના પગવાળો મનુષ્ય ઉંચે ચડવામાં કુશળ છે ખરો, પરંતુ તેણે ખલાસી તરીકેનો ધંધો કર્યો હોય એવું લાગતું નથી. તેને બરોબર સરતાં આવડતું હોય એમ લાગતું નથી. જૂઓ, આ દોરડાના બીજા છેડા નજીક હું મારા સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી લોહીના ડાઘ જોઇ શકું છું. એ ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે નીચે પહોંચતાં તે એકદમ સરકી પડ્યો હશે અને તેથી તેના હાથ ઘસારાને લીધે છોલાયેલા હોવા જોઇએ."

"એ બધું તો ઠીક છે," હું બોલ્યોઃ "પરંતુ આ તો કોકડું ઉલટું વધારે ગુંચવાતું જાય છે. લાકડાના પગવાળા માણસનો ભેદી મદદગાર વળી કયાંથી ફુટી નિકળ્યો? એ આ ઓરડામાં કેવી રીતે આવી શક્યો?"

"હા, મદદગાર વિષેનો તમારો પ્રશ્ન વાજબી છે." હોમ્સ આવેશપૂર્વક બોલ્યો. "એ મદદગારનો ભેદ જરા કઠણ છે ખરો. તેના આગમનથી કેસની સરલતા કેટલેક અંશે ઓછી થાય છે. તેના એ મદદગારે જ આ બાર્થોલોમ્યુનું ખૂન કરેલું છે. હા, આ દેશમાં આવી રીતે ખૂનો થયાનું મારા જાણવામાં નથી. પરંતુ આના જેવા જ

કેસ હિંદુસ્તાનમાં બનેલા છે; અને હું ભૂલતો ન હોઉં તો *સેની ગેમ્બીયામાં પણ આવા કેસ બનેલ છે.”

“વારૂ, પણ એ અંદર કેવી રીતે દાખલ થયો હશે?” મેં પુનઃ પ્રશ્ન કર્યો: “બારણું બંધ હતું, બારીમાં થઇને બીજી કશી વસ્તુના આધાર સિવાય આવી શકાય તેમ હતું નહિ. ત્યારે શું તે ધૂમાડીયા વાટે ઓરડામાં ઉપરથી નીચે આવ્યો હશે?”

“ના, એનો વિચાર મેં ક્યારનોયે કરી જોયો છે.” તે બોલ્યો: “ધૂમાડીયામાં થઇને તો નહિ જ. કેમકે એ તો ઘણું જ સાંકડું છે.”

“ત્યારે ક્યાં થઇને?” હું મારા પ્રશ્નને વળગી રહ્યો.

“તમે હજી મારી તર્કપદ્ધતિનો ઉપયોગ નથી કરતા.” તે નિરાશાદર્શક રીતે મસ્તક ધૂણાવતો બોલ્યો: “મેં તમને ઘણી વખત કહેલું છે કે જ્યારે બધી અસંભવિતતાનો તમે વિચાર કરી જૂઓ અને એ રીતે અમુક કાર્ય થયેલું નથી એવી તમારી ખાત્રી થાય ત્યારે છેવટે જે માર્ગ રહે તે ગમે તેવો અસંભવિત લાગતો હોય તો પણ એ જ માર્ગ અખત્યાર કરવામાં આવેલો હોવો જોઇએ એમ લેશ પણ શંકા સિવાય માની લેવું. જૂઓ ત્યારે, આપણે જાણીએ છીએ કે એ ભેદી મદદગાર મુખ્ય દ્વારમાંથી દાખલ થયો નથી. તેમ જ બારી વાટે કે ધૂમાડીયા વાટે પણ આવ્યો હોય એમ માની શકાતું નથી. વળી અહીં એકે છૂપાવવાનું સ્થળ પણ નથી કે

---

* સેનિગેમ્બીયાનો પ્રદેશ પશ્ચિમ આફ્રિકામાં સહરાના રણ અને અપર ગીની વચ્ચે આવેલો છે. ત્યાં સીધી લોકોનું રાજ્ય છે. તેમની વસ્તિ લગભગ ૧,૨૦,૦૦,૦૦૦ ની છે. સેનીગાલ, ગેમ્બીયા અને રીઓગ્રાનડે નામની નદીઓ એ પ્રદેશમાં થઇને પસાર થાય છે. ભા. ક.

બાર્થોલોમ્યુની ગેરહાજરીમાં તે ઓરડામાં દાખલ થઇને એ સ્થળે છૂપાઈ રહ્યો હોય. ત્યારે પછી તે ક્યાંથી આવેલો હોવો જોઇએ ?"

"તે છતમાં પાડેલા બાંકોરામાંથી આવ્યો હશે !" મેં કહ્યું.

"હા તેમ જ. બાંકોરામાંથી જ તે આવેલો હોવો જોઇએ. હવે જો તમે આ બત્તી પકડી રાખો તો આ ઓરડાના ઉપરના ભાગના જે કાતરીયામાંથી ખજાનાની પેટી હાથ લાગી હતી તેની આપણે તપાસ લઇએ."

હોમ્સ પગથીયાં ઉપર ચડયો. પછી બાંકોરાના બે બાજુના છેડાપર હાથ મૂકીને તે ઉંચો થઇને ઉપર ચડી ગયો. પછી તેણે નીચો સૂઈ જઈ લાંબો હાથ કરીને મેં ઉંચી કરેલી બત્તી લઇ લીધી. એટલે હું પણ તેની માફક જ કાતરીયાપર પહોંચી ગયો.

ઉપલું કાતરીયું દશ ફુટ લાંબું અને છ ફુટ પહોળું હતું. તેની જમીન આડાં પીઢીઆં નાખી તેની વચ્ચે લાકડાની પાતળી ચીપો બેસારીને તે ચીપો ઉપર ચુના કામ કરીને કરવામાં આવી હતી. એથી ઉપર ચાલતાં એક પાટીયા ઉપરથી બીજા પાટીયાપર પગ મૂકવો પડતો હતો. ઉંચે છત જડવામાં આવી હતી. અને તેની ઉપર મકાનનું છાપરૂં હતું. ત્યાં કશું પણ ફરનિચર ન હતું; અને એ કાતરીયું કોઈ દિવસ સાફસુફ કરવામાં આવ્યું હોય એવું પણ લાગતું ન હાતું. કેમકે તેના ઉપર સર્વત્ર ઘણાં વર્ષોની એકઠી થયેલી ધૂળ પડેલી હતી.

"હવે અહીં આગળ આપણને કદાચ લાકડાના પગવાળા માણસનો ભેદી મદદગાર કયે રસ્તે થઇને આવ્યો હશે તે જાણવાનું સાધન મળી શકશે ખરૂં." એમ બોલતાં શેરલોક હોમ્સે ઉંચે છાપરા તરફ આંગળી કરી. છાપરૂં નીચું જ હતું. તે બોલ્યો: "અહીં છાપ-

સામાં છૂપા દ્વાર જેવું લાગે છે ખરૂં. જૂઓ આ રસ્તું. તે એક બાજુએ ખસેડવાથી માર્ગ થઈ જશે. જૂઓ આ માર્ગ ખૂલ્લો થયો. ત્યારે હવે નંબર એક આ રસ્તે થઇને જ ઓરડામાં આવેલો હોવો જોઇએ. પરંતુ એ બાબતની આપણે ખાત્રી કરવી જોઇએ. એના પગલાનું નિશાન કે બીજું કાંઈ જણાય તો જોઇએ."

## પ્રકરણ ૧૪ મું.

### એક નવીન શોધ.



હોમ્સે નીચે જમીન ઉપર પ્રકાશ પડી શકે એવી રીતે બત્તી ધરી. ગમે તે તેના જોવામાં આવ્યું હોય પરંતુ તે જ રાત્રે બીજી વખત મેં તેના ચ્હેરા ઉપર આશ્ચર્યનો ભાવ વ્યક્ત થતો જોયો. જ્યાં તે તપાસતો હતો એ તરફ મારી દૃષ્ટિ મેં ફેરવી તો મારા શરીરમાં પણ ઠંડીનાં લખલખાં આવવાં લાગ્યાં. જમીન ઉપર ધૂળમાં કોઈ માણસના ઉઘાડા પગનાં પગલાં પડેલાં હતાં. પગલાં સ્પષ્ટ અને માણસનાં જેવાં જ હતાં, પરંતુ સાધારણ રીતે મનુષ્યના પગલાની લંબાઇ હોવી જોઇએ તેના કરતાં આ પગલાની લંબાઈ લગભગ અર્ધી હતી.

"હોમ્સ!" હું ધીમા સ્વરે બોલ્યો: "આ પગલાં તો ન્હાના બાળકના જેવાં લાગે છે. ત્યારે શું આ ત્રાસજનક ખૂનમાં કોઇ બાળકનો હાથ હશે?"

પરંતુ અત્યારે તેની સ્થિતિ પૂર્વવત્ બની ગઈ હતી. તેને ચ્હેરો શાંત અને મક્કમ લાગતો હતો.

“ એક પળભર હું પણ વિચારમાં પડી ગયો હતો કે આ ખૂનમાં બાળકનો હાથ હશે !” તે બોલ્યો: “ ન્હાના બાળકના જેવ પગલાંનું નિશાન નજરે પડતાં એવી કલ્પના થાય એ સ્વાભાવિક ‍ હતું. પરંતુ હવે મારી યાદશક્તિએ મને યારી આપી છે. એટલે આ પગલાં કોનાં હોવાં જોઇએ તેની કલ્પના મને થઇ શકે છે, અસ્તુ અહીં હવે વિશેષ કાંઇ પણ જાણવાનું નથી, માટે ચાલો આપાં નીચે જોઇએ. ”

“ અમે પુનઃ નીચલા ઓરડામાં આવ્યા. પછી મેં શેરલો હોમ્સને પૂછ્યું: “ ત્યારે આ ન્હાના પગલાવાળા માણસના સંબંધ તમારી કલ્પના શી છે ? ”

“ બંધુ, વોટસન ! તમે પણ જરીક પૃથક્કરણશાસ્ત્રની મ લેતાં શીખો. ” તે સ્હેજ અધીરતાપૂર્વક બોલ્યો: “ તમે મારી ત પદ્ધતિ જાણો છો. એ પદ્ધતિનો ઉપયોગ કરો એટલે એ તમ પરિણામદર્શક થઇ પડશે. ”

“ પણ આ હકીકતને લગતું એક પણ કારણ મારી કલ્પના આવી શકતું નથી. ” મેં થોડીક વાર વિચાર કરીને નિરાશાપૂર્વક ક

“ એ થોડા વખતમાં જ ખૂલ્લું થઇ જશે. ” તે બેદરકા પૂર્વક બોલ્યો: “ હું ધારૂં છું કે અહીં વિશેષ અગત્યનું જાણવાજે તો નથી, તો પણ હું થોડીક તપાસ કરી લઉં. ”

તે પોતાનું સૂક્ષ્મદર્શક યંત્ર અને ફૂટપટી લઇને નીચે જમ પર બેસી ગયો. તે જમીન સુધી આંખ લઇ જઇને અમુક નિશા એક પળ નિરીક્ષણ કરતો તો બીજી પળે તેનું ફૂટપટી વડે માપ લે

એ પ્રમાણે આસપાસ ચોતરફ તે તપાસ કરતો હતો. તપાસ કરતી વખતે તેની ચૂપકીદી અને પોતાના શિકારની શોધમાં છૂટેલા શિકારી કૂતરાના જેવી ચંચળતા જોઇને મારા મનમાં એમ થઈ આવ્યું કે જો આ માણસ રાજ્યશાસનની અમલબજાવણીની તરફેણમાં પ્રયત્ન કરવાને બદલે કાયદાનો વિરોધ કરવાને તત્પર થયો હોત તો એના જેવો અડંગ ઉઠાઉગીર અથવા ચાલાક ગુન્હેગાર આખી દુનિયામાં બીજો શોધ્યો જડત નહિ. જો શેરલોક હોમ્સે એકાદો ગુન્હો કર્યો હોત તો હું નથી ધારતો કે આખી દુનિયાનો કોઈ પણ ચાલાક અને ચતુર ડિટેકિટવ તેનો ગુન્હો પકડી શક્યો હોત! તે જ્યારે તપાસ કરતો હતો ત્યારે પોતાના મન સાથે કાંઈક બબડયા કરતો હતો, પરંતુ તે એટલા ધીમા સ્વરે ગણગણતો હતો કે તે શું બોલતો હતો એ હું સમજી શક્યો નહિ. છેવટે તે ખુશ થતો મોટે સ્વરે બોલી ઉઠયો.

"વોટસન! આપણે ભાગ્યશાળી તો ખરા!" તેણે કહ્યું: "આપણને વધારે તસ્દી પડે એમ મને લાગતું નથી. નંબર એકનો પગ તેના દુર્ભાગ્યે [1]ક્રીઓસોટમાં પડેલો જણાય છે. જૂઓ અહીં ક્રીઓસોટ ઢોળાયેલું છે. તેની કેટલી બધી બદબો આવે છે? એની અંદર ન્હાનકડું પગલું સ્પષ્ટ રીતે જોઇ શકાય છે. મને લાગે છે કે પેલા પીપમાં તડ પડેલી હોવી જોઇએ અને તેમાંથી ક્રીઓસોટ ગળેલું હોવું જોઇએ."

"પણ એથી આપણો શ્રમ કેવી રીતે ઓછો થઈ શકશે?" મેં પૂછ્યું.

---

૧ એ એક જાતનું ચીકણું પ્રવાહી મિશ્રણ છે, તેની અંદર તેલ આવે છે. માંસને સડી જતું અટકાવવામાં તેનો ઉપયોગ થાય છે.

"કેવી રીતે ? અરે, ભલા માણસ ! હવે તો એ ન્હાના પગ વાળો માણસ આપણા પંજામાં સપડાયેલો જ સમજો." હોમ્સ બોલ્યો: "એક કૂતરો મારા જાણવામાં છે. તે કૂતરાને આ ગંધ લેવા દઇએ, એટલે પછી તે માણસ ગમે ત્યાં સંતાયો હશે તોપણ તેને તે સ્થળે જઇને એ કૂતરો પકડી પાડશે. આવી અત્યંત વાસ મારતી વસ્તુની પાછળ ન પડી શકે ? જેમ ત્રણ ગુણ્યા ત્રણ બરોબર નવ થાય છે, તે આપણે ચોક્કસપણે વિનાશંકે કહી શકીએ છીએ, તે જ પ્રમાણે મારી પિછાનવાળો એ શિકારી કૂતરો નંબર એકનો પત્તો મેળવી આપશે એવું હું ખાત્રીપૂર્વક કહી શકું છું—પણ સાંભળો ! સરકારી ડિટેક્ટિવ સાહેબનાં પગલાનો અવાજ સંભળાય છે !"

હા, ભારે પગલાંનો અને કોઇ મોટેથી બોલતું હોય એવો અવાજ નીચેથી આવતો હતો. તેમ જ આ મકાનનું નીચેનું મુખ્ય દ્વાર ઉઘડી ને બંધ થયાનો મોટો અવાજ પણ સંભળાયો.

"વારૂ, એ લોકો હમણાં જ આવી પહોંચશે." શેરલોક હોમ્સ બોલ્યો: "પણ તે પહેલાં આ મૃત મનુષ્યના હાથ અને પગ ઉપર તમારો હાથ મૂકી જૂઓ. તમને શું જણાય છે ?"

"સ્નાયુ લાકડાના જેવા સખ્ત થઇ ગયા છે." મેં તેની સૂચનાને અનુસરતાં જવાબ આપ્યો.

"બરોબર છે—એમ જ છે. પણ એ પ્રમાણે સ્નાયુ શાથી સખ્ત બની જાય છે તથા મૃત્યુકાળે મનુષ્યના મુખપર આવું ભયાનક અને વિચિત્ર પ્રકારનું હાસ્ય શાથી પથરાય છે તે તમે જાણો છો ? એ પરથી તમે કાંઇ અનુમાન કરી શકો છો ?"

મેં કહ્યું: "વનસ્પતિમાંથી બનાવેલું ઝેર કિંવા સ્ટ્રીકનીઆ જેવું ઝેર કોઇ માણસને આપવામાં આવે તો તેનું પરિણામ તે

મનુષ્યના દેહ ઉપર આના જેવું થાય ખરૂં."

"મને પણ તેના ચ્હેરા ઉપરનું હાસ્ય અને ખેંચાઈ ગયેલાં અવયવો જોતાં એવી જ કલ્પના આવી હતી. જ્યારે હું આ ઓરડામાં દાખલ થયો ત્યારે આ માણસને કેવી રીતે ઝેર આપવામાં આવ્યું હશે એ બાબતની તપાસ કરવા તરફ મારૂં લક્ષ પ્રેરાયું. તમે તે વખતે જોયું હતું કે મેં આ કાંટો તમને બતાવ્યો અને તેના શરીરમાંથી ખેંચી કાઢવાનું તમને કહ્યું. હવે જો બાર્થોલોમ્યુ ખૂરસી પર સીધો બેઠો હોય તો જે ઠેકાણે તેને કાંટો વાગ્યો હતો તે જગ્યા છતના બાંકોરા તરફ હોવી જોઇએ. અર્થાત્ કોઇએ છતના બાંકોરામાંથી આ કાંટો બાર્થોલોમ્યુ તરફ ફેંકેલો. વારૂ, હવે આ કાંટો તપાસો."

મેં એ કાંટો મારા હાથમાં લીધો અને બત્તી પાસે ધર્યો. તે લાંબો અને રંગે કાળો હતો. તેની અણી તિક્ષ્ણ હતી. તેમ જ અણી પાસેનો ભાગ ચળકતો હતો. એથી તેના ઉપર ગુંદર જેવો પદાર્થ લગાવેલો હોય અને તે સૂકાઈ ગયો હોય એવું લાગતું હતું. કાંટાનો બીજો છેડો બુઠ્ઠો હતો. તેને ઘસીને સાફ કરેલો હોય એમ દેખાતું હતું.

"આવો કાંટો ઈંગ્લાંડમાં થતા કોઈ પણ ઝાડને હોય છે ખરો?" તેણે પ્રશ્ન કર્યો.

"ના ના. ઇંગ્લાંડમાં તો આવો કાંટો મારા જોવામાં આવ્યો નથી." મેં જવાબ આપ્યો.

"વારૂ, આટલા પૂરાવા પછી તમે કાંઇક ચોક્કસ અનુમાન કરી શકો ખરા. પણ લ્યો, આ પોલિસ અમલદાર પધાર્યા, એટલે હવે આપણા જેવા મફતીયાએ ખસી જવું જોઇએ."

એ પ્રમાણે હોમ્સ કહેતો હતો તે વખતે જે માળ ઉપર અમે

હતા તે માળપર બહાર ચાલીમાં માણુસોના ચાલવાથી થતા ધબકારાનો મોટો અવાજ સંભળાવા લાગ્યો અને એક જાડો માણુસ દમામદાર રીતે ઓરડામાં દાખલ થયો. તેણે ઝાંખા ભૂરા રંગનો પોષાક ધારણ કર્યો હતો. તેના ચ્હેરાનો દેખાવ સ્હેજ કડક લાગતો હતો, તેમજ ચ્હેરો સહેજ રતાશ પડતો હતો. તેના ભરાવદાર ગાલ ઉપર ઝીણી આંખો બિલાડીની આંખો માફક ચળકતી હતી. તેની પાછળ એક પોલિસઈન્સ્પેકટર હતો. તેણે યુનિફોર્મ[1] ધારણ કર્યો હતો; અને એ બન્નેની પાછળ લથડીયાં ખાતો થેડસ શોલ્ટો અંદર આવ્યો હતો. તેના મુખ ઉપરની ચિંતાતુરતા ઓછી થઈ ન હતી અને તે તદ્દન શક્તિવિહિન બની ગયો હતો.

" અહીંઆ કાંઈક નવીન પ્રકાર જણાય છે ખરો !" પ્રથમ દાખલ થયેલો મનુષ્ય કર્કશ અને ભારે અવાજે બોલ્યો: " દેખાવ પણ વિચિત્ર લાગે છે ! પણ આ લોકો કોણ છે ? આખા ઘરમાં સસલાના દરની માફક જ્યાં જૂઓ ત્યાં માણસો જ માણસો ઉભરાઈ ચાલ્યા છે."

" મી. એથેલની જોન્સ ! હું ધારૂં છું કે તમે મને ભૂલી તો ગયા નહિ જ હો ?" હોમ્સે શાંતિપૂર્વક કહ્યું.

" અહો ! કોણ મી. શેરલોક હોમ્સ તર્કશાસ્ત્રી ?" તે આશ્ચર્ય પામતો બોલી ઉઠ્યો: " તમને હું ભૂલી જાઉ ? અરે મારા સાહેબ ! બિશપગેટના હીરાની ચોરીના કેસના સંબંધમાં તમે કારણો, અનુમાનો અને તેનાં પરિણામો અમને જે ઉપદેશ આપ્યો હતો તેનું મને કદી પણ વિસ્મરણ થાય તેમ નથી. મારે કબૂલ કરવું જોઇએ કે તે વખતે તમે અમને

---

૧ પોલિસને અધિકારની રૂઇએ ધારણ કરવાનો પોષાક.

ખોટે રસ્તે જતા અટકાવીને ખરા રાહપર મૂકયા હતા; પરંતુ તમે પણ એટલું તો અત્યારે કબૂલ કરશો કે એ તમારી કાર્યકુશળતાને બદલે તમારા સદ્ભાગ્યને જ આભારી હતું."

"એ કેસ ઘણો સાદો હતો. એમાં કાંઈ ઝાઝો વિચાર કરવા જેવું ન હતું," શેરલોક હોમ્સે પોતાની પ્રશંસા અને કટાક્ષ શ્રવણ કરીને સ્હેજ પણ ઉશ્કેરાયા સિવાય સરલતાપૂર્વક કહ્યું.

"હા હા, હું જાણતો જ હતો કે તમને મારૂં કહેવું નહિ રૂચે." એથેલની જોન્સ બોલ્યો: "વારૂ વારૂ, જો વાત જવા દો, પણ આ બધું શું છે? ખરાબ કામ! પણ અહીંઆ તમારા તર્કશાસ્ત્રની જરૂર પડે એમ લાગતું નથી. પૂરાવો મોજુદ છે. એટલે કામ જ કરવાનું બાકી છે. કેવું સદ્ભાગ્ય કે એક કેસ બાબત હું પણ લંડનથી અહીં નોરવૂડમાં આવ્યો હતો. જ્યારે તેડું આવ્યું ત્યારે હું પોલિસચોકી ઉપર હાજર જ હતો. આ માણસ શાથી મૃત્યુ પામ્યો હશે? એનું કારણ તમારા જાણવામાં આવ્યું છે?"

હવે શેરલોક હોમ્સની વારી આવી. તે ટોણો મારતો બોલ્યો: "હું નથી ધારતો કે આ કેસમાં કારણો શોધવાને માટે તર્ક કરવાને મારા જેવા તર્કશાસ્ત્રીની જરૂર હોય?"

એથેલની જોન્સ તેનો કટાક્ષ સમજી ગયો. તે બોલ્યો: "ના ના, એમ તો કાંઈ નહિ. અમે કબૂલ કરીએ છીએ કે કોઈ કોઈ વાર તમારી ગોળી આબાદ લાગે છે. અહો! અમને જણાવવામાં આવ્યું છે કે બારણાં બંધ હતાં, ચોરાઈ ગયેલા હીરાની કીમત પાંચ લાખ પાઉંડ જેટલી હતી, પણ બારી બંધ હતી કે ખૂલી?"

"બારી બંધ તો હતી, પરંતુ તેના ઉપર પગલાંના જેવાં નિશાન હતાં." શેરલોક હોમ્સે જવાબ આપ્યો.

"તેની કાંઈ ચિંતા નહિ. જો બારી બંધ જ હોય તો પછી તેની ઉપરનાં પગલાંનાં ચિહ્નને આ બાબત સાથે કશું લાગતું વળગતું નથી, એ તો સાધારણ બુદ્ધિવાળો પણ સમજી શકે તેવું છે. કદાચ આ માણસને તાણ આવી હોય અને એથી પણ તેનું મોત નિપજ્યું હોય; પરંતુ તો પછી હીરા કેવી રીતે ગૂમ થયા? હા, હા! એક કલ્પના મારા મનમાં ઉદ્‌ભવી છે. કોઈ કોઈ વાર આવી રીતે જ મારા મનને સ્ફુરણ થાય છે. ઈન્સ્પેક્ટર! તમે થોડી વાર બહાર જાઓ; અને મી. શોલ્ટો! તમે પણ હમણાં ઈન્સ્પેક્ટરની પાસે જ રહો. હોમ્સ! તમારા મિત્ર અહીં ભલે રહ્યા. વારૂ, હોમ્સ! આ બાબતમાં તમારૂં ધારવું શું છે? શોલ્ટોએ પોતે જ અમને કહ્યું હતું કે ગઈ રાત્રે તે પોતાના ભાઇની સાથે હતો. એ વખતે તેના ભાઇને તાણ આવી હોય, તે મરી ગયો હોય. એ જોઇને શોલ્ટો ખજાનાની પેટી સાથે પસાર થઈ ગયો હોય. કેમ ખરૂં કે નહિ?"

"હા, અને શોલ્ટોના પસાર થવા બાદ મરણ પામેલો તેનો ભાઈ બેઠો થયો હોય, બારણાને ઉઘાડું જોઇને એ તેણે બંધ કર્યું હોય અને પુનઃ તે મરણ પામ્યો હોય! એમ જ તમારૂં કહેવું છે ને?" હોમ્સ હસતો હસતો બોલ્યો.



# પ્રકરણ ૧૫ મું.

## થેડસ શોલ્ટો ઉપર આરોપ.

"હા એ વાત તો ખરી. એ સ્થળે મારી કલ્પના બરાબર બંધ બેસતી નથી." સરકારી ડિટેક્ટિવ બોલ્યોઃ "વારૂ, ત્યારે હવે આપણે સાધારણ બુદ્ધિથી વિચાર કરીએ. એ વાત તો ચોક્કસ છે કે આ થેડસ શોલ્ટો ગઈ રાત્રીએ પોતાના ભાઇની સાથે હતો. એ બે જણા વચ્ચે ઝઘડો થયો હતો, એટલું આપણા જાણવામાં છે. તેનો ભાઇ મૃત્યુ પામ્યો અને હીરા ગૂમ થઇ ગયા, એ પણ આપણે જાણીએ છીએ. થેડસ એના ભાઇની પાસેથી ચાલ્યો ગયો ત્યાર બાદ એનો ભાઈ કોઇની નજરે પડયો નથી. એના ભાઇનું બિછાનું પણ ચોળાયા વગરનું છે. એટલે તે સૂતો નથી એમ માની શકાય છે. થેડસ શોલ્ટોની ઢબછબ અને બોલચાલ ઉપરથી જોઇ શકાય છે કે તેના મનમાં તેને અમુક પ્રકારનો ભય છે. તેની મુખમુદ્રા આકર્ષક તો નથી જ. તમે જૂઓ છો કે હું થેડસ શોલ્ટોની આસપાસ જાળ ગુંથું છું અને એ જાળમાં તે આબાદ પકડાઇ ગયા સિવાય રહેશે નહિ."

"પરંતુ હજી તમને બધી વિગતો મળી નથી." શેરલોક હોમ્સે કહ્યુંઃ "જૂઓ આ લાકડાનો કાંટો છે. મારૂં ચોક્કસ માનવું છે કે તે ઝેર પાયેલો છે. એ કાંટો આ મૃત મનુષ્યના માથાના પાછલા ભાગમાં ખૂંચેલો હતો. હજી પણ ત્યાં તેનું નિશાન પડી

રહેલું તમારા જોવામાં આવશે વળી આ નોટપેપરના કકડામાં કાંઇક લખેલું છે. એ કકડો પણ ટેબલ ઉપર પડેલો હતો અને તેની પાસે આ વિચિત્ર દેખાવનું હથોડીના જેવું હથિયાર પડેલું હતું. તમે તમારી કલ્પનાની સાથે આ બધી વિગતોનો સંબંધ કેવી રીતે સાંધો છો ?"

"હા, એ વિગતોથી તો મારી કલ્પનાને વિશેષ ટેકો મળે છે." મેદથી વધી ગયેલા શરીરવાળા ડિટેકિટવે વિજયશ્રી ચમકાવતાં કહ્યું: "આ મકાનમાં સર્વત્ર હિંદુસ્તાન તરફની વિચિત્ર ચીજો જોવામાં આવે છે. એમાંથી થેડસ આ કાંટો લાવ્યો હશે. હવે જો તે ઝેર પાયેલો હોય તો એમ પણ માની શકાય કે તે કાંટાવડે પોતાના ભાઈનું ખૂન કરવાનો થેડસનો ઇરાદો હશે, અને તે ઇરાદો તેણે બર આણ્યો. આ કાગળનો કકડો અને તેના ઉપરનું લખાણ તો અમસ્થાં જ છે. કદાચ આપણને ખોટે રસ્તે દોરવવાને માટે પણ ખૂનીએ એ બનાવટ કરી હોય એ બનવાજોગ છે. હવે માત્ર એક જ સવાલ રહે છે, અને તે એ કે થેડસ શોલ્ટો અહીંથી પસાર કેવી રીતે થયો ? અરે, આ છતમાં બાંકોરા જેવું જણાય છે !"

તેનું કદ ભરાવદાર હતું, પરંતુ એના પ્રમાણમાં તેનામાં ચાલાકી વિશેષ હતી. છેલ્લું વાક્ય પૂરૂં થયું એ પહેલાં તો તે પગથીયા ઉપર જઇને મોટે અવાજે બોલ્યો: "અહીં છાપરાપર જવાનું ગુપ્તદ્વાર મેં શોધી કાઢયું છે."

"કાંઇક તો તેણે શોધી કાઢવું જ જોઇએ." હાસ્ય કરતો અને ખભા ઉલાળતો હોમ્સ ધીમેથી બોલ્યો: "તે કહે છે કે અચાનક તેને કોઈ કોઈ વાર કલ્પનાનું સ્ફુરણ થઇ આવે છે. તેમ આ ગુપ્ત દ્વાર શોધવાનું સ્ફુરણ પણ તેને અચાનક થઇ આવ્યું !"

એથેલની જોન્સ પુનઃ નીચે ઉતરી આવ્યો અને બોલ્યો: "મી.

ડુાેમ્સ ! કેટલીક વખત તમારાં અનુમાનો કરતાં અમારા પૂરાવા મજબૂત અને અચૂક હોય છે. આ કેસના સંબંધમાં જે અભિપ્રાય મેં વ્યક્ત કર્યો છે તે હવે મક્કમ થયો છે. ઉપર કાતરીયામાં એક ગુપ્ત દ્વાર છે. તેમાંથી બહાર મકાનના છાપરાપર જઇ શકાય છે. એ ગુપ્ત દ્વાર થોડુંક ખૂલ્લું રહી ગયેલું છે."

"પણ એ તો મેં હમણાં જ ખોલ્યું હતું." શેરલોક હોમ્સ ઠંડે પેટે બોલ્યો.

"હેં ! તમે ખોલ્યું હતું ? ત્યારે તો એ તમારા જોવામાં આવેલું હોવું જ જોઇએ." જે શોધ પોતે જ કરી છે એમ માનતો હતો તે શોધ પોતાની પહેલાં હોમ્સે કરેલી જાણીને પડી ગયેલે ચ્હેરે તે બોલ્યો: "ગમે તેણે એ ગુપ્ત દ્વાર શોધી કાઢયું હોય પણ એટલું તો ખરૂં જ કે મી. શોલ્ટો એ રસ્તે થઇને પસાર થઇ ગયેલો હાવો જોઇએ. ઇન્સ્પેકટર !"

"સાહેબ !" ચાલીમાંથી ઇન્સ્પેકટરે જવાબ આપ્યો.

"મી. શોલ્ટોને ઓરડામાં આવવાનું કહો."

મી. શોલ્ટો ઓરડામાં દાખલ થયો. ઇન્સ્પેકટર પણ તેની પાછળ પાછળ આવ્યો. એટલે એથેલની જોન્સ બોલ્યો: "મી. શોલ્ટો ! હું મારી ફરજની રૂઇએ તમને જણાવું છે કે હવે તમારા મ્હોંમાંથી જે કાંઇ શબ્દો નિકળશે તેનો તમારી વિરૂદ્ધ ઉપયોગ થશે. તમારા ભાઇના ખૂનમાં તમારો હાથ છે, એવો હું તમારા ઉપર આરોપ મૂકું છું અને મને મળેલી સત્તાની રૂઇએ તમને તે માટે ગરફ્તાર કરૂં છું."

"કેમ, સાહેબ ! હું તમને નહોતો કહેતો ?" થેડસ શોલ્ટો ચિંતા, ભય અને નિરાશાના મિશ્રણપૂર્વક બોલ્યો. તેનો ચ્હેરો નંખાઇ

ગયો હતો. જે ભય તેના મનમાં હતો તેને ખરો પડેલો જોઇને તેનું મન દ્વિધા બન્યું હતું.

"મી. શોલ્ટો ! એ બાબત તમે જરાયે ચિંતા ન કરશો." હોમ્સે તેને આશ્વાસન આપતાં કહ્યું: "હું ધારૂં છું કે તમારા ઉપર મૂકવામાં આવેલા આ આરોપમાંથી હું તમને મુક્ત કરી શકીશ."

"એકદમ વચન ન આપી દ્યો, મી. તર્કશાસ્ત્રી ! એકદમ વચન ન આપી દ્યો !" સરકારી ડિટેક્ટિવે કટાક્ષ કર્યો: "એને આરોપમાંથી મુક્ત કરવાનું કામ તમે ધારતા હશો તે કરતાં વિશેષ મુશ્કેલ છે."

હોમ્સ બોલ્યો: "મી. જોન્સ ! હું ભારપૂર્વક જણાવું છું કે હું મી. શોલ્ટોને તેમના ઉપર તમે મૂકેલા આરોપમાંથી મુક્ત કરી દઇશ. માત્ર એટલું જ નહિ પરંતુ ગઈ રાત્રે જે બે માણસો આ ઓરડામાં છૂપી રીતે દાખલ થયા હતા તેમાંના એકનું નામ તથા તેના દેખાવ વીગેરેનું થોડુંક વર્ણન પણ હું તમારી પાસે કરવાની રજા લઉં છું. મને એમ માનવાને ખાસ કારણો છે કે તે માણસનું નામ જોનાથન સ્મોલ છે. તેણે ઘણી ઓછી કેળવણી મેળવેલી છે. કદમાં તે નીચો અને ઘણો ચાલાક છે. તેનો જમણો પગ ભાંગી ગયેલો હોવાથી તેણે લાકડાનો પગ ત્યાં ચઢાવેલો છે. એ પગના તળીઆનો ભાગ ઘસાઈ ગયો છે. એના એક પગના બૂટનું તળીયું મ્હોં આગળથી વિશેષ પહોળું છે અને પાછળ એડી ઉપર લોઢાની નાળ લગાવેલી છે. તે આધેડ વયનો માણસ છે. તેના શરીરનો રંગ બહુ ઉજળો કે ગૌર નથી. અગાઉ તે કેદી હોવો જોઇએ એવું મારૂં માનવું છે. હું ધારૂં છું કે આ વર્ણન પૂરતું નથી તો પણ તે કદાચ તમને ઉપયોગી થઈ પડશે. છેવટે એટલું જણાવીશ કે એના બે

હાથનાં તળીયાં ઉપરની ચામડી થોડીક છોલાણી છે. બીજો માણસ–"

"હં હં! અને બીજો માણસ!" એથેલની જોન્સે મશ્કરી કરતો હોય એવી ઢબથી પ્રશ્ન કર્યો. પરંતુ તેના ચ્હેરા પરથી એટલું તો જોઈ શકાતું હતું કે જોનાથન સ્મોલનું શેરલોક હોમ્સે કરેલું વર્ણન સાંભળીને તે સ્તબ્ધ બની ગયો હતો, અને હોમ્સ ખરૂં બોલતો હશે કે ખોટું એ વિચાર તેના મનમાં ઘોળાતો હતો.

"બીજો માણસ જરા વિચિત્ર પ્રકારનો છે." શેરલોક હોમ્સે દ્વાર તરફ જતાં જતાં કહ્યું: "પણ હું આશા રાખું છું કે થોડા દિવસની અંદર જ એ ઉભયની સાથે હું તમારી મુલાકાત કરાવવામાં શક્તિમાન્ થઈશ. ડૉ. વોટસન! અહીં આવો."

તે મને બહાર લઈ ગયો. અમે દાદર પાસે આવીને ઊભા રહ્યા.

"વોટસન!" તે બોલ્યો: "આ નહિ ધારેલો બનાવ બનવાથી જેનો હેતુ સિદ્ધ કરવાને માટે આપણે આ પ્રવાસમાં નિકળ્યા હતા તેને તો બિલકુલ ભૂલી જ ગયા!"

"હમણાં મારા મનમાં પણ એ જ વિચાર થયો કરતો હતો." મેં જવાબ આપ્યો: "આવા શોકગ્રસ્ત સ્થળે મીસ મોર્સ્ટનને વધુ વાર રાખવી તે ઠીક નહિ."

"નહિ જ. તમે તેને તેના મકાને પહોંચાડી આવો. તે લોઅર કેમ્બરવેલમાં સેસીલ ફોરેસ્ટરને ત્યાં રહે છે. એટલે એ અહીંથી વિશેષ દૂર નથી. પછી જો તમે પાછા અહીં આવશો તો હું તમારી રાહ જોતો અહીં રોકાઈશ. પણ મને લાગે છે કે તમે કંટાળી ગયા હશો."

"જરી પણ નહિ. આ ભયાનક બનાવનો ભેદ ખૂલ્લો થાય ત્યાં સુધી મને શાંતિથી નિદ્રા આવી શકે, એમ હું ધારતો નથી.

મારા જીવનમાં ઘણા વિકટ પ્રસંગોનો મને અનુભવ મળી ચૂકેલો છે, પરંતુ હું તમને ખાત્રી આપું છું કે આજની એક જ રાત્રીમાં એક પછી એક બનેલા આ ચમત્કારપૂર્ણ બનાવોથી મારૂં મન અત્યંત અસ્થિર બની ગયું છે. એટલે જ્યારે મેં આ બાબતમાં આટલો રસ લીધો છે ત્યારે તેનો અંત આવે ત્યાં સુધી તેમાં તમારી સાથે સામેલ રહેવાનું હું વિશેષ પસંદ કરૂં છું."

"મને પણ તમારી હાજરીથી ઘણી મદદ મળશે." તે બોલ્યોઃ "આ સરકારી ડિટેક્ટિવ જોન્સ ભલે તેના મનમાં ઘોડા ગંઠયા કરે અને તેને ફાવે તેવી આ કેસના સંબંધમાં કલ્પના કર્યા કરે. આપણને તેની સાથે સંબંધ નથી. આપણે આ કેસની તપાસ સ્વતંત્ર રીતે જ કરીશું. વારૂ જ્યારે તમે મીસ મોર્સ્ટનને તેને ઘેર પહોંચાડી આવો, ત્યારપછી વળતાં નદીને કિનારે લેમ્બેથ પરામાં પીંચીન લેનમાં નંબર ૩ વાળા મકાને જજો. એ ત્રીજા ઘરમાં એક પક્ષીઓ વેચવાનો ધંધો કરનાર રહે છે. તેનું નામ શેરમાન છે. તેના ઘરની બારીમાં એક પાંજરૂં ટાંગેલું છે. તે પાંજરામાં નોળીયાનું ન્હાનું બચ્ચું તમારા જોવામાં આવશે. એ નિશાની ઉપરથી તમે કોઈને પૂછ્યા સિવાય પણ તેનું મકાન શોધી શકશો. ઘરડા શેરમાનને જગાડીને તેને મારી સલામ સાથે કહેજો કે તેનો ટોબી મારે જોઈએ છે. તમે ટોબીને તમારી સાથે અહીં લેતા આવજો."

"હું ધારૂં છું કે તમે ટોબી નામના કૂતરાને માટે કહો છો?"

"હા, એનો દેખાવ જરી વિચિત્ર છે ખરો, પરંતુ તેની ઘ્રાણેન્દ્રિય ઘણી જ તીવ્ર છે. લંડનના બધા ડિટેક્ટવો કરતાં આવા કેસમાં હું ટોબીની ગુન્હેગારને શોધી કાઢવાની શક્તિને વધારે ચડીયાતી માનું છું." હોમ્સે કહ્યું.

"વારૂ, હું તેને જરૂર લેતો આવીશ." મેં કહ્યું: "અત્યારે એક થયો છે. જો ઘોડો સારો અને તેજ હશે તો હું ઘણું કરીને ત્રણ વાગ્યા પહેલાં તો અહીં પાછો આવી પહોંચીશ."

"અને તમે અહીં આવી પહોંચશો તે દરમિયાન હું મીસીસ બર્નસ્ટોન તથા બીજા હિંદી નોકરોની મુલાકાત લઇને તેમની પાસેથી જાણવાજોગ હકીકત કઢાવી લઇશ. મી. થેડસ શોલ્ટો કહેતા હતા કે એ હિંદી નોકર પડખેના બીજા કાતરીયામાં સૂવે છે, એટલે ગઈ રાત્રીના બનાવના સંબંધમાં તે કદાચ થોડું ઘણું જાણતો હોય એ બનવાજોગ છે. એ કાર્ય પૂરૂં થયા બાદ મહાન્ ડિટેક્ટિવ બહાદૂર જોન્સ સાહેબની કલ્પનાઓ તથા તેમનાં કટાક્ષબાણો શ્રવણ કરવામાં મારો વખત પસાર કરીશ. એ બિચારો તો એમ જ માનતો જણાય છે કે તેણે ગુન્હેગારને શોધી કાઢયો છે! પરંતુ આપણને તેની સાથે સંબંધ નથી. આપણે આપણી ફરજ બજાવીએ એટલે બસ. પછી ખરા ખૂનીને શોધવાનું માન મી. એથેનલી જોન્સને મળે તોયે તેમાં મને વાંધો નથી."

---

## પ્રકરણ ૧૬ મું.

---

### પક્ષીઓ વેચનારને ત્યાં.

---



ડિટેક્ટિવ જોન્સ જે ગાડીમાં બેસીને આવ્યો હતો તે જ ગાડીમાં મીસ મોર્સ્ટન તથા હું બેઠાં. જ્યાં સુધી તે પોતાના કરતાં નબળા હૃદયની સ્ત્રી મીસીસ બર્નસ્ટોનની પાસે હતી ત્યાંસુધી

તો તે હિમ્મત રાખી રહી હતી. એ વખતે તેની મુખમુદ્રા શાંત અને તેજસ્વી લાગતી હતી. તે મીસીસ બર્નસ્ટોનને આશ્વાસન તથા હિમ્મત આપતી હતી. પરંતુ તે મારી જોડે ગાડીમાં બેઠી અને ગાડી ચાલુ થઈ એટલે ધ્રુસકા ભરતી રડી પડી. અત્યારે તેની હિમ્મત ખૂટી પડી. રાત્રીના બનાવોની હારમાળાથી તેના મન ઉપર થયેલી અસર બહાર તરી આવી. તેણે ત્યારપછી ઘણી વાર મને જણાવ્યું છે કે 'તમે મારી એ સમયની સ્થિતિની ઉપેક્ષા જ કરી હતી. તમે મને આશ્વાસનના બે-ચાર શબ્દો પણ કહ્યા ન હતા.' પરંતુ તેને ક્યાં ખબર છે કે એ વખતે મારા મનમાં અનેક પ્રકારની ઉર્મીઓ ઉછળ્યા કરતી હતી અને તે ઉર્મીઓને દબાવવામાં મને અત્યંત શ્રમ પડતો હતો. પોન્ડીચેરી લોજના બગીચામાં એ રાત્રીએ તે તથા હું પરસ્પર હસ્ત ઝાલીને ઊભાં હતાં ત્યારથી જ મેં મારૂં હૃદય અને તેમાં નિવાસી રહેલો પ્રેમ તેને સમર્પી દીધાં હતાં. હું સત્ય જ કહું છું કે એ એક દિવસની વિચિત્ર ઘટના દરમિયાન તેના સ્વભાવનું માધુર્ય, તેની સહનશીલતા અને તેના બીજા સદ્ગુણોનું મને જે જ્ઞાન થયું હતું એટલું જ્ઞાન મને કદાચ વર્ષોનાં વર્ષો સુધી તેનો પરિચય રહ્યો હોત તો પણ થઈ શકત નહિ. એ પ્રસંગ જ એવો હતો કે જેને લીધે મીસ મોર્સ્ટન તરફ મારૂં લક્ષ ઉત્તરોત્તર વિશેષ અને વિશેષ આકર્ષાયું હતું, પરંતુ બે કારણોને લઇને હું તેના પ્રત્યેનો મારો પ્રેમ તેની પાસે વ્યક્ત કરી શક્યો ન હતો. એ વખતે તે નિર્બળ અને અસહાય બની ગઈ હતી. તેના મન ઉપર બાર્થોલોમ્યુના ખૂન તથા ખજાનાની ચોરીના વર્તમાને માઠી અસર નિપજાવી હતી. એવી અવસ્થામાં તેના પ્રત્યેનો મારો પ્રેમ વ્યક્ત કરવાથી, કદાચ હું તેની અસહાય સ્થિતિનો લાભ લેવા માગું છું એવી તેના મનમાં કલ્પના ઉદ્ભવવાનો સંભવ હતો; પરંતુ

એથી પણ વિશેષ મહત્વનું કારણ તો એ હતું કે તે શ્રીમંત પિતાની પુત્રી હતી. જો હોમ્સને તેની તપાસમાં સફળતા મળે તો તેને ઓછામાં ઓછા અઢી લાખ પાઉંડ મળે તેમ હતું. હવે જો એ પ્રમાણે બને, અને બનવાનો પૂરતો સંભવ હતો, તો પછી મારા જેવો સીક-લીવ ઉપર રહેલો એક સાધારણ ડોક્ટર, જે પોતાનું એકનું ગુજરાન પણ મહામુશ્કેલીએ નભાવી શકે છે, તેણે મીસ મોર્સ્ટન જેવી ધનવાન રમણી પ્રત્યે પોતાનો પ્રેમ પ્રકટ કરવાનું સાહસ કરવું, એ કદી પણ વાજબી અને માનપ્રદ લેખી શકાય નહિ. જો હું પ્રેમ વ્યક્ત કરૂં તો હું તેના પૈસાને ખાતર તેની સાથે લગ્ન કરવાને ઇચ્છું છું એવી કલ્પના તેના મનમાં ઉદ્દ્ભવવાનો સંભવ હતો. એવી શંકા તેના મનમાં ઉદ્દ્ભવે એ મારાથી સહન થઈ શકે તેમ ન હતું. અર્થાત્ બીજું કાંઈ પણ નહિ તોયે આગ્રાનો ખજાનો અમારા બેના ઐક્યની વચ્ચે મજબૂત લોઢાની દિવાલ જેવો ખડો હતો. તે દિવાલ કોઈ પણ રીતે તૂટી શકવાનો મને અત્યારે તો સંભવ લાગતો ન હતો. આ બધા વિચારોને લીધે મારા મનની સ્થિતિ કેવી થઈ પડી હશે તેની વાચકો કલ્પના કરી શકશે; અને એવી સ્થિતિમાં કદાચ મેં મીસ મોર્સ્ટનને આશ્વાસન આપ્યું ન હોય તોપણ તેમાં તેમને આશ્ચર્ય લાગશે નહિ. ખરેખર, અત્યારે અમારી બન્નેની અવસ્થા એક સરખી હતી. તેનું મન ચિંતા અને ભયથી નિર્બળ બની ગયું હતું. મારા મનની નિર્બળતાનું કારણ પ્રેમમાં ઉપજેલી નિરાશાનું હતું. અમને બન્નેને આશ્વાસનની અગત્ય હતી.

અમારી ગાડી મીસીસ સેસીલ ફોરેસ્ટરના મકાન પાસે પહોંચી ત્યારે લગભગ બે વાગ્યા હતા. તેના તમામ નોકરો સૂઈ ગયા હતા. પરંતુ મીસ મોર્સ્ટનને મળેલા પત્રને લગતી તથા તે એ પત્ર લખનારને

મળવા ગઈ છે, એ બધી હકીકત મીસીસ ફોરેસ્ટર જાણતી હતી. એટલે તે મીસ મોર્સ્ટનના પ્રત્યાગમનની પ્રતીક્ષા કરતી જાગતી બેઠી હતી. તેણે પોતે જ દ્વાર ઉઘાડયું. તે આધેડ વયની અને નમ્ર દેખાવની સ્ત્રી હતી. મીસ મોર્સ્ટનને જોતાં જ તેણે વ્હાલથી તેને પોતાના પડખામાં લીધી, તથા વાત્સલ્યભાવ પૂર્વક "તમે આવ્યાં!" એ શબ્દો તેના મુખમાંથી નિકળ્યા. એ જોઇને મારા મનને પણ આનંદ થયો. ખરી રીતે જોઇએ તો મીસ મોર્સ્ટન એક પગારદાર ગવર્નેસ હતી, પરંતુ મીસીસ સેસીલ ફોરેસ્ટર તેના તરફ તુચ્છ બુદ્ધિપૂર્વક નહિ જોતાં તેને પોતાની મૈત્રિણીવત્ ચાહતી હતી. મીસ મોર્સ્ટને મારૂં નામ જણાવ્યું એટલે મીસીસ ફોરેસ્ટરે મને પણ અત્યંત ભાવપૂર્વક અંદર આવવાનું તથા રાત્રીની તમામ ઘટનાનું વર્ણન કરવાનું કહ્યું; પરંતુ મેં કહ્યું કે "અત્યારે મારે અત્યંત જરૂરનું કામ હોવાથી મારાથી રોકાઈ શકાય તેમ નથી. હું પુનઃ આપની પાસે આવીશ અને આ કેસના સંબંધમાં જે કાંઈ શોધખોળ અમે કરી હશે તે ઘણી ખુશીથી જણાવીશ." એમ કહીને હું પુનઃ ગાડીમાં બેસીને ત્યાંથી નિકળ્યો. ગાડી ચાલી એટલે મેં પાછળ મુખ ફેરવીને તે મકાન તરફ જોયું તો ઓરડાની અંદરથી પડતા પ્રકાશમાં મીસીસ સેસીલ ફોરેસ્ટર અને મીસ મોર્સ્ટન ઓટલા ઉપર ઉભેલાં જોવામાં આવતાં હતાં. ચંદ્રના પ્રકાશથી એ ગૃહનો દેખાવ પણ રમણીય લાગતો હતો. જે ભયંકર અંધકારમય રહસ્યના ભેદમાં હું ગુંચવાઈ ગયો હતો, તેવા સમયમાં આ આનંદજન્ય અને રમણીય ગૃહનું દશ્ય તથા એના ઓટલા ઉપર ઉભેલી મારી પ્રેમમૂર્તિનો દેખાવ માનસિક વ્યથાને શમાવતો હતો. અત્યારે પ્રેમની અનનુભૂત ઉર્મીઓ મારા મનમાં ઉછળ્યા કરતી હતી. પરંતુ તે શા કામની?

ગાડી ગ્યાસની બત્તીઓના પ્રકાશમાં આગળ ચાલી અને મારા વિચારો પોન્ડીચેરી લોજની રહસ્યમય ઘટના તરફ વળ્યા. જેમજેમ તેના સંબંધમાં હું વધુ વિચાર કરવા લાગ્યો તેમ તેમ તે રહસ્ય વિશેષ ભયાનક અને અંધકારમય ભાસવા લાગ્યું. હું મારા મનમાં આ બનાવનું આદિથી અંતપર્યંત પુનરાવલોકન કરી ગયો. એ ઉપરથી એટલું તો સ્પષ્ટ થયું કે આના જેવો કેસ કદી પણ મારા સાંભળવા કે જોવામાં આવ્યો ન હતો. કેપ્ટન મોર્સ્ટનનું મૃત્યુ, મીસ મોર્સ્ટનને મળેલો પત્ર—એ બધી બાબતોને લગતી વિગતો અમારા જાણવામાં આવી હતી. પરંતુ એથી આ ભેદ ખૂલ્લો થવાને બદલે વિશેષ ઊંડો અને કરૂણાન્ત રહસ્યમાં પરિવર્ત્તન પામ્યો હતો. આગ્રાનો ખજાનો, કેપ્ટન મોર્સ્ટનના સામાનમાંથી મળી આવેલો નવાઈ ભરેલો નકશો, મેજર શોલ્ટોના મૃત્યુ સમયનું વિચિત્ર દશ્ય, ખજાનાની પેટીની બાર્થોલોમ્યુએ કરેલી શોધ તથા તેની પાછળ તુરત જ તેનું થયેલું મૃત્યુ, ખૂનમાં ભાગ લેનારાઓનાં પગલાં; પેલું વિચિત્ર શર—ઝેર પાયેલો કાંટો, કેપ્ટન મોર્સ્ટન પાસેથી મળી આવેલા નકશા ઉપર 'ચાર જણાની સહી' એવું લખેલ છે, તેના જેવા જ એક નોટપેપર ઉપર જોવામાં આવેલા અક્ષરો—આ બધા બનાવો એટલી બધી ગુંચવણી ભર્યા હતા કે શેરલોક હોમ્સને બદલે જો કોઈ બીજો માણસ હોત તો તેણે કયારનુંયે નિરાશ બનીને આગળ તપાસ કરવાનું માંડી જ વાળ્યું હોત. પરંતુ શેરલોક હોમ્સના શબ્દકોષમાં નિરાશા શબ્દ જ કયાં હતો ?

પીંચીન લેઈન લેમ્બેથપરાના હલકી વસતિવાળા લતામાં આવેલી હતી. તેમાં બે માળનાં ઈંટની બાંધણીનાં અને ગંદા દેખાવનાં મકાનો આવેલાં હતાં. નં. ૩ વાળા મકાન પાસે શેરલોક હોમ્સે આપેલાં

નિશાન મુજબ હું ગયો. કેટલીક વાર મેં તેનું બારણું ખખડાવ્યું પણ અંદરથી કોઈએ જવાબ આપ્યો નહિ. આખરે મેડી ઉપર કોઇએ દીવાસળી સળગાવેલી હોય એમ લાગ્યું અને ઉપરની બારીમાં કોઇએ બહાર ડોકું કાઢયું.

"કોણ છે એ છાકટો—હરામખોર!" તે માણસ બોલ્યો: "જો તું વધારે ઘોંઘાટ કરીશ તો હું બારણું ઉઘાડીને ૪૩ કૂતરા તારા ઉપર છોડી મેલીશ."

"પણ મારે તો એક જ કૂતરો જોઇએ છે, અને એટલા માટે જ હું આવ્યો છું." મેં કહ્યું.

"જાય છે કે નહિ?" તે બૂમ પાડીને બોલ્યો: "જો તું જતો નહિ રહે તો આ કંડીયામાંથી સાપ કાઢીને તારા માથા ઉપર ફેંકીશ."

"પણ મારે કૂતરો જોઇએ છે." મેં પણ સ્હેજ ઉંચે સ્વરે કહ્યું.

"હજી પણ નથી માનતો?" શેરમાન પુનઃ અગાઉના જેટલાજ ગુસ્સાથી બોલ્યો; "હું તને છેલ્લી ચેતવણી આપું છું. તું મારા બારણા પાસેથી ચાલ્યો જા, નહિ તો હું ત્રણ કહીશ ત્યાં આ સાપ ત્મારા માથા ઉપર પડશે."

"પણ મી. શેરલોક હોમ્સે—" મેં ખુલાસો કરવા માંડયો, કેમકે સાપ પડવાની મને પણ ભીતિ લાગી હતી. મારા મિત્રના નામે શેરમાન ઉપર જાદુઈ અસર નિપજાવી હોય એમ લાગ્યું, કેમકે બારી બંધ થઈ ગઈ અને તેણે એક મીનિટમાં નીચે આવીને બારણાની અંદર ભરાવેલો ઉલાળો કાઢીને બારણું ઉઘાડયું. શેરમાન વયોવૃદ્ધ હતો. તે શરીરે પાતળો હતો. ખભા પાસે હાડકાં દેખાતાં હતાં.

ગરદન પણ માંસ વિનાની હતી. તેણે વાદળી રંગની ઝાંઈવાળા ચશ્મા પહેર્યા હતાં.

"આપ મી. શેરલોક હોમ્સના મિત્ર છો ?" તેનો ગુસ્સો ક્યારનોએ દૂર થઈ ગયો હતો. તે સભ્યતા અને નમ્રતાપૂર્વક બોલ્યોઃ "ત્યારે તો અંદર પધારો, સાહેબ! પણ આ ઘોરખોદાથી સંભાળજો. એ વખતે કરડે છે. અરે લુચ્ચા! તું પણ આ ગૃહસ્થના ઉપર ટાંપી રહ્યું છે!" છેલ્લું વાક્ય તે એક નોળીયાની જાતના જનાવરના ન્હાના બચ્ચાને ઉદ્દેશીને બોલ્યો હતો. તે પ્રાણી પોતાના પાંજરામાંથી તેનું ન્હાનકડું માથું કાઢીને તેની લાલ આંખો ફાડી મારી સામે જોઈ રહ્યું હતું. "સાહેબ! એનાથી ડરવા જેવું નથી. એને નહોર નથી એટલે એને હું વખતે ઓરડામાં ખુલ્લું પણ રાખું છું. કેમકે તે મચ્છર કે માકણને આવવા દેતું નથી. પણ, સાહેબ! મેં આપના પ્રત્યે જે શબ્દો વાપર્યા હતા તે બાબત કાંઇ મનમાં ન લાવશો. કારણ કે છોકરાંઓ મને બહુ પજવે છે. તેઓ અવારનવાર દહાડે કે રાતે આવીને મારૂં બારણું ઠબઠબાવે છે અને મને કાયર કરી મૂકે છે. તમે અવાજ કર્યો ત્યારે પ્રથમ મને એમ જ લાગેલું કે કોઇ છોકરૂં આવ્યું હશે; અને અંધારામાં હું તમને જોઇ શકેલો નહિ, તેમ જ તમારો અવાજ પણ ઓળખી શક્યો ન હતો. હં, પણ મી. શેરલોક હોમ્સને શું જોઇએ છે?"

"એમને થોડા વખતને માટે તમારો કૂતરો જોઇએ છે." મેં કહ્યું.

"હા હા! ત્યારે તો એ ટોબીને જ માગતા હશે?" શેરમાને પૂછ્યું.

"હા, ટોબી નામનો કૂતરો જોઇએ છે, એમ તેમણે મને કહ્યું હતું." મેં જવાબ આપ્યો.

તેણે મીણબત્તી હાથમાં પકડી અને અમે બન્ને અંદરના ઓરડામાં

ગયા. ત્યાં જાત જાતનાં પ્રાણીઓ ઉપર, નીચે અને ચોતરફ હતાં. કેટલાંક પ્રાણીઓને પાંજરામાં રાખેલાં તો કેટલાંકને સાંકળવડે બાંધેલાં હતાં, જ્યારે પક્ષીઓને ઉંચે પાંજરામાં રાખેલાં હતાં. અમારા અવાજથી અને દીપકના પ્રકાશથી ઘણાંખરાં પ્રાણીઓની ઉંઘમાં ખલેલ પહોંચેલી જણાઇ. તેઓ પોતાની તિક્ષ્ણ આંખોવડે અમારી સામે જોઇ રહ્યાં.

ટોબીનો દેખાવ આકર્ષક ન હતો. તેના લાંબા વાળ અને લબડતા કાનથી તે વિચિત્ર લાગતો હતો. એ અર્ધ સ્પેનિયલ* જાતનો કૂતરો હતો. તેનો રંગ સફેદ તથા ભૂરો હતો. શેરમાને સાકરનો ગાંગડો મારા હાથમાં આપીને તે ટોબીને આપવાનું કહ્યું. પ્રથમ તો ટોબીએ સ્હેજ આનાકાની કરી અને મારી દરકાર કરી નહિ, પરંતુ છેવટે તેના મ્હોંમાં પાણી છૂટયું અને તે મારા હાથમાંનો સાકરનો ગાંગડો ડગ દઇને મ્હોમાં ગળી ગયો. એ પ્રમાણે શેરમાને અમારા બે વચ્ચે પરસ્પર ઓળખાણ કરાવી. પછી તો તે કૂતરો મારી સાથે આવ્યો. મેં તેની સાંકળ મારા હાથમાં પકડી રાખી હતી. અમે ગાડી પાસે ગયા અને તે જરી પણ આનાકાની સિવાય ગાડીમાં મારી સાથે ચડી બેઠો.

જ્યારે હું પુનઃ પોન્ડીચેરી લોજમાં પહોંચ્યો ત્યારે બરોબર ત્રણના ટકોરા થયા, તેના દરવાજા પાસે આવતાં ત્યાં પેલા પહેલવાન મેકમર્ડોને બદલે મેં બે પોલિસના માણસોને ઊભેલા જોયા. તેમને પૂછવાથી મને માલૂમ પડયું કે મેકમર્ડોને પણ પરહેજ કર્યો છે અને તેને તથા શોલ્ટોને ચોકી ઉપર લઇ જવામાં આવ્યા છે.

---

* એ યુરોપ માંહેના કૂતરાની એક જાત છે, સ્પેનીયલ જાતનો કૂતરો કદમાં ન્હાનો અને તેના વાળ જાડા તથા કાન લાંબા હોય છે. એ કૂતરો શિકાર ઉપર ટાંપીને બેસી રહે છે અને શિકાર નજીક આવતાં વાઘની માફક તેના ઉપર કૂદે છે.

પહેલાં તો પોલિસોએ મને અટકાવ્યો પરંતુ મેં શેરલોક હોમ્સનું નામ આપ્યું એટલે તેમણે મને તથા ટોબીને વગર હરકતે અંદર દાખલ થવા દીધા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### ટોબી શિકારની પાછળ.

---

હું અંદર મકાન પાસે ગયો ત્યારે શેરલોક હોમ્સ નીચે બારણા પાસે પગથીયા ઉપર મારી રાહ જોતો ઊભો હતો. તેના બે હાથ પાટલૂનના ગજવામાં હતા અને મ્હોમાં હોકલીની નળી હતી.

"તમે એને લાવ્યા ખરા !" તે બોલ્યો, અને ટોબીની પીઠ થાબડતાં તેને ઉદ્દેશીને બે-ત્રણ માયાના શબ્દો કહ્યા બાદ તે બોલ્યોઃ "એથેલની જોન્સ વિદાય થઈ ગયો છે. તમારા ગયા પછી એણે અહીં પુષ્કળ ધમાલ મચાવી મેલી હતી. તેણે આપણા મિત્ર થેડસની સાથે મેકમર્ડો, મીસીસ બાર્નસ્ટોન અને પેલા હિંદી નોકરને પણ પરહેજ કર્યાં છે. હવે આ મકાનમાં આપણે બે અને ઓરડામાં પોલિસ ઈન્સ્પેક્ટર એટલા જણા છીએ. કૂતરાને અહીં નીચે રાખો અને તમે મારી સાથે ઉપર આવો."

અમે ટોબીને નીચેના દિવાનખાનામાં પડેલા એક ટેબલ જોડે બાંધી દીધો અને પછી મેડી ઉપર ગયા. હું મીસ મોર્સ્ટનને મૂકવા ગયો ત્યારબાદ ઉપરના બાર્થોલોમ્યુના ઓરડામાં કશો પણ ફેરફાર

કરવામાં આવ્યો ન હતો. માત્ર બાર્થોલોમ્યુના પ્રેતને એક ચાદર વડે ઢાંકી દેવામાં આવ્યું હતું. એક બાજુએ ખૂરસી ઉપર પોલિસ ઇન્સ્પેક્ટર અટેલીને પડયો હતો. ઉજાગરાએ તેના ઉપર અસર કરી હતી. તેની આંખો ઘેરાતી હતી.

"ઈન્સ્પેક્ટર! તમારી બત્તી મને આપો." શેરલોક હોમ્સે કહ્યું: "હવે આ કાગળ મારા ગળાની આસપાસ એવી રીતે બાંધો કે તે મારી છાતી પાસે લટકતો રહે. આભાર થયો. હવે હું મારા બૂટ અને મોજાં કાઢી નાખું છું. વોટસન! એ તમે તમારી સાથે નીચે લઈ જજો. હું મકાનના છાપરા ઉપર જવા ધારૂં છું. મારો રૂમાલ ક્રીયોસોટમાં બોળી લ્યો. થયું થયું એટલું ચાલશે. હવે તમે પહેલાં મારી સાથે કાતરીયામાં આવો."

છતના બાકોરામાંથી થઇને અમે પુનઃ કાતરીયા ઉપર ગયા. ત્યાં ગયા બાદ શેરલોક હોમ્સે પેલાં વિચિત્ર અને ન્હાનાં પગનાં ચિહ્ન ઉપર પ્રકાશ ફેંકયો.

"તમે બરોબર ધ્યાન આપીને આ પગલાંનું નિરીક્ષણ કરી જૂઓ." તે બોલ્યોઃ "તમને એમાં કાંઈ પણ અગત્યનું જણાય છે ખરૂં?"

"હું ધારૂં છું કે કાં તો આ પગલાં છોકરાના કિંવા કોઈ નાજુક સ્ત્રીનાં હોવાં જોઇએ."

"પગલાંના કદની વાત બાજુએ રાખો. એ સિવાય બીજું કશું માલૂમ નથી પડતું?"

"બાકી તો બીજી બધી રીતે બીજા માણસનાં પગલાં જેવાં જ લાગે છે." મેં જવાબ આપ્યો.

"એમાં તમારી ભૂલ થાય છે. સાધારણ મનુષ્યના પગલામાં

અને આ પગલામાં તફાવત છે. જૂઓ, અહીં જમણા પગનું નિશાન પડી રહ્યું છે. તેની પાસે જ હું મારા જમણા પગનું ચિહ્ન કરૂં છું. મારો પગ ઉઘાડો હોવાથી બન્નેની સરખામણી કરવાનું તમને ફાવશે. આ બે પગલાં વચ્ચે મુખ્ય ભેદ તમને શો માલૂમ પડે છે?"

"તમારા પગનાં બધાં આંગળાં એક એકની નજીક નજીક પડેલાં છે, જ્યારે આ પગલાનાં આંગળા છૂટાં છૂટાં છે."

"બરોબર બરોબર! એજ મુદ્દાનું છે. હવે એ બરોબર યાદ રાખજો. હવે તમે પેલી ચોર બારી પાસે જઇને સૂંઘી જૂઓ. મારી પાસે આ રૂમાલ છે એટલે હું અહીં જ ઉભો રહીશ."

તેની સૂચના પ્રમાણે ત્યાં જઇને સૂંઘી જોતાં મને તિક્ષ્ણ વાસ આવવા લાગી. "ક્રીઓસોટની વાસ આવે છે." મેં કહ્યું.

"એણે છાપરાપર ચડતી વખતે એ ઠેકાણે પોતાનો પગ મૂક્યો હશે. તમને પણ જ્યારે ગંધ આવી તો પછી ટોબી જેવા કુશળ શિકારીને શો વાંધો આવે તેમ છે? હવે નીચે જાઓ અને ટોબીને છોડીને મારી રાહ જોતા ઊભા રહો."

હું નીચે ગયો તે વખતે શેરલોક હોમ્સ છાપરા ઉપર ચડયો હતો. હું તેને કદણ ઉપર બે હાથ મૂકીને ચાલતો જોતો હતો. થોડી વારમાં તે ધૂમાડીયાની પાછળ અદૃશ્ય થઈ ગયો. પરંતુ પુનઃ તે દેખાયો અને પુનઃ બીજી બાજુ તરફ ચાલ્યો જવાથી અદૃશ્ય થઈ ગયો. જ્યારે હું ફરીને એ બાજુ તરફ ગયો ત્યારે મેં તેને છાપરાની કોર પર બેઠેલો જોયો.

"કોણ, વોટસન કે?" તેણે બૂમ પાડી.

"હા."

"આ જગાએથી તે નીચે ઉતરેલો હોવો જોઇએ. પેલું નીચે

કાળુ કાળુ દેખાય છે તે શું છે ?"

"પાણીનું પીપ છે." મે કહ્યું.

"તે બંધ છે કે ખૂલ્લું ?"

"એને ઢાંકણું વાસેલું છે." મેં જવાબ આપ્યો.

"એટલામાં ક્યાંય નિસરણી પડેલી કે ઊભી કરેલી જોવામાં આવે છે ?"

"ના ના." હું બોલ્યો.

"એ પણ સેતાનનો સાથી હોવો જોઇએ ! કૂદકો મારતાં હાથ પગ ભાંગવાનો ડર નહિ લાગ્યો હોય ? પણ એણે કૂદકો તો માર્યો નહિ જ હોય. જે સ્થળેથી તે ઉપર ચડેલો તે સ્થળેથી જ નીચે ઉતરેલો હોવો જોઇએ. હા, અહીંઆ પાણીનો નળ છે. ભાર ખમી શકે એવો લાગે છે તો ખરો. એ જ રસ્તે તે ઉપર આવ્યો હશે. હું પણ એ જ રસ્તે નીચે આવું છું."

હોમ્સ નીચે સરક્યો. બત્તી ધીમે ધીમે દિવાલની બાજુએ નીચે ચાલવા લાગી. થોડુંક છેટું રહ્યું એટલે તેણે પાણીના પીપ ઉપર કૂદકો માર્યો અને ત્યાંથી તે જમીન ઉપર કૂદ્યો.

"છાપરા ઉપર એનું પગેરૂં કાઢવાનું સ્હેલું હતું." તે મોજાં અને બૂટ પુનઃ પેરી લેતાં બોલ્યોઃ આખે રસ્તે નળીયાં તૂટેલાં કે ઉખડી ગયેલાં હતાં; અને ઉતાવળમાં તે આ ભૂલી ગયો હતો. આ ચીજ પ્રાપ્ત થવાથી તમારી ડાકટરી ભાષામાં કહું તો મારૂં નિદાન તદ્દન ખરૂં ઠરે છે."

તેણે જે ચીજ મને બતાવી તે રંગીન ઘાસના ગુંથેલા પાકીટ જેવી હતી. તે આકાર અને કદમાં સીગારેટના પાકીટ કરતાં સ્હેજ મોટી હતી. તેની અંદર બાર્થોલોમ્યુના શરીરમાં ખૂંચી ગયેલા કાંટા ।

જેવા છ–સાત કાળા રંગના કાંટા હતા. તે એક બાજુએ અણીદાર અને બીજી બાજુએ બુઠ્ઠા અને ગોળ હતા.

"આ કાંટાને ઝેર પાયેલું છે." તે બોલ્યોઃ "સાચવજો તમને એ કાંટાની અણી લાગી ન જાય આ કાંટાનું ભાથું આપણને મળી ગયું તે સારૂં થયું. કદાચ આટલા જ કાંટા એ માણસ પાસે હશે. એટલે હવે જો કદાચ આપણે તેને મળીએ તો આમાંનો એકાદો કાંટો આપણા શરીરમાં ભોકાવાનો ભય ઓછો થઈ ગયો. આ કાંટા કરતાં 'માર્ટીની' જાતની બંધૂકની ગોળીનો ડર મને ઓછો લાગે! વોટસન! તમે છ એક માઈલ સુધી ચાલી શકશો ખરા?"

"શા માટે નહિ?" હું બોલ્યો.

"તમારા જખમાયેલા પગને એથી વિશેષ પીડા તો નહિ થાય?"

"ના ના, જરીકે નહિ." મેં જવાબ આપ્યો.

ટોબીને હું મારી સાથે જ લાવ્યો હતો. તેને જોઇને હોમ્સ બોલ્યોઃ "ટોબી! અહીં આવ! કેવો ચાલાક કૂતરો છે? ટોબી! લે, આ સુંઘ!" તેણે ક્રીઓસોટમાં બોળેલો રૂમાલ ટોબીના નાક પાસે ધર્યો. ટોબી પણ એ વખતે જાણે એક મોટો મહારાજા હોય તે પ્રમાણે માથું ઉંચું રાખી દમામદાર દેખાવે સુગંધી પુષ્પનો ગજરો સુંઘતો હોય તે પ્રમાણે પેલો રૂમાલ સુંઘવા લાગ્યો. તેનો દેખાવ જોઇને હું મારૂં હસવું ખાળી શક્યો નહિ. પછી હોમ્સે એ રૂમાલ દૂર ફેંકી દીધો અને એક દોરડું ટોબીના પટ્ટાની કડી સાથે બાંધી દીધું. પછી તે તેને પેલા પાણીના પીપ પાસે લઈ ગયો. ટોબી પીપ પાસે જમીનપર સુંઘવા લાગ્યો અને જાણે તે હોમ્સનો હેતુ સમજી ગયો હોય એવો દેખાવ કરતો જોરથી ભસવા લાગ્યો. તે આગળ ને આગળ જમીનપર સુંઘતો સુંઘતો ચાલવા લાગ્યો. થોડી વારે તેની

ઝડપમાં વધારો થયો તે દોડવા લાગ્યો. તે એટલો ઝડપથી દોડતો હતો કે અમે પણ માંડમાંડ તેની સાથે રહી શકતા હતા. તેને બાંધેલું દોરડું હોમ્સે પોતાના હાથમાં મજબૂત રીતે પકડી રાખ્યું હતું.

અરૂણોદય થઈ ચૂકયો હતો અને પૂર્વદિશા ગૌરવર્ણ ધારણ કરી ચૂકી હતી. ઉજાશને લીધે અમે અમારી પાછળ પોન્ડીચેરી લોજ-વાળું મકાન સ્પષ્ટપણે જોઈ શકતા હતા. હજી અમે તેના બગીચાની અંદર જ ચોતરફ પડી રહેલા ખાડા અને માટીના કરવામાં આવેલા ઢગલાની વચ્ચે થઇને અમારો રસ્તો કાપતા હતા. મકાનની પાછળનો બગીચાનો ભાગ આગળના ભાગ જેવો સુંદર ન હતો. જાણે તે મકાનમાં બનેલા ભયાનક બનાવની અસર આ સ્થળ ઉપર થઈ હોય અને તેણે પણ પોતાના માલિકનું ખૂન થવાથી શોકમય દેખાવ ધારણ કર્યો હોય તેવું લાગતું હતું.

## પ્રકરણ ૧૮ મું.

### થોડાક ખુલાસો.

બગીચાની દિવાલ પાસે પહોંચ્યા બાદ ટોબી એક પળભર અટકી ગયો. પુનઃ તે દિવાલની લગોલગ દોડવા લાગ્યો. એમ કરતાં અમે એક બાજુના ખૂણા પાસે આવી પહોંચ્યા. જે સ્થળે બે દિવાલો એકઠી થતી હતી ત્યાં આગળ કેટલીક ઇંટો ખસી જઇને નીચે પડી હતી. એ ઈંટોના ઢગલાપર થઇને સહેલાઇથી દિવાલપર

ચડી શકાય તેવું હતું. હોમ્સે, દિવાલપર ચડ્યા બાદ મેં કૂતરાને ઉંચો કર્યો એટલે મારા હાથમાંથી લઈ લીધો અને તેને બીજી બાજુએ નાખ્યો.

પછી હું પણ દિવાલ ઉપર ચડયો એટલે શેરલોક હોમ્સ બોલ્યોઃ "અહીં પણ લાકડાના પગવાળા માણસના હાથનું નિશાન જણાય છે. જૂઓ આ સ્થળે લોહીનો ડાઘ જણાય છે. સારૂં થયું કે ગઈ કાલનો સખ્ત વર્સાદ પડયો નથી. નહિ તો કદાચ પાણીના જોરથી આ ડાઘ ધોવાઈ ગયો હોત અને આપણી દૃષ્ટિએ પડયો ન હોત. જો કે તેમને અહીંથી પસાર થઈ ગયાને અડાવીશ કલાક થઈ ગયા છે. તો પણ રસ્તા ઉપરથી ક્રીઓસોટની તીવ્ર ગંધ ઉડી ગઈ નહિ જ હોય."

અમે બીજી બાજુએ ઉતરી પડ્યા. ટોબીનું દોરડું શેરલોક હોમ્સના હાથમાં જ હતું. એટલે તે નીચે શાંતપણે ઊભો હતો. હું કબૂલ કરૂં છું કે ક્રીઓસોટની ગંધ બાબત મારા મનમાં એક શંકા હતી. મને લાગતું હતું કે ખૂનીને પસાર થઈ ગયાને ઘણો વખત થઈ ગયો છે. એટલે લંડન જેવું શહેર કે જેના રસ્તા ઉપર થઇને લાખો માણસો, હજારો ગાડીઓ અને સેંકડો ઓમનીબસો પસાર થતી હોય ત્યાં ક્રીઓસોટની ગંધ રસ્તા ઉપર રહ્યા કરે એ સંભવિત નથી. પરંતુ મારી એ શંકાનું તુરત જ નિર્મૂલન થઈ ગયું. ટોબી આગળ ને આગળ જરી પણ અચકાયા સિવાય જમીન સુંઘતો સુંઘતો દોડયા કરતો હતો. ખરેખર, અનેક પ્રકારની વાસમાંથી તે ક્રીઓસોટની વાસને પારખી શકતો હતો. કેમકે એક પળભર પણ તેના ચ્હેરા ઉપર શંકાનું ચિહ્ન જણાતું ન હતું.

હોમ્સ બોલ્યોઃ "આ બે જણામાંના એકનો પગ અચાનક ભૂલથી ક્રીઓસોટમાં પડી ગયો, એથી જ હું આ કેસમાં ગુન્હેગારોને

શોધી કાઢવામાં શક્તિમાન્ થઈ શકીશ, એવું બિલકુલ ધારશો નહિ. કદાચ ક્રીઓસોટમાં એનો પગ ન પડ્યો હોત તો પણ બીજી અનેક રીતે તેમનો પત્તો મેળવવામાં હું ફતેહમંદ થયો જ હોત. જો કે એટલું ખરૂં કે આ રીતે પત્તો જલ્દીથી લાગી શકશે, અને જ્યારે ભાગ્યદેવીએ જ આ માર્ગ આપણને દર્શાવ્યો છે ત્યારે આપણે તેનો લાભ શા માટે ન લેવો? માત્ર એટલું છે કે જો ક્રીઓસોટની ગંધનો પ્રસંગ ઉપસ્થિત થયો ન હોત તો આ કેસમાં મારી બુદ્ધિમત્તાનો ઉપયોગ કરવાની મને ઉત્તમ તક મળત અને તેથી મને પૂરતો માનસિક ખોરાક મળત. બાકી હવે તો આ ગુન્હેગારોનો પત્તો આપણને ચાલાક ડિટેકિટવ ટોબીએ જ આપેલો ગણાશે."

"મને તો એવું લાગતું નથી." હું બોલ્યો: "હું કબુલ કરૂં છું કે ટોબી તમને મદદગાર થઈ પડશે. પરંતુ આ કેસમાં તમારી મહેનત પણ કાંઈ ઓછી નથી. હોમ્સ! હું ખરૂં કહું છું કે જેફરસન હોપના કેસ કરતાં પણ આ કેસમાં તમે વિશેષ કુશળતા દાખવી છે. મને તો હજી સુધી આમાં કશી પણ સમજણ પડતી નથી. દાખલા તરીકે તમે ડિટેકિટવ જોન્સ પાસે લાકડાના પગવાળા માણસનું જે વર્ણન કર્યું તે સાંભળીને હું તો અજાયબ જ થઈ ગયો હતો. જાણે તમે તેને નજરે જોયો હોય એવી રીતે તેનું વર્ણન કરતા હતા!"

"અંહ! ડોકટર! એ તો બહુ જ સહેલું હતું. હું કાંઈ મારી હુશિયારીનો ખોટો ડોળ કરવા નથી માગતો. પણ જોનાથન સ્મોલના ચ્હેરામ્હોરાને અને ગુણદોષને જાણી લેવામાં મને વિશેષ શ્રમ પડ્યો ન હતો. જૂઓ, આન્દામાન બેટના કેદીઓ ઉપર દેખરેખ રાખનારા લશ્કરના બે અમલદારો–કેપ્ટન મોર્સ્ટન અને મેજર શૉલ્ટોને એક છૂપા ખજાનાની માહિતી મળે છે. તેમને માટે જોનાથન સ્મોલ

નામનો એક અંગ્રેજ એ ખજાનો જે સ્થળે દાટવામાં આવ્યો છે તેનો નકશો ચિતરી આપે છે. તમને યાદ તો હશે જ કે મીસ મોર્સ્ટને જે નકશો આપણને બતાવ્યો હતો તેમાં જોનાથન સ્મોલની સહી હતી. વળી તેણે પોતાના બીજા સાથીઓની વતી પણ સહી કરેલી હતી. કુલે એ ચાર જણા હતા અને એથી જ જ્યાં હોય ત્યાં ‘ ચાર જણાની સહી ’ એવું લખેલો કાગળનો કકડો આપણા જોવામાં આવે છે. વારૂ, એ નકશાની મદદથી આ બન્ને લશ્કરી અમલદારો કિંવા એ બેમાંનો એક ખજાનો શોધી કાઢે છે અને પોતાની સાથે ઈંગ્લાંડ લાવે છે. આપણે એવી કલ્પના કરી લઇશું કે એ ખજાનો મેળવવામાં જે શરતો તેમણે એટલે બે અમલદારોએ જોનાથન સ્મોલ સાથે કરી હોય તે પૂરી કરવામાં આવતી નથી. હવે, તમે વિચાર કરો. જોનાથન સ્મોલ પોતે ખજાનો હાથ કરવા નહિ જતાં તે સારૂ બીજાની મદદ શા માટે લે ? એનો જવાબ સહેલાઇથી આપી શકાશે નહિ. વળી નકશા ઉપર જે તારીખ છે તે સમયે મોરર્ટન આન્દામાનમાં હતો. એ ઉપરથી અનુમાન થઈ શકે છે કે જોનાથન સ્મોલ જાતે ખજાનો લેવા જઇ ન શકયો તેનું કારણ એટલું જ કે તે તથા તેના ત્રણ સાથીઓ આન્દામાનમાં કેદી હોવા જોઇએ. તેમાંથી તેઓ છૂટા થયા સિવાય આગ્રા જઇ શકે નહિ અને આગ્રામાં જાય નહિ ત્યાં સુધી ખજાનો મળે નહિ. ”

“ પરંતુ આ તો એક જાતનો માનસિક સટ્ટો જ કહેવાય ! ” મેં કહ્યું.

“ ના, માનસિક સટ્ટો નહિ. આસપાસના સંયોગો તરફ દૃષ્ટિ કરતાં મારૂં કથન તે સંયોગોને અનુકુળ છે. તે કેવી રીતે અનુકુળ છે એ હું તમને બતાવું. મેજર શોલ્ટો એકલો ખજાનાનો માલિક બની

બેસે છે. પણ, કેટલાંક વર્ષો સુધી તો તે સુખચેનમાં રહે છે. પરંતુ એવામાં એકાએક તેનાપર હિંદુસ્તાનથી એક પત્ર આવે છે. એ પત્ર વાંચતાં તે ભયભીત બની જાય છે. ત્યારે એ પત્રમાં શું લખેલું હોવું જોઇએ ?"

"એ પત્રમાં એવું જણાવવામાં આવ્યું હોય કે જે માણસોને તેણે દગો કર્યો હતો તે લોકો કેદમાંથી મુક્ત થયા છે." મેં અનુમાન કર્યું.

"અથવા એવું પણ લખેલું હોય કે ન્હાસી ગયા છે. એ જ બરોબર છે, કેમકે એ લોકોને થયેલી સજાની મુદત તો મેજર શોલ્ટોના જાણવામાં હોય જ, એટલે જો તેમની મુદત પૂરી થયા બાદ તેઓ છૂટા થયા હોય તો એ જાણીને શોલ્ટોને આશ્ચર્ય ન થાય. પછી શોલ્ટો શું કરે છે ? એના મનમાં લાકડાના પગવાળા માણસની સદૈવ ભીતિ રહ્યા કરે છે, એટલે તેનાથી સાવચેત રહેવાને દરેક ઉપાય તે કરે છે. વળી લાકડાના પગવાળો માણસ કોઇ હિંદીવાન નહિ પણ ગોરો જ છે; કેમકે જો તે ગોરો ન હોત તો મેજર શોલ્ટો એક લાકડાના પગવાળા અંગ્રેજ વેપારીને પોતાનો દુશ્મન સમજીને તેના ઉપર ગોળી છોડત નહિ. એ ઉપરથી સિદ્ધ થાય છે કે લાકડાના પગવાળો માણસ ગોરો જ હોવો જોઇએ. હવે નકશામાં માત્ર એક જ ગોરા માણસનું નામ છે. બાકીના બીજા હિંદુ કે મુસલમાન છે. બીજા કોઈ ગોરાનું નામ તેમાં જોવામાં આવતું નથી. એપરથી આપણે લેશ પણ શંકા વિના કહી શકીએ કે લાકડાના પગવાળો માણસ જોનાથન સ્મોલ સિવાય બીજો કોઈ પણ હોવો જોઇએ નહિ. મારા અનુમાનમાં તમને કોઈ સ્થળે ભૂલ જેવું જણાય છે ખરૂં ?"

"ના, તમે કહો છો તે તદ્દન સ્પષ્ટ અને બંધબેસતું જ લાગે છે."

" વારૂ, હવે જો આપણે જોનાથન સ્મોલની જગ્યાએ હોઇએ તો શું કરીએ તેનો આપણે તેના જ દષ્ટિબિંદુથી વિચાર કરીશું. તેનો ઇંગ્લાંડ આવવામાં એવો હેતુ હોવો જોઇએ કે જે માણસે પોતાને દગો દીધો છે, તેના ઉપર પોતાનું વેર વાળી શકાય અને તે સાથે જે ખજાનાના અમુક ભાગને માટે તે પોતાને હક્કદાર સમજતો હતો તે પણ પ્રાપ્ત કરી શકાય. અહીં આવીને મેજર શોલ્ટો કયે સ્થળે રહે છે એ તેણે શોધી કાઢેલું હોવું જોઇએ, એટલું જ નહિ પરંતુ મેજર શોલ્ટોના નોકરોમાંના એકને પણ ઘણું કરીને ફોડેલો હોવો જોઇએ. શોલ્ટોનો બટલર હિંદીવાન છે. તેનું નામ લાલરાવ છે. તેની મુલાકાત લેવાની તક મને મળી શકી નથી. પરંતુ મીસીસ બર્નસ્ટોનનો તેના ચારિત્ર્ય માટે હલકો અભિપ્રાય છે. કદાચ સ્મોલે તેને ફોડેલો હોય એ બનવાજોગ છે. તોપણ ખજાનો કયે સ્થળે સંતાડેલો છે એ સ્મોલના જાણવામાં આવી શકયું નહિ. કેમકે એ છૂપું સ્થળ તો માત્ર મેજર શોલ્ટો તથા તેનો એક વફાદાર નોકર જે મરણ પામ્યો છે એ બે સિવાય બીજું કોઇ પણ જાણતું ન હતું. એવામાં સ્મોલના જાણવામાં આવે છે કે મેજર મરણ પથારીપર છે. એથી તે એકદમ અહીં દોડી આવે છે, કેમકે તેના મનમાં એવું થાય છે કે કદાચ ખજાનાનું છૂપું સ્થળ પણ મેજરના મૃત્યુની સાથે ગૂમ થઈ જશે. તે ચોરી-છૂપીથી બગીચામાં આવે છે અને મેજર શોલ્ટોના ઓરડાની બારી પાસે આવીને ઊભો રહે છે. પરંતુ તેના બે દીકરાઓને બિછાના પાસે ઊભેલા જોઇને તે અંદર દાખલ થવાનો વિચાર માંડી વાળી પાછો ચાલ્યો જાય છે. જો કે મેજર શોલ્ટો પ્રત્યેના તેના મનમાં ઉદ્દભવેલા અત્યંત તિરસ્કારને લીધે ઘેલો બનેલો તે એજ રાત્રીએ પુનઃ તેના ઓરડામાં દાખલ થાય છે. વખતે ખજાનાના છૂપા સ્થળની

નોંધ મેજર શોલ્ટોએ કોઇ પત્રમાં કરી રાખી હોય એવા હેતુથી તેના ખાનગી ખતપત્રો તપાસે છે અને છેવટે એક કાગળના ટુકડા ઉપર 'ચાર જણાની સહી' એટલા ભેદી શબ્દો લખીને ચાલ્યો જાય છે. તેણે નિઃશંકપણે એવો વિચાર કરી રાખેલો હોવો જ જોઇએ કે 'જો કદાચ મારે મેજર શોલ્ટોનું ખૂન કરવું પડે તો ખૂન કરીને તેના પ્રેત પાસે 'ચાર જણાની સહી' એટલા શબ્દો લખીને મૂકતા જવું. કેમકે એથી બીજાઓની ખાત્રી થાય કે આ કાંઇ મેં ખૂન કર્યું નથી પરંતુ મને તથા મારા ત્રણ સાથીઓને મેજર શોલ્ટોએ દગો દીધો છે તેની સજા છે!' અર્થાત્ જોનાથન સ્મોલ મેજર શોલ્ટોનું ખૂન કરવાના કાર્યને બિલકુલ અન્યાય સમજતો નહિ જ હોય. માત્ર તેના એકના જ સંબંધમાં નહિ પણ બીજા ઘણા ખૂનોના કેસના સંબંધમાં મેં જોયું છે કે ખૂની પોતાના કૃત્યને તદ્દન ન્યાયપુરઃસરનું અને વાજબી જ માને છે; અને પોતાની ન્યાયપ્રિયતાને સિદ્ધ કરવાને પોતાની પાછળ એકાદી એવી નિશાની મૂકતો જાય છે કે જેને પરિણામે તે છેવટે ફસાઇ જાય છે. અહીં સુધી તો સમજાય છે ને?"

"બરોબર સમજાય છે." મેં કહ્યું. શેરલોક હોમ્સ જે સ્પષ્ટિકરણ કરતો હતો તેમાં મને અત્યંત રસ પડતો હતો અને આ કેસના સંબંધમાં જાણે નવીન પ્રકાશ મારા મગજમાં પડતો હોય એમ મને લાગતું હતું. પહેલાં જે ભેદ મને અતિગુહ્ય લાગતો હતો તે હવે ઉત્તરોત્તર એટલો જ સરલ થતો જતો હતો.



## પ્રકરણ ૧૯ મું.

### ટોબીએ કરેલી ભૂલ.

શેરલૉક હોમ્સે આગળ ચલાવ્યું: "મેજર શોલ્ટો મરણ પામ્યો, ખજાનાનો પત્તો ન લાગ્યો! હવે જોનાથન સ્મોલે શું કરવું? તે સ્વાભાવિક રીતે જ કલ્પના કરે કે મેજર શોલ્ટોના દીકરાઓ ખજાનાની શોધ ચલાવ્યા સિવાય રહેવાના નથી. માટે તેમની હીલચાલ ઉપર છૂપી રીતે દેખરેખ રાખ્યા કરવી. મકાનમાં એક માણસ ફુટેલો હતો જ. તેની તરફથી તેને ખબર મળ્યા કરતા હોવા જોઇએ. કદાચ તે આખો વખત ઈંગ્લાંડમાં નહિ રહેતાં ઈંગ્લાંડની બહાર ઉપડી જતો હશે અને અવારનવાર અહીં આવીને ખબર કાઢી જતો હશે. કેમકે ઈંગ્લાંડમાં રહેવાથી પોતે વખતે પકડાઈ જશે એવી પણ તેના મનમાં ભીતિ રહ્યા કરતી હોય. હવે કાતરીયામાં ખજાનો છૂપાવેલો હોવાનું બાર્થોલોમ્યુના જાણવામાં આવ્યું કે તે જ દિવસે એ વાત જોનાથન સ્મોલના પણ જાણવામાં આવી. જો મકાનની અંદરનો કોઇ માણસ ફુટેલો ન હોય તો એટલી ત્વરાથી એ જોનાથનના જાણવામાં આવી શકત નહિ, અસ્તુ. પોતાનો એક પગ લાકડાનો હોવાથી જોનાથન ત્રીજા માળ ઉપર આવેલા બાર્થોલોમ્યુના ઓરડા સુધી બહારથી ચડી શકે તેમ ન હતું અને બીજી રીતે મકાનની અંદર દાખલ થઈ દાદર ઉપર થઇને ત્યાં જઈ શકાય તેમ ન હતું. એટલે તે પોતાની સાથે એક વિચિત્ર જોડીદારને લાવે છે. તેની

મદદથી તે ઓરડામાં દાખલ થવાની મુશ્કેલીને તો ઓળંગી જાય છે. પરંતુ તેના જોડીદારનો ઉઘાડો પગ ક્રિઓસોટમાં પડી જાય છે, એટલે ગુન્હેગારને શોધી કાઢવાને આપણા ચાલાક ડિટેક્ટિવ ટોબી સાહેબ આવી પહોંચે છે, અને એક પગે સ્હેજ ઘાયલ થયેલા અર્ધા પગારે 'સીક-લીવ' ઉપર રહેલા લશ્કરી ડોકટરને કવિ હોમરકૃત 'ઇલીયડ' ના નાયક 'એકીલીસ' જેવા મશહૂર ડિટેક્ટિવ શેરલોક હોમ્સની સાથે ૭ માઇલ સુધી લંગડાતા પગે ચાલવું પડે છે!"

"પરંતુ બાર્થોલોમ્યુ શોલ્ટોનું ખૂન કરનાર જોનાથન સ્મોલ નહિ પણ તેનો જોડીદાર જ હોવો જોઇએ."

"હા, માત્ર એટલું જ નહિ પરંતુ એથી જોનાથન સ્મોલ કદાચ નારાજ થયેલો હોવો જોઇએ. કેમકે તે પેલી બારીવાટે ઓરડામાં દાખલ થયો ત્યારબાદ ઓરડામાં તે સ્હેજ ગુસ્સાની લાગણી સાથે ચાલેલો હોવો જોઇએ એવું તેના પગલાના નિશાનપરથી હું જાણી શક્યો હતો. એને બાર્થોલોમ્યુ શોલ્ટો સાથે કશું પણ વેર ન હતું. એટલે એણે તો કદાચ બાર્થોલોમ્યુના હાથપગ બાંધીને તે બૂમ ન પાડી શકે માટે તેના મ્હોંએ ડુચો દેવાનું જ પસંદ કર્યું હોત. મેજર શોલ્ટો હોત તો જુદી વાત હતી. પરંતુ આ વખતે જોનાથનનો ખૂન કરવાનો ઇરાદો ન હતો એટલું તો હું કહી શકું છું. જો કે હવે એનો ઉપાય ન હતો. તેના જોડીદારનો ક્રૂર સ્વભાવ ઉશ્કેરાઇ આવેલો, તેણે પેલો કાંટો બાર્થોલોમ્યુ ઉપર ફેંકેલો અને કાંટાની અણીપર લગાવેલા વિષે તેનું કાર્ય એક પળ માત્રમાં કરી નાખેલું એટલે જોનાથન સ્મોલે બીજો-ત્રીજો વિચાર નહિ કરતાં 'ચાર જણાની સહી' વાળો કાગળ ટેબલ ઉપર મૂક્યો, પછી ખજાનાની પેટીને દોરડા વડે બાંધીને નીચે ઉતારી અને તેની પાછળ પોતે નીચે ઉતરી

પડયો. મારી તપાસ ઉપરથી એટલું જાણી લેવામાં મને કશી પણ મુશ્કેલી પડે તેવું હતું. હવે તેના ચ્હેરામ્હોરાના વર્ણનના સંબંધમાં ખુલાસો કરવાનો રહ્યો. તે આધેડ ઉમરનો તથા કદમાં નીચો છે એ તો મેં તેનાં બે પગલાં વચ્ચેના અંતર ઉપરથી શોધી કાઢયું હતું. વળી તે ઘણાં વર્ષો સુધી આન્દામનમાં રહ્યો હોય તો ત્યાંના સખ્ત તાપને લીધે તેનો ચ્હેરો સ્હેજ કાળો પડી જાય એ બનવા જોગ છે. તેને દાઢી ઉગેલી છે એ તો આપણા જાણવામાં હતું જ. થેડસ શોલ્ટોએ પોતાના પિતાના મૃત્યુ સમયે તેને બારી પાસે ઊભેલો જોયો હતો. એ વખતે તેના મુખ ઉપર વાળ જોવામાં આવ્યા હતા. તેના અક્ષરોપરથી તેણે ઓછી કેળવણી મેળવેલી હોવી જોઇએ એ જાણવાનું કામ મુશ્કેલ નથી. હું નથી ધારતો કે હવે કાંઈ વિશેષ ખુલાસો કરવાનો રહ્યો હોય."

"પણ જોનાથન સ્મોલના જોડીદારના સંબંધમાં તો કાંઈ જણાવ્યું જ નહિ! એ કોણ હતો?" મેં પ્રશ્ન કર્યો.

"ખરૂં ખરૂં, એમાં કાંઇ એટલો બધો મહત્ત્વનો ભેદ નથી, પરંતુ હમણા નહિ. થોડા વખતમાં એ પણ તમારા જાણવામાં આવશે. પ્રભાતનો મંદ મંદ પવન કેવો મધુર લાગે છે? પેલું ન્હાનું વાદળું જોયું? જાણે મોટા રાજહંસની પાંખમાંથી એક પીંછું નિકળીને આકાશમાં એકલું ઉડતું હોય, એવું દશ્ય આપે છે! સૂર્યદેવનાં રક્ત-કિરણો પણ લંડનના ગાઢ ધૂમસના ઉપર પથરાવા લાગ્યાં છે. ઘણા મનુષ્યો તેના નિર્મળ પ્રકાશમાં ફરવાને નિકળી પડયા હશે; પરંતુ હું નથી ધારતો કે તેમાંનો એક પણ માણસ આપણા જેવા વિચિત્ર કાર્ય ઉપર યોજાયેલો હોય. અહા આપણે—મનુષ્યો—આપણા મનમાં મોટી મોટી અભિલાષાઓ રાખીએ છીએ, આપણી મહત્ત્વાકાંક્ષાઓને

પૂર્ણ કરવાને ભીષણ પ્રયત્નો કરીએ છીએ પરંતુ મહાન્ નિઃસર્ગ દેવતાની અનુપમેય સત્તાની સાથે સરખાવતાં આપણે કેટલા બધા ક્ષુદ્ર લાગીએ છીએ! તમે જીનપોલ[1]ની કૃતિનો અભ્યાસ કર્યો છે?"

"હા, થોડો ઘણો કર્યો છે. મેં તેણે તેની માતૃભાષામાં લખેલાં પુસ્તકો વાંચ્યાં નથી. પરંતુ તેનાં પુસ્તકોનો કાર્લાઇલે[2] કરેલો અનુવાદ મારા વાંચવામાં આવેલ છે."

"બરોબર છે. પણ એ તો નાળામાં થઇને તેના જન્મદાતા સરોવરમાં જવા જેવું ગણાય. તેણે એક સ્થળે જરીક વિચિત્ર લાગે

---

૧ જીન પોલ રીશટર જર્મનીનો એક લેખક થઈ ગયો. તે ઇ. સ. ૧૭૫૩ માં જન્મ્યો હતો. 'સેતાનના પત્રોનો સાર' એ નામનું પુસ્તક તેણે ઇ. સ. ૧૭૮૯ માં લખ્યું હતું. તેનો વિશેષ વખણાયેલો ગ્રંથ 'લાઈફ ઓફ કવીન્ટસ ફિકસલેઈન' ઈ. સ. ૧૭૯૬ માં પ્રકટ થયો હતો. તે ઈ. સ. ૧૮૨૫ માં મરણ પામ્યો હતો.

૨. થોમસ કાર્લાઈલનો જન્મ ઇંગ્લાંડના ડમ્ફ્રીશાયરના ઇકલેફેકન નામના ગામડામાં ઈ. સ ૧૭૯૫ માં અને મૃત્યુ કેલસી ખાતે ઈ. સ. ૧૮૮૧ માં થયું હતું. ઓગણીશમી સદીમાં થઈ ગયેલા અંગ્રેજી સાહિત્યના મહાન્ લેખકોમાં તેની ગણના થાય છે, તેણે કેટલોક સમય એડિનબરોમાં ગાળ્યો હતો. ઈ. સ. ૧૮૩૪ માં તે લંડન ખાતે આવીને ત્યાં રહ્યો હતો, ત્યાં એ જમાનાના અંગ્રેજ સાક્ષરોમાં તેણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. તેણે પુષ્કળ શોધખોળ કરીને ઇંગ્લાંડમાં થોડીક મુદત સુધી પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના કરનાર ઓલિવર ક્રમવેલના પત્રો અને ભાષણો એકઠાં કરીને પુસ્તકાકારે જનસમાજ સન્મુખ રજુ કર્યાં છે. તેમજ પ્રુશીયા (જર્મની) ના ફ્રેડરીક રાજાનો ઇતિહાસ લખેલો છે, તેનું સ્વતંત્ર પુસ્તક 'સાર્ટર રીસાર્ટસ' વિદ્વદ્વર્ગમાં સારી પ્રસિદ્ધિને પામેલું છે,

તેવી પરંતુ આપણા મન ઉપર એકદમ અસર કરી દે તેવી ટીકા કરી છે. તેણે લખ્યું છે કે જે મનુષ્ય પોતાની ક્ષુદ્રતાનો વિચાર કરે છે તે જ ખરો મહાપુરુષ છે. તેનું કથન સત્ય જ છે. એ કથન બીજાની સાથે આપણી સરખામણી કરવાનું અને બીજાંનાં ઉત્તમ કાર્યોની પ્રશંસા કરવાનું આપણને સૂચવે છે; અને એ પ્રમાણે કરવાથી જ આપણે મહદ્ પદને પામી શકીએ. અહા ! તેનાં પુસ્તકોમાં ઘણું જાણવાનું અને વિચારવાનું મળી આવે તેમ છે. તમે તમારી સાથે તમારો તમંચો લીધો છે કે નહિ ?"

"ના ના, મારી પાસે હથિયારમાં માત્ર આ એક લાકડી છે."

"જો એ લોકોની રૂબરૂ આપણે થઈ જઈએ તો આપણી બન્નેની પાસે તમંચા હોવાની જરૂર છે. પરંતુ કાંઈ ચિંતા નહિ. જોનાથન સ્મોલ હું તમને સોંપી દઈશ, અને તેનો જોડીદાર જો આડો થશે તો એને તો હું કશો પણ વિચાર કર્યા સિવાય મારા તમંચા વડે ઠાર કરીશ."

એમ બોલતાં તેણે પોતાના ગજવામાંથી તમંચો કાઢયો અને તેમાં બે ગોળી ભરીને પુનઃ તે પોતાના ગજવામાં મૂકી દીધો.

આ પ્રમાણે અમારા બે વચ્ચે વાર્તાલાપ ચાલતો હતો દરમિયાન અમારો ભોમીયો ટોબી અમને લંડન તરફ જતા રસ્તાપર લઈ જતો હતો. રસ્તાની બન્ને બાજુએ થોડે થોડે અંતરે ન્હાના મોટા બંગલા આવી રહેલા હતા. હવે અમે શહેરની નજીકના પરામાં આવી પહોંચ્યા હતા. મીલમજુરો અને બંદર ઉપર કામ કરનારાઓ પોતપોતાને ધંધે ચડી જવાને પોતાનાં મકાનોમાંથી બહાર પડતા હતા. તેમની સ્ત્રીઓ ઘરના ઓટલા સાફસુફ કરતી દેખાતી હતી. દારૂનાં પીઠાં થોડો સમય થયાં જ ખૂલ્લાં થયાં હતાં અને ગંદા દેખાવના

માણસો અંદરથી મદ્યપાન કરીને કોટની બાંહ્યવડે મ્હોં લુછતા બહાર નિકળતા નજરે પડતા હતા. શેરીઓમાં રખડતા કૂતરા અમારી સામે જોઈને ભસતા હતા, પરંતુ ટોબીને જાણે તેમની પરવા જ ન હોય તે પ્રમાણે તે પોતાની ડાબી કે જમણી બાજુ તરફ દૃષ્ટિ કર્યા સિવાય જમીન સુંઘતો સુંઘતો આગળ ને આગળ વધતો હતો. ક્વચિત્ ક્વચિત્ તે જોરથી ભસતો પણ ખરો. એપરથી સમજી શકાતું હતું કે તે જેની શોધમાં છે તેનું પગેરૂં હજી લુપ્ત થઈ ગયું નથી.

એમ કરતાં અમે સ્ટ્રીધામ, બ્રિકસ્ટન અને કેમ્બરવેલ રસ્તાઓ પસાર કરીને ઓવલની પૂર્વ બાજુની ગલીઓમાં થઇને કેનિંગટન લેઈનમાં આવી પહોંચ્યા. અમે જે લોકોની પાછળ પડયા હતા, તેમણે પોતાના તરફ કોઈનું ધ્યાન ન ખેંચાય એટલા માટે વાંકાચુકા રસ્તે ગલીઓમાં થઇને પસાર થવાનું વાજબી ધાર્યું હોય એમ લાગતું હતું. જો એકાદા રાજમાર્ગની પડખેની ગલીમાં થઇને પસાર થઈ શકાતું હોય તો તેઓ રાજમાર્ગ ઉપર ચાલતા ન હતા. કે કેનિંગટન લેઇનના છેડે તેઓ ડાબી બાજુએ બોન્ડસ્ટ્રીટ અને ત્યાંથી માઇલ્સ સ્ટ્રીટ તરફ વળ્યા હતા. માઇલ્સ સ્ટ્રીટ જે સ્થળે નાઈટસ પ્લેસ તરફ વળે છે ત્યાં અગાડી ટોબી આગળ વધતો અટકી ગયો અને એક કાન ઉંચો રાખીને આમતેમ દોડવા લાગ્યો. અહીંઆ તેના મનમાં કાંઈક શંકા ઉદ્‌ભવેલી હોવી જોઇએ એમ અમને લાગ્યું. પછી તે અમારી આસપાસ ગોળ કુંડાળામાં ફરવા લાગ્યો અને પોતાની શંકાનું નિમૂર્લન થવાને માટે અમારા તરફથી અપેક્ષા કરતો આતુરતાપૂર્વક અમારી સામે જોવા લાગ્યો.

“આ કૂતરાને શું થયું છે એ કાંઈ સમજાતું નથી.” શેરલોક હોમ્સ બોલ્યો: ‘ ખૂનીઓ અહીંથી ગાડીમાં બેસીને કે બલૂનમાં

ઊડીને તો નહિ જ ગયા હોય.

"કદાચ એ લોકો અહીં થોડોક સમય સુધી ઊભા પણ રહ્યા હોય." મેં સૂચવ્યું.

"ના ના, હવે બરોબર છે. ટોબીને પગેરૂ હાથ લાગ્યું જણાય છે. જૂઓ તે આગળ ચાલવા લાગ્યો." ચિંતાના બોજામાંથી મુક્ત થયો હોય એવા સ્વરે હોમ્સ બોલ્યો.

શેરલોક હોમ્સનું કથન ખરૂં હતું. આમતેમ જમીન સુંઘી જોયા બાદ ટોબી અમુક નિશ્ચયપર આવી ગયો અને અત્યારસુધીમાં નહિ દર્શાવેલા ઉત્સાહ અને દ્રઢતાપૂર્વક તે પુનઃ દોડવા લાગ્યો. ક્રીઓસોટની ગંધ વિશેષ તીવ્ર હોય એમ લાગતું હતું. કેમકે હવે તો તેને જમીન સુંધી નાકને લઈ જવું પડતું ન હતું. પરંતુ તે આગળ રેવાલની ચાલથી ચાલતો હતો અને વચ્ચે વચ્ચે દોડતો પણ હતો. હોમ્સની ચમકતી આંખોપરથી હું જોઈ શકતો હતો કે હવે અમે ખૂનીઓના સ્થળની નજીકમાં આવી પહોંચ્યા છીએ એમ તેને લાગતું હતું. હવે અમે નાઈન એલ્મ્સમાં થઇને વ્હાઈટ ઈગલની બાજુમાં આવેલી બ્રોડરિક અને નેલ્સનની મોટી લાતી પાસે આવી પહોંચ્યા. ટોબી તે લાતીના કમ્પાઉન્ડમાં દાખલ થયો. એ વખતે લાકડાં વ્હેરાનારાઓ પોતાના કામે લાગી ગયા હતા. ટોબી લાકડાના વ્હેરમાં તથા આસપાસ પડેલાં લાકડાંમાં આમતેમ દોડવા લાગ્યો અને છેવટે પોતે જાણે મોટો વિજય કર્યો હોય એવી રીતે ગર્વાનંદપૂર્વક ભસતો એક લારી ઉપર પડેલા મોટા પીપ ઉપર કૂદીને ચડી બેઠો. તે અમારી પાસેથી પ્રશંસાત્મક શબ્દોની આશા રાખતો હોય, એવા દેખાવે આંખો મટમટાવતો જીભ ચાટતો હતો. તે પીપની બાજુએ તથા લારીનાં પૈડાં કાળા

રંગના પ્રવાહીથી ચીકટાયેલાં દેખાતાં હતાં અને ક્રીઓસોટની તીવ્ર વાસ આવ્યા કરતી હતી.

પ્રથમ તો ટોબીના વર્ત્તનથી આશ્ચર્ય પામતા અમે બે જણા એક બીજાની સામે આંખો ફાડીને ઊભા રહ્યા. પરંતુ છેવટે અમે બન્ને જણા હસી પડયા—એટલા બધા હસ્યા કે કદાચ પેલા લાકડાં વહેરનારાઓએ અમને ગાંડાની ઇસ્પીતાલમાંથી ન્હાસી છૂટેલા દિવાના ધાર્યાં હોય તો એમાં આશ્ચર્ય પામવા સરખું ન હતું.

## પ્રકરણ ૨૦ મું.

### ભૂલ સુધારી.

"આજ તમારો લંડનના તમામ ડિટેક્ટિવોને હંફાવનારો ટોબી કે ?" મેં કટાક્ષ કર્યો.

"એમાં એનો બાપડાનો વાંક નથી. એને જે દિશા તરફ ક્રીઓસોટની ગંધ જતી માલૂમ પડી તે તરફ તે ગયો." એમ કહીને તેણે ટોબીને પીપ ઉપરથી નીચે ઉતાર્યો અને અમે લાતીની બહાર નિકળ્યા. પછી તે પુનઃ બોલ્યો:—

"આખાં દિવસમાં લંડનના રસ્તાઓપર થઇને કેટલું ક્રીઓસોટ પસાર થાય છે એનો જો તમે વિચાર કરશો તો તમને ટોબીએ કરેલી ભૂલ વિશેષ મહત્ત્વની લાગશે નહિ. વળી હમણાં લાકડાંની મોસમ હોવાથી સાધારણ વખત કરતાં તેનો વધારે ઉપયોગ થાય છે. પછી બાપડા ટોબીનો શો વાંક ?"

" ત્યારે હવે ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણવાનું રહ્યું." મેં કહ્યું.

" હાસ્તો, પરંતુ એટલાં નસીબ સારાં કે આપણે વધારે દૂર સુધી ચાલવું પડે તેમ નથી. નાઈટસ પ્લેસ આગળ ટોબી ગુંચવારામાં પડયો હતો એ તમે જોયું હતું. મને લાગે છે કે એ સ્થળે બે દિશા તરફ ક્રીઓસોટની ગંધ જતી હશે. એટલે એમાંથી કયો માર્ગ પકડવો એ તેને સૂજતું નહિ હોય. આપણે જે રસ્તે આવ્યા તે ખોટો હતો એમ સાબિત થયું. ત્યારે હવે બીજો રસ્તો રહ્યો તે માર્ગે થઇને ખૂનીઓ ગયેલા હોવા જોઇએ. માટે એ જ માર્ગ પકડવો. "

એ માર્ગ પકડવામાં અમને વિશેષ મુશ્કેલી પડી નહિ. જે સ્થળે ટોબીએ ભૂલ કરી તે સ્થળે અમે તેને લઈ ગયા, એટલે પ્રથમ તેણે ત્યાં ચોતરફ સુંઘવા માંડયું અને છેવટે તે બીજા રસ્તા તરફ પોતાની મેળે જ વળ્યો.

" પણ હવે ટોબી આપણને ક્રીઓસોટની વખાર તરફ લઈ ન જાય, તેની આપણે સંભાળ રાખવી જોઇશે. " મેં કહ્યું.

" મને પણ એ જ વિચાર આવ્યો હતો. પરંતુ એમ બનવાનો સંભવ ઓછો છે. જૂઓ ટોબી ફુટપાથ ઉપર ચાલે છે, જ્યારે ક્રીઓસોટનાં પીપનાં ગાડાં તો રસ્તાની મધ્યમાં ચાલતાં હોવાં જોઇએ. એટલે મને લાગે છે કે આ વખતે તો તે પોતાના શિકારની જ પાછળ છે. " હોમ્સે જણાવ્યું.

અમે બેલમોન્ટ પ્લેસ અને પ્રિન્સસ્ટ્રીટમાં થઇને નદી તરફ જવા લાગ્યા—જ્યારે અમે બ્રોડસ્ટ્રીને છેડે આવી પહોંચ્યા ત્યારે તે સિદ્ધો નદીના કિનારા તરફ દોડી ગયો. ત્યાં એક લાકડાનો બાંધેલો ન્હાનો ડક્કો હતો. ટોબી એ લાકડાના ડક્કાના ઠેઠ છેડા સુધી અમને લઈ ગયો અને ત્યાં જઈ પાણી તરફ જોઇને ભસવા લાગ્યો.

" કમનસીબ ! કમનસીબ ! " શેરલોક હોમ્સ નદી તરફ જોઈને બોલી ઉઠ્યો: " અહીંથી એ લોકો મછવામાં બેસીને પસાર થઈ ગયા હોય એમ જણાય છે. "

એ ડક્કા પાસે તથા નદીમાં આમ તેમ કેટલીક ન્હાની ન્હાની હોડીઓ અને મછવા પડેલા હતા. અમે ટોબીને એક પછી એક દરેક મછવા અને હોડી પાસે લઈ ગયા. તેણે દરેક મછવા અને હોડીને સુંઘી જોયાં; પરંતુ તેના ચ્હેરાપર કોઈ પણ પ્રકારનો વિકાર જણાયો નહિ. ટોબીએ પોતાની શક્તિનો બન્યું ત્યાં સુધી ઉપયોગ કર્યો, પણ જ્યાં એની શકિતનો ઉપયોગ થઈ શકે તેમ ન હતું ત્યાં એ શું કરે ? અસ્તુ.

લાકડાના ડક્કાની જોડાજોડ ઈંટનું એક ન્હાનું મકાન હતું. એ મકાનની બીજી બારી પાસે એક લાકડાનું કાળું પાટીયું લટકાવેલું હતું. એ પાટીયા ઉપર મોટા અક્ષરે નીચે પ્રમાણે લખેલું હતું:—

**" મોરડેકાઈ સ્મિથ,**

**" કલાક અથવા રોજના ભાડાથી બોટ વગેરે મળી શકશે."**

એ પાટીઆની પાસે બીજું પણ એક ન્હાનું પાટીયું હતું. તેમાં " સ્ટીમલોંચ ભાડે મળી શકશે. " એ પ્રમાણે લખેલું હતું. તે સાથે મકાનની બાજુમાં પડેલા કોલસાથી અમારી ખાત્રી થઈ કે આ માણસ સ્ટીમલોંચ પણ રાખતો હોવો જોઇએ. એ જોઇને શેરલોક હોમ્સના ચ્હેરાપર નિરાશા છવાઈ રહી.

" જ્યાં જઇએ ત્યાં સ્નાનના જ સમાચાર ! " તે બોલ્યો: " હું ધારતો હતો એ કરતાં ખૂનીઓ વધારે ચાલાક જણાય છે. તેમણે તેમના પગેરાને લુપ્તપ્રાય બનાવી દીધું છે. પણ બધા ગોઠવણ આ સ્થળે જ થયેલી જણાય છે. "

તે પેલા મકાનના બારણા તરફ જતો હતો એવામાં બારણું ઉઘડ્યું અને અંદરથી છ એક વર્ષની ઉમરનો ગુંચળા વળી ગયેલા વાળવાળો છોકરો ઉઘાડે માથે દોડતો બહાર આવ્યો અને તેની પાછળ કંતાશ પડતા ચ્હેરાવાળી એક જાડી સ્ત્રી હાથમાં વઢણીનો મોટો કકડો લઇને બહાર આવી.

"જેક! અંદર આવ અને ન્હાઇ લે." તેણે પેલા છોકરાને બૂમ પાડી: "પાછો આવ, પાછો આવ, હરામખોર! જો તારા બાપ પાછા આવશે ત્યારે તને આવો ગંદો જોશે તો મારી મારીને તારાં હાડકાં ભાંગી નાખશે!"

"કેવો સુંદર ને આલાક છોકરો છે?" હોમ્સ પેલા ગંદા છોકરાના સૌંદર્યની પ્રશંસા કરવા લાગ્યો: "ગાલ તો જાણે ગુલાબના ગોટા! જેક! અહીં આવ. તારે શું જોઇએ છે વારૂ?"

છોકરો થોડીક વાર તો પોતાને બૂમ મારનાર અજાણ્યા માણસ સામે તાકી જોઇને રહ્યો. પણ પછી હિમ્મતપૂર્વક બોલ્યો: "મને એક શીલીંગ આપો."

"બસ, એક જ શીલીંગ!"

"બે શીલીંગ આપો તો બહુ મજા પડે." છોકરાએ થોડી વાર વિચાર કરીને કહ્યું.

"અહીં આવ ત્યારે! લે આ! છોકરો બહુ મજાનો છે, મીસીસ સ્મિથ!"

"ઇશ્વર આપને જીવતા રાખો! સાહેબ! આલાક તો છે પણ મસ્તીખોર બહુ છે. તેમાંયે જ્યારે એના બાપ ઘેર ન હોય ત્યારે તો મને એટલી બધી પજવી મૂકે છે કે કહેવાની વાત જ નહિ!"

"શું મી. સ્મિથ બહાર ગયા છે?" હોમ્સ જાણે સ્મિથને

મળવા જ આવ્યો હોય અને તે ઘેર હાજર નહિ હોવાથી નિરાશ બની ગયો હોય એવા ભાવપૂર્વક બોલ્યો: " ત્યારે હવે હું શું કરીશ? મારે મી. સ્મિથને ખાસ મળવું હતું."

" એ તો ગઈ કાલ સ્હવારના બહાર ગયા છે, સાહેબ! અને ખરૂં કહું તો મને એમને માટે ચિંતા પણ થાય છે. પણ જો આપને બોટ જોઈતી હોય અને તે માટે આપ તેમને મળવા માગતા હો, તો એમની ગેરહાજરીમાં પણ હું આપને આપી શકીશ."

" મારે બોટ નહિ પણ એમની સ્ટીમલોંચ ભાડે કરવી 'તી! " શેરલોક હોમ્સે કહ્યું.

" સ્ટીમલોંચ! સ્ટીમલોંચ તો અહીં નથી. એ તેમાં બેસીને જ ગયા છે; અને એથી જ મને ચિંતા થયા કરે છે. કારણ કે એ સ્ટીમ-લોંચ વૂલવીચ જઇને પાછી આવે ત્યાંસુધી ચાલે એટલા જ કોલસા તેમાં ભરેલા હતા. જો એ મછવા કે બતેલામાં ગયા હોત તો તો મને કશી પણ ફીકર ન થાત. કારણ કે ઘણાએ વાર તે મછવો લઇને ગ્રેવસેન્ડ સુધી જાય છે અને ત્યાં જો વળી કામ આવી પડે તો બે-ચાર દહાડા રોકાય છે પણ ખરા. પણ આ તો સ્ટીમલોંચ અને વળી કોલસા નહિ! રસ્તામાં કોલસા વગર અટકી પડશે તો એમનું શું થશે?" મીસીસ સ્મિથે પોતાના મનમાં થતી ચિંતા પ્રદર્શિત કરી.

" કદાચ એમણે આગળ જતાં વચ્ચે કોઈ સ્થળેથી કોલસા ખરીદી લીધા હોય." હોમ્સે કોલસાની મુસ્કેલીનો ઉપાય સૂચવ્યો.

" હા, ત્યાં કોલસા વેચાતા મળે છે ખરા. પરંતુ એ ત્યાંથી ખરીદવાનું પસંદ કરતા નથી. કેમકે એ લોકો છૂટક કોલસાનો ભાવ વધારે લે છે. એટલે એ તો કોલસાની વખારેથી સામટા જ વેચાતા લઇ આવે છે. પણ ચિંતા થવાનું એક બીજું પણ કારણ છે. એમનો

સાથે એક લાકડાના પગવાળો અને કદરૂપા ચ્હેરાનો માણુસ છે, એ મને દેખેડોળે ગમતો નથી. બોલે છે ત્યારે જાણે નરો કોળી ! જ્યારે ને ત્યારે એ અહીં આવજા કર્યા કરતો હતો. કોણ જાણે શું યે કામ હશે ? ”

“ લાકડાનો પગવાળો માણુસ ? ” જાણે દુનિયામાં કોઈ માણુસને લાકડાનો પગ હોય જ નહિ અને આવા વિચિત્ર માણુસ સંબંધી પહેલી વાર જ પોતાના સાંભળવામાં આવ્યું હોય, એવી અજાયબી દર્શાવતો હોમ્સ બોલ્યો.

“ હા, સાહેબ ! એનો એક પગ ભાંગી જવાથી ત્યાં લાકડાનો પગ બેસારેલો છે. તેનો ચ્હેરો નરો વાંદરાના જેવો છે. એ ઘણીએ વાર એમની પાસે આવ્યો હશે. ગઈ કાલે પરોઢમાં આવીને એણે એમને જગાડ્યા હતા. વળી તે માણુસ આવવાનો છે એમ એ જાણુતા પણ હતા. કેમકે તેમણે આગલી રાતથી જ લોંચનું બોઇલર ગરમ કરી રાખ્યું હતું. એ માણુસ મને તો કોઈ બદમાશ જેવો લાગતો હતો. સાહેબ ! એ માણુસનો મને વિચાર આવે છે ને મારા મનમાં ધ્રાસકો પડે છે ! ”

“ પણ મીસીસ સ્મિથ ! ” બેદરકારીના ભાવપૂર્વક હોમ્સ બોલ્યોઃ “ તમે નકામાં ચિંતા કરો છો. પરોઢમાં લાકડાના પગવાળો જ માણુસ આવ્યો હતો તેની ખાત્રી શી ? કદાચ કોઇ બીજો પણ હોય, અને તમે તો ઘરની અંદર હશો. તમે એ માણુસને નજરે જોયો ’ તો ? ”

“ મેં એને નજરે નહોતો જોયો પરંતુ એનો અવાજ સાંભળ્યો હતો. એનો અવાજ હું સારી રીતે ઓળખું છું, એટલે એમાં ભૂલ પડે તેમ નથી. એના જેવા ઘોઘરા ઘાંટાના માણુસો થોડા જ

હોય છે. તમે એક વાર સાંભળો તો કદી પણ ભૂલો નહિ. જ્યારે તેણે બારણું ખખડાવ્યું ત્યારે લગભગ ત્રણનો આશરો થયો હશે. પછી તે બોલ્યો: ' મી. સ્મિથ ! ઉઠો ! વખત થઈ ગયો છે. " એ ઉઠયા અને એમણે મારા મોટા દીકરા જીમને જગાડયો; અને તુરત કપડાં પહેરીને ચાલ્યા ગયા. કયાં જાય છે અને કયારે પાછા આવશે એ મને કહ્યું પણ નહિ. ત્યારપછી એ માણસના લાકડાના પગનો પત્થર સાથે અફળાવાથી થયેલો ધબકારો પણ મારા સાંભળવામાં આવ્યો હતો. "

" એ લાકડાના પગવાળો માણસ એકલો જ હશે ? "

" એ તો, સાહેબ ! હું ચોક્કસપણે કહી શકું તેમ નથી. પરંતુ બીજા કોઇનો અવાજ મારા સાંભળવામાં આવ્યો ન હતો. " મીસીસ સ્મિથે જવાબ આપ્યો.

" મીસીસ સ્મિથ ! હું ઘણો જ દિલગીર છું. મારે સ્ટીમલોંચની ખાસ જરૂર હતી અને મેં સાંભળ્યું હતું કે સહુથી વધારે ઝડપથી ચાલનારી માત્ર તમારી એક—હા, હા, પણ હું તમારી સ્ટીમલોંચનું નામ ભૂલી ગયો ! "

" એરોરા, સાહેબ ! "

" બરોબર, બરોબર. એરોરાજ. એનો રંગ લીલો અને વચ્ચે પીળા પટ્ટા છે, અને એની બેઠકનો ભાગ પહોળો છે, ખરું ને ? "

" ના ના, ટેમ્સ નદીમાં ફરનારી સ્ટીમલોંચો કરતાં તે ન્હાની અને નાજુક છે, અને હમણાં જ તેને ફરીથી રંગાવી છે. એનો રંગ કાળો અને તેની વચ્ચે બે ઊભા લાલ પટ્ટા છે. "

' આભાર થયો. હું આશા રાખું છું કે તમને મી. સ્મિથના સમાચાર થોડા વખતમાં જ મળશે. હું પણ સામે પાર જ જવાનો

છું. એટલે જો એરોરા લોંચ મારા જોવામાં આવશે તો હું મી. સ્મિથને જણાવીશ કે તમને એમને માટે બહુ જ ફીકર થાય છે. એના ભૂંગળાનો રંગ તો તમે કાળા જણાવ્યો ને ?

"ના, સાહેબ ! તદ્દન કાળો નહિ. કાળા રંગની વચ્ચે ધોળા પટ્ટો છે."

"હા હા, બરોબર. કાળો રંગ તો સ્ટીમલોંચનો જણાવ્યો." શેરલોક હોમ્સ બોલ્યોઃ "સાહેબજી, મીસીસ સ્મિથ ! અમે હવે જઈશું." એમ કહીને તે તથા હું મોર ડેકાઈ સ્મિથના મકાન પાસેથી આગળ ચાલ્યા. મીસીસ સ્મિથ તેના દીકરા જેકને લઇને બારણું બંધ કરીને ઘરમાં ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### બેકરસ્ટ્રીટના ડિટેકિટવો.

---



શેરલોક હોમ્સ મારી સામે જોઇને બોલ્યોઃ "વોટસન ! પેલો ખલાસી હોડી પાસે ઊભેલો જણાય છે. ચાલો તે હોડીમાં બેસીને આપણે સામે પાર જઈએ."

અમે તે હોડી પાસે આવ્યા અને ખલાસીને અમારો ઈરાદો જણાવીને હોડીમાં ચડી બેઠા. હોડી ચાલુ થઈ એટલે હોમ્સ બોલ્યોઃ "ડોકટર ! મીસીસ સ્મિથ જેવા માણસો પાસેથી કાંઈ પણ

વાત કઢાવવી હોય તો એ જે વાત કરે તે આપણને અગત્યની છે એવું કદી પણ દર્શાવવું નહિ. જો એવો જરીક પણ ભાવ બતાવ્યો તો એ લોકો એકદમ મૂંગામંતર બની જવાના. બાકી તમને તેમની વાત સાંભળ્યા સિવાય અને એ વાતમાં રસ લીધા સિવાય તમારો છૂટકો નથી, એવા પ્રકારના ભાવ સાથે તમે સાંભળો અને તેમની વાતમાં ધ્યાન આપો તો ધીમે ધીમે તમારે જે કાંઈ જાણવાનું હોય તે તમે એ લોકો પાસેથી ખુશીથી મેળવી શકો."

"તમારૂં કહેવું વાજબી છે. પણ હવે આપણો માર્ગ કાંઈક અંશે મોકળો થયો હોય એમ મને લાગે છે." મેં મારા મનમાં મીસીસ **સ્મિથ**ની હકીકત સાંભળ્યા પછી જે વિચાર ઘોળાયા કરતો હતો તે પ્રકટ કર્યો.

"વારૂ, હવે તમે શું કરો ?"

"હું તો એક બીજી લોંચ ભાડે કરૂં અને નદીના મુખ તરફ એરોરાની પાછળ પાછળ જઉં."

"હું નથી ધારતો કે એ પ્રમાણે કરવાથી તમે તમારા યત્નમાં ફતેહમંદ નિવડી શકો. તેનાં બે કારણો છે. એક તો એ કે અહીંથી ગ્રીનાચ સુધીમાં નદીની બન્ને બાજુપરના ડક્કામાંથી કોઈ પણ ડક્કા પર એ લોકો સ્ટીમલોંચમાંથી ઉતરી પડયા હોય અને પસાર થઈ ગયા હોય. કદાચ ડક્કા ઉપર ન ઉતર્યા હોય તો એમ ને એમ ડક્કા વગર પણ લોંચમાંથી ઉતરીને જમીનપર જઈ શકાય એવી જગ્યા લાંબે સુધી છે. અર્થાત્ જો તમે એકલા એ લોકોની પાછળ પડો તો તેમને પકડવામાં ઘણા દિવસ વિતી જાય. તેમ છતાંયે ફતેહ મળવાની આશા તો ઓછી જ."

"ત્યારે પોલિસની મદદ લેવી."

" ના, એમ પણ નહિ. એથેલની જોન્સને તો છેક છેલ્લી ઘડીએ બોલાવવાનો મારો વિચાર છે, એ માણસ કાંઈ કાઢી નાખવા જેવો નથી, તેમજ એને આ લોકોને પકડવામાં યશ મળી શકતો હોય તો એમાં હું નારાજ પણ નથી. પણ જ્યારે આપણે અહીં સુધી પહોંચ્યા છીએ ત્યારે આ કેસનો અંત પણ મારે એકલાએ જ લાવવો એવો મારો વિચાર છે. "

" ત્યારે કોઈ ડક્કા ઉપરના રખેવાળના જોવામાં એરોરા આવી હોય તો તેણે અમને તેનો પત્તો આપવો, એવા મતલબની આપણે પેપરમાં જાહેર ખબર આપીશું ? " મેં પ્રશ્ન કર્યો.

" એ તો વળી સહુ કરતાં ખરાબ ! એવી જાહેર ખબર આપવાથી તો આપણે તેમની પુંઠ પકડી છે એવું એ લોકો જાણી ગયા સિવાય કદી પણ રહે નહિ. કેમકે એક અજાણ્યા માણસને એરોરાનો પત્તો મેળવવાની શી જરૂર હોય ? અર્થાત્ એ લોકોને આપણી હીલચાલની ગંધ પણ આવે તો આપણને એરોરાનો પત્તો મળે એ પહેલાં તો તેઓ ઇંગ્લાંડ છોડીને પસાર થઈ જાય. જો કે આમે તેઓ પસાર તો થઈ જવાના જ; પણ જ્યાં સુધી પોતાની પુંઠે કોઈ લાગેલું છે એવી તેમને શંકા ન હોય ત્યાં સુધી તેઓ ન્હાસી જવાની ઉતાવળ ન કરે. વળી તેમને શંકા નહિ આવવાનું એક કારણ છે. ડિટેક્ટિવ જોન્સ સાહેબે પોતાની ચપળતાનો ઉપયોગ કરીને બાર્થોલોમ્યુના ખૂનની તથા તેના ખૂનમાં તેના ભાઈ થેડસનો હાથ હોવાની શંકા પરથી તેને અને મીસીસ બર્નસ્ટોન વગેરેને પરહેજ કર્યાના સમાચાર ક્યારનાયે રોજીંદાં પત્રોમાં પ્રકટ થવાને માટે મોકલી આપ્યા હશે. એ સમાચાર જોનાથન સ્મોલના વાંચવામાં પણ આવ્યા હશે. એટલે એ તો મનમાં એમ જ ધારતો હશે કે પોલિસ ઉંધે માર્ગે દોરવાઈ ગઇ છે ! "

વાત વાતમાં અમે સામે કિનારે પહોંચી ગયા અને બીજએક પેનારેન્સ્યરી પાસે ઉતરી પડયા. પછી મેં પૂછ્યું? " પણ ત્યારે હવે આપણે શું કરીશું? "

" બીજું વળી શું? આ સામે ઊભી તે ગાડી ભાડે કરીને ઘેર પહોંચીશું અને પેટની પૂજા કરીને એકાદ બે કલાકની ઉંઘ ખેંચી કાઢીશું. કારણ કે આજે રાત્રે પણ પાછું આપણે બહાર નિકળવું પડશે. એટલે આજનો પણ ઉજાગરો થવાનો."

એક ભાડુતી ગાડી ઊભી હતી. તેની પાસે અમે ગયા. શેરલોક હોમ્સે ગાડીવાનને અમારા મકાનનું ઠેકાણું જણાવ્યું અને વચ્ચમાં નજીકમાં તાર ઓફિસ આવે ત્યાં ગાડી ઊભી રાખવાનું કહ્યું. અમે ગાડીમાં ચડી બેઠા અને ગાડી ચાલુ થઈ. હોમ્સ વિચારગ્રસ્ત બની ગયો. થોડી વારે તે બોલ્યો: " ટોબીને હમણાં તો આપણે આપણી પાસે જ રાખીશું. વખતે તે આપણને ઉપયોગી થઈ પડે. "

એટલામાં ગ્રેઇટપીટર સ્ટ્રીટમાં આવેલી પોસ્ટ ઓફિસ પાસે ગાડી ઊભી રહી એટલે હોમ્સ પોસ્ટ ઓફિસમાં જઇને તાર મૂકી આવ્યો.

પુનઃ ગાડી ચાલુ થયા બાદ તે બોલ્યો: " આ તાર મેં કોના ઉપર મૂકયો હશે, એની અટકળ તમે કરી શકો છો?"

" ના ના. "

" મારા બેકર સ્ટ્રીટના ડિટેક્ટિવોને તમે ભૂલી તો નહિ જ ગયા હો. જેફરસન હોપના કેસમાં મેં તેમને રોકયા હતા અને તેમની મદદ આપણને કીમતી થઇ પડી હતી. "

" વારૂ, તેનુ શું? " બેકર સ્ટ્રીટના ડિટેક્ટિવોનું નામ સાંભળીને મને આવેલું હાસ્ય હું ખાળી શકયો નહિ.

" આ કેસમાં પણુ એ લોકોની મદદ ઘણી કીમતી થઇ પડે તેમ છે. જો એ લોકો નિષ્ફળ જશે તો મારી પાસે બીજા ઉપાય પણ છે. પરંતુ પ્રથમ તેમનો ઉપયોગ કરી જોવાનો મારો ઈરાદો છે. આ તાર મેં મારી ડિટેક્ટિવ ટુકડીના લેફ્ટેનન્ટ વિગીન્સ ઉપર કર્યો છે અને હું ધારૂં છું કે આપણે ઘેર જઇને નાસ્તો કરી રહીશું એટલામાં તો તે પોતાની ટુકડી સાથે હાજર થઈ જશે. "

અત્યારે લગભગ સ્હાડાઆઠ વાગ્યાનો સમય થયો હતો. રાત્રીના ઉજાગરા અને રખડપટ્ટીની અસર મારા મન અને તન ઉપર થવા લાગી હતી. હું તદ્દન કંટાળી ગયો હતો. આંખો ઘેરાતી હતી અને મારૂં આખું શરીર દુઃખતું હતું. જે પગે હું ઘવાયો હતો એ પગમાં પણુ કળાતર થતું હતું. આ કેસમાં એક ધંધાદારી તરીકે જે રસ મારા મિત્રને પડતો હતો એવો રસ મને ન પડે એ સ્વભાવિક જ હતું. શેરલોક હોમ્સનો તો આ ધંધો જ હતો. વળી એની કલ્પનાશકિત અને તર્કશકિતની તીવ્રતાને લીધે તે કેસનું રહસ્ય મારા કરતાં વિશેષ સમજી શકે એ દેખીતું હતું. બાર્થોલોમ્યુ શોલ્ટોના સંબંધ કાંઈ સારૂં સાંભળવામાં નહોતું આવ્યું. એટલે તેના ખૂન માટે મને દિલગીર થવાનું કિંવા તેના ખૂનીઓ ઉપર ક્રોધ ચડવાનું ખાસ કારણુ ન હતું. ખજાનાની વાત જુદી હતી. એ ખજાના ઉપર કિંવા તેના અમુક ભાગ ઉપર મીસ મોર્સ્ટનનો વાજબી રીતે હક્ક હતો. એટલે તે ખજાનો પાછો મેળવવાના કાર્યમાં મદદ કરવાને હું મારી શક્તિનો સંપૂર્ણ ભોગ આપવાને તૈયાર હતો. એ વાત ખરી હતી કે જો ખજાનો મળી આવે તો પછી મીસ મોર્સ્ટન સાથે મારૂં લગ્ન થવાની સંભાવના જ ન હતી. પરંતુ જો હું એવા વિચારમાં દોરાઈ જાઉં અને આ ખજાનો ન જડે તો સારૂં, એવી ભાવના કરૂં તો મારો

તેના પ્રત્યેનો પ્રેમ સ્વાર્થી અને હલકા પ્રકારનો જ ગણાય. એટલે તે ખજાનાની પેટી પાછી મળી આવે એવી જ મારી ઈચ્છા હતી; અને તેથી શેરલોક હોમ્સને ખૂનીઓને પકડવાનો લોભ હતો ત્યારે મને મારા હૃદયની દેવી મીસ મોર્સ્ટનને માટે એ ખજાનાની પેટી પાછી મેળવવાનો હોમ્સ કરતાં દશપટ અધિક લોભ હતો.

બેકરસ્ટ્રીટમાં આવેલા અમારા મકાનમાં પહોંચ્યા બાદ મેં સ્નાન કરી લીધું. સ્નાન કરવાથી મારા શરીરમાં એકદમ સ્ફૂર્તિ આવી ગઈ. મારો થાક તદ્દન ઉતરી ગયો. જ્યારે હું દિવાનખાનામાં આવ્યો ત્યારે ટેબલ ઉપર નાસ્તો પિરસેલો હતો અને શેરલોક હોમ્સ પોતાને માટે કોફી બનાવતો હતો.

"જોન્સ પોતાની ચપળતાનો ઉપયોગ કર્યા સિવાય નથી રહ્યો." મને જોઇને શેરલોક હોમ્સ ટેબલ ઉપર પડેલા એક વર્તમાનપત્ર તરફ આંગળી કરતો બોલ્યો: "એણે પોન્ડીચેરી લોજની બધી હકીકત પોતાની કલ્પના પ્રમાણે પેપરમાં છપાવી દીધી છે. પણ તમને ભૂખ લાગી હશે, માટે પહેલાં નાસ્તો કરી લ્યો. પછી પોન્ડીચેરી લોજની વાત."

પરંતુ મને ધીરજ રહી નહિ. મેં વર્તમાનપત્ર હાથમાં લીધું અને તાજા સમાચારના કોલમમાં "અપર નોરવૂડની રહસ્યમય ઘટના" એ મથાળાવાળી હકીકત વાંચવા માંડી. આ પત્રનું નામ 'સ્ટાન્ડર્ડ' હતું. તેમાં એ ઘટનાના સંબંધમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"ગઈ કાલે રાત્રીએ લગભગ બાર વાગે અપર નોરવૂડમાં આવેલા પોન્ડીચેરી લોજનો માલિક મી. બાર્થોલોમ્યુ શોલ્ટો પોતાના ઓરડામાં મૃત્યુ અવસ્થામાં પડેલો માલૂમ પડી આવ્યો હતો.

આસપાસના સંયોગો ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે મી. શોલ્ટોનું કોઇએ ખૂન કરેલું હોવું જોઇએ. અમને એમ જણાવવામાં આવે છે કે મી. શોલ્ટોના ઉપર હુમલો થયાની કે તેને કોઇની સાથે ઝપાઝપી થયાની નિશાની તેના શરીર ઉપર જણાઈ નથી. પરંતુ હિંદુસ્તાનનું કીમતી ઝવેરાત જે તેને તેના પિતા મેજર હોલ્ટો તરફથી વારસામાં મળેલું હતુ તે ગૂમ થઈ ગયું છે. મી. શેરલોક હોમ્સ અને ડૉ. વોટસન મર્હુમના ભાઈ મી. થેડસ શોલ્ટોની સાથે પોન્ડીચેરી લોજમાં ગઈ રાત્રીએ ગયા હતા. તેમણે પ્રથમ મી. બાર્થોલોમ્યુ શોલ્ટોને મરણ પામેલો જોયો હતો. પરંતુ સદ્દભાગ્યે સરકારી ડિટેકિટવ પોલિસવાળા સુપ્રસિદ્ધ ડિટેકિટવ મી. એથેલની જોન્સ એ વખતે કામ પ્રસંગે નોરવૂડની પોલિસ ચોકી ઉપર જઈ ચડ્યા હતા. એટલે મી. શોલ્ટોના ખૂનની જાણ થઈ તે પછી અર્ધા કલાકમાં જ તે પોન્ડીચેરી લોજમાં જઈ પહોંચ્યા. તેમના જેવા અનુભવી અને કેળવાયેલા ડિટેકિટવને મી. શોલ્ટોનું ખૂન કોણે કરેલું હોવું જોઇએ એ વિષે ચોક્કસ અનુમાન ઉપર આવતાં વાર લાગી નહિ; અને તેને પરિણામે મરનારના ભાઈ થેડસ શોલ્ટોને તથા તેની સાથે ગૃહરક્ષિકા મીસીસ બર્નસ્ટોન, હિંદીવાન બટલર લાલરાવ અને મેકમર્ડો નામનો દરવાન, એટલાંને ગીરફતાર કરવામાં આવ્યાં છે. એટલું તો ચોક્કસ છે કે ખજાનો ગૂમ કરનાર કે ગૂમ કરનારાઓ પોન્ડીચેરી લોજમાં તમામ ભાગથી પૂરતા પરિચિત હોવા જોઇએ. કેમકે ડિટેકિટવના ધંધામાં જે પ્રકારના જ્ઞાન અને શકિતની આવશ્યકતા હોય છે, તેવા પ્રકારના જ્ઞાન અને શકિતનો ઉપયોગ કરીને મી. જોન્સે પોતાની ખાત્રી કરી લીધી છે કે મી. બાર્થોલોમ્યુ શોલ્ટોનો ખૂની કિંવા ખૂનીઓ ઓરડાનાં બારણાં કે બારી વાટે ઓરડામાં દાખલ થયેલા નથી. પરંતુ છાપરા

ઉપર ચડીને એક ગુમટ્ટાર મારફત મી. શોલ્ટોના ઓરડા ઉપર આવેલા કાતરીયામાં પ્રવેશ કરી, ત્યાં પાડવામાં આવેલા બાંકોરા મારફત મી. શોલ્ટોના ઓરડામાં ઉતર્યા હતા. અર્થાત્ એપરથી સિદ્ધ થાય છે કે એ કોઈ સાધારણ ચોરનું કામ હોઈ શકે નહિ. કારણ કે તેને આ મકાનના અંદરના ભાગની આવી બારિક માહિતી હોવાનો સંભવ નથી. મી. જોન્સે આ પ્રસંગે સમયસૂચકતા દાખવીને અત્યંત ત્વરા અને ચાલાકીથી કરેલી તપાસ તથા ઉપજાવી કાઢેલા ચોકસ અનુમાનને માટે અમે તેમનો ધન્યવાદ કરીએ છીએ. જો થેડસ શોલ્ટોએ ખરેખાત પોતાના ભાઈનું ખૂન કર્યું જ હોય તો એવો ભ્રાતૃદ્રોહી છટકી જવા પામ્યો નથી એ જોઇને અમને આનંદ થાય છે. હજી સુધી ઝવેરાતનો પત્તો લાગ્યો નથી. તથાપિ મી. જોન્સની ચાલાકીથી તેનો પત્તો પણ અલ્પસમયમાં જ મળી આવવાનો પૂરતો સંભવ છે. જો મી. જોન્સ અપર નોરવૂડમાં આ વખતે હાજર ન હોત તો અમને લાગે છે કે ખૂની કે ખૂનીઓનો પત્તો એકદમ લાગી શકત નહિ અને થેડસ શોલ્ટો તથા તેના સાથીઓ ઉપર આરોપ મૂકવાની હિમ્મત અપર નોરવૂડનો સાધારણ પોલિસ ઈન્સ્પેક્ટર ચલાવી શકતો ન હોત. તેનું પરિણામ એ આવત કે સાધારણ પોલિસતપાસમાં ઘોંટાળો થઈ જવાને લીધે ખરા ખૂનીઓ આબાદ છટકી જવા પામ્યા હોત. અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં એમ બનવા ન પામે તે માટે દરેક પરગણામાં બલ્કે ગામમાં એકેક હૂશિયાર ડિટેક્ટિવને રોકવાની પોલિસ પોતાની ફરજ સમજશે."

"કેમ? શું ધારો છો? કેવું લખાણ છે?" કોફીનું પાન કરતાં હોમ્સ બોલ્યો.

"હું ધારૂં છું કે આપણા સદ્‌ભાગ્યે જ મી. જોન્સને આપણા

ઉપર બાર્થોલોમ્યુના ખૂનમાં આપણો હાથ હોવાનો આરોપ મૂકવાનું ન સૂજ્યું. નહિ તો આપણી પણ બાપડા થેડસના જેવી જ ગતિ થઈ હોત." મેં કહ્યું.

"હું પણ એમ જ ધારૂં છું. હજી પણ મી. જોન્સને પોતાની ચપળતાનો ઉપયોગ કરવાનું સૂજી આવે તો તે આપણને પણ પરહેજ કર્યા સિવાય રહે નહિ!" હોમ્સ હસતો હસતો બોલ્યા.

એ જ પળે નીચે જોરથી ઘંટડી વાગતી સાંભળવામાં આવી. અમારાં ગૃહરક્ષિકા મીસીસ હડસન કોઇનાપર ગુસ્સે થઇ હોય એવી રીતે ઘાંટા કાઢીને બોલતી સંભળાતી હતી.

"હોમ્સ! હોમ્સ!" હું ખુરસીપરથી અર્ધો ઊભો થતો બોલ્યોઃ "મી. જોન્સની પોલિસ આપણને પરહેજ કરવા આવી લાગી જણાય છે."

"ના ના, એ એટલું બધું સાહસ કરે એમ નથી લાગતું. એ તો મારી બેકર સ્ટ્રીટના ડિટેક્ટિવોની ટુકડી આવી પહોંચી છે."

## પ્રકરણ ૨૨ મું.

### આન્દામાનનો જંગલી માણસ.

એ પ્રમાણે તે બોલતો હતો એ દરમિયાન ઉઘાડા પગવાળા માણસો અમારા દાદર ઉપર ચડતા હોય અને અંદર અંદર વાતો કરતા હોય એવો અવાજ સંભળાતો હતો. બીજી જ પળે ગંદા

દેખાવના ફાટેલાં કપડાંવાળા બાર છોકરા અમારા દિવાનખાનામાં ધસી આવ્યા. પરંતુ અંદર આવતાંની સાથે જ કેળવાયેલા સિપાહીઓની માફક તે લોકો હારબંધ થઇને ગુપચૂપ ઉભા રહ્યા અને આતુર દૃષ્ટિએ અમારી સામે જોઈ રહ્યા. બારમાંનો એક જ બીજા બધા કરતાં કદમાં ઉંચો અને ઉમરમાં મોટો હતો. તે જાણે એ ટુકડીનો કમાન્ડર હોય એવી રીતે તેમની આગળ આવીને ઊભો હતો. ખરેખર એ દેખાવ અત્યંત રમુજી અને જોવા જેવો હતો.

"સાહેબ! આપનો તાર મળતાં જ આ લોકોને એકઠા કરી લાવ્યો છું." અગાડી ઊભેલો છોકરો બોલ્યો: "અંડરગ્રાઉન્ડ રેલ્વેની ટીકીટનું ખર્ચ ત્રણ શીલીંગ અને એક પેન્સ થયું છે."

"લે આ પૈસા." હોમ્સે થોડીક શીલીંગો કાઢીને આપતાં કહ્યું: "પરંતુ વિગીન્સ! હવેથી આ બધાએ અહીં આવવાની જરૂર નથી. તેમણે પોતાનો હેવાલ તારી પાસે રજુ કરવો, અને તારે એકલાએ જ મારી પાસે આવીને બધી હકીકત મને જણાવવી. જો કે આજે મેં તમને બધાને બોલાવ્યા એનું ખાસ કારણ હતું. મારે જાતે જ તમને બધાને કેટલીક સૂચના કરવાની હતી. જૂઓ, સાંભળો. મોરડેકાઈ સ્મિથ નામના ખલાસીની માલિકીવાળી એરોરા નામની સ્ટીમલોંચ નદીમાં કોઈ સ્થળે પડેલી છે. તેનો રંગ કાળો અને બે લાલ પટ્ટા છે તથા તેના ભૂંગળાનો રંગ પણ કાળો છે. પરંતુ તેમાં વચ્ચે ધોળો પટ્ટો છે. એ સ્ટીમલોંચ કયે સ્થળે પડેલી છે તે તમારે શોધી કાઢવાનું છે. એક જણાએ મીલબેંકની સામે કિનારે ન્હાનો ડક્કો છે ત્યાં રહેવું. કેમકે ત્યાં મોરડેકાઈ સ્મિથનું મકાન છે. એટલે જો એરોરા લોંચ ત્યાં આવી પહોંચે તો તુરત મને ખબર આપવા. બાકીનું કામ તમે અંદર અંદર વહેંચી લેજો અને નદીના બન્ને કિનારા

ઉપર ઠેઠ સુધી ફરી વળજો. તમને એ સ્ટીમલોંચનો પત્તો મળે કે જરી પણ ઢીલ કર્યા સિવાય તુરત તમારે મને ખબર આપવા. કેમ? બધું બરાબર સમજાય છે ને?"

"હા, મહેરબાન!" વિગીન્સ બોલ્યો.

"વારૂ, ત્યારે પગાર અગાઉ માફક આપવામાં આવશે અને જે છોકરો એરોરાનો પત્તો મેળવશે તેને એક ગીની બક્ષિસ મળશે. લ્યો, આ એક દિવસનો પગાર અગાઉથી. જાઓ કામ ઉપર લાગી જાઓ."

હોમ્સે દરેક છોકરાને એકેકા શીલીંગ આપી, જે લઇને તેઓ આવ્યા હતા તેટલી જ ત્વરાથી ચાલ્યા ગયા. એકાદ મીનિટમાં તો તેમનો અવાજ બહાર રસ્તાપરથી સંભળાવા લાગ્યો.

"જો સ્ટીમલોંચ પાણીની અંદર છૂપાઈ રહી નહિ હોય તો તેઓ જરૂર એને શોધી કાઢશે." હોમ્સે ખૂરસીપર ઉઠીને હોકલી સળગાવતાં કહ્યું: "એ લોકો વગરશકે ગમે ત્યાં જઈ શકે છે, ગમે તે જોઈ શકે છે અને દરેકની વાત સાંભળી શકે છે. મને આશા છે કે ઘણું કરીને તો તેઓ સ્હાંજ પહેલાં જ લોંચનો પત્તો લગાડી દેશે. ત્યાંસુધી હવે આપણે તેમની રાહ જોયા સિવાય બીજું કાંઈ કરવાનું બાકી રહેતું નથી. કેમકે જ્યાં સુધી એરોરા લોંચ કિંવા તેના માલિક મી. મોરડેકાઇ સ્મિથનો પત્તો ન લાગે ત્યાં સુધી આપણું લુપ્ત થઈ ગયેલું પગેરૂં આગળ ચાલુ થઈ શકે તેમ નથી."

"ટોબીને પણ બહુ ભૂખ લાગી જણાય છે. જૂઓ, આ ઈંડાંનાં કોચલાં પણ ખાઈ જાય છે. વારૂ, હોમ્સ! હવે તમે થોડીક વાર સૂઇ જાઓ."

"ના, મને થાક વરતાતો નથી. મારા શરીરનું બંધારણ

વિચિત્ર પ્રકારનું છે. જ્યારે હું આળસુપણે પડગો રહ્યો હોઉં ત્યારે કંટાળી જાઉં છું, પણ કાંઇ કામ આવી ચડે છે ત્યારે તો મારા શરીરમાં ઉલટી સ્ફુર્તિ આવે છે. હું ધૂમ્રપાન કરતો કરતો આ કેસના સંબંધમાં વિચાર કરવા માગું છું. એકંદર રીતે જોઇએ તો કેસ ઘણો જ સહેલો છે. આમાં આપણુને વિશેષ ગુંચવણુ પડે તેમ નથી. કેમકે એક તો ઈંગ્લાંડમાં લાકડાના પગવાળા માણુસો ગણ્યાગાંડયા હશે, એટલે તેને શોધી કાઢવાની મુશ્કેલી નહિ; અને તેમાંયે તેના જોડીદાર જેવો માણુસ આપણુા દેશમાંથી મળી શકે તેમ નથી."

"પાછો તેનો જોડીદાર? હોમ્સ! **જોનાથન સ્મોલના** મદદગારના સંબંધમાં તમે સ્પષ્ટિકરણુ નહિ કરતાં ગોળ ગોળ કેમ બોલ્યા કરો છો?" મેં સ્હેજ ચીડાઇને કહ્યું.

"**વોટસન**! તમે ચીડાઈ ગયા હો એમ લાગે છે. પરંતુ એ માણુસના સંબંધમાં વિશેષ ભેદ જેવું નથી. તમે તમારી મેળે જ એના વિષે કલ્પના કરી શકો, એટલા માટે જ અત્યારસુધી હું તેના સંબંધમાં મૌન રહ્યો હતો. હવે એ માણુસના સંબધમાં જે પૂરાવો આપણુને મળ્યો છે તેને ધ્યાનમાં લ્યો. તેનાં અતિ ન્હાનાં અને ઉઘાડાં પગલાં, એકેકથી છૂટાં આંગળાં, લોઢાની હથોડી જેવું હથિયાર, એકદમ ઉશ્કેરાઈ જવાનો સ્વભાવ અને ઝેર પાયેલા કાંટા. આ બધાં ઉપરથી તમને કશી પણુ કલ્પના નથી આવી શકતી?"

"જંગલી માણુસ!" હું બોલી ઉઠયો: "કદાચ **જોનાથન સ્મોલના** ત્રણુ સાથીઓમાંનો એકાદો હિંદીવાન હોવો જોઇએ."

"હિંદીવાન તો નહિ જ." હોમ્સે કહ્યું: "પ્રથમ મેં વિચિત્ર પ્રકારનાં હથિયારો જોયાં એટલે મારા મનમાં પણુ તમારા જેવી કલ્પના આવી હતી. પણુ જ્યારે એનાં પગલાંનાં ચિહ્ન મારા જેવામાં

આવ્યાં ત્યારે મેં મારો વિચાર બદલી નાખ્યો. હિન્દુસ્તાનના વતની ઓમાંના કેટલાક કદમાં નીચા હોય છે ખરા પરંતુ તેમનાં પગલાં આવાં ન હોય. હિંદુ લોકોના પગનાં તળીયાં પાતળાં અને લાંબાં હોય છે જ્યારે ચંપલ પહેરનારા મુસલમાનોના પગના આંગળાં જાડાં અને એક એકથી છૂટાં હોય છે. કેમકે ચંપલની ચામડાની પટ્ટીઓ બે આંગળાંની વચ્ચે રહે છે, એટલે તે એક બીજાથી જુદાં રહે છે. વળી પેલા ઝેર પાયેલા કાંટા પણ એક જ રીતે ફેંકી શકાય છે. એ કાંટા ફેંકવાને માટે ખાસ ભૂંગળીઓ આવે છે. તેમાં કાંટા રાખીને જોરથી ફુંક મારતાં કાંટો ઘણે દૂર સુધી જઇ શકે છે. કહો ત્યારે, આ જંગલી માણસ કયા દેશનો હશે ?"

"દક્ષિણ અમેરિકાનો ?" મેં ઠોકયું.

તેણે પોતાનો હાથ ઉંચો કર્યો અને પુસ્તકો મૂકવાના ચોક-ઠામાં પડેલાં પુસ્તકોમાંથી એક મોટા કદનું પુસ્તક ખેંચી કાઢયું.

"દુનિયાના જુદા જુદા ખંડ અને તેના દેશો તથા તે દેશોનાં મનુષ્ય, પ્રાણી, વનસ્પતિ આદિને લગતી માહિતી આપનારા ગ્રંથનું આ પ્રથમ પુસ્તક છે. તેમાં આપવામાં આવેલી વિગત છેલ્લામાં છેલ્લી શોધખોળને આધારે તૈયાર કરવામાં આવેલી હોઇને તેને નિઃશંકપણે ભરોસાપાત્ર માની શકાય." તેણે શરૂઆતનું 'A' વાળું પાનું ખોલ્યું. થોડાંક પાંનાં ફેરવ્યા બાદ તે પુનઃ બોલ્યોઃ "જૂઓ સાંભળો, 'આન્દામાનના બેટો, બંગાલના અખાતામાં સુમાત્રાથી ૩૪૦ માઇલ દૂર તેની ઉત્તરે છે.' હા પણ આ બધું શું છે ? 'હવા ભેજવાળી છે. પરવાળાના બેટ, શાર્ક માછલીઓ, પોર્ટબ્લેર, દેશનિકાલ થયેલાઓ માટે કેદખાનું, રટલેન્ડ બેટ, કપાસનું વાવેતર, ઠીક ઠીક, એનું આપણે કાંઈ કામ નથી. પરંતુ હવે આગળ જૂઓ.' મનુષ્યોની શરીરરચ-

નાના કેટલાક અભ્યાસીઓ આફ્રિકાના ' બુશમેન ' જાતના જંગ-લીઓ અમેરિકાના ' ડિગર ઈન્ડીયન્સ ' અને ટેરાડેલ ફયુજીયાના વતનીઓ ન્હાના કદના હોવાનો મત ધરાવે છે, પરંતુ અમારા અભિપ્રાય મુજબ સહુથી વધારે ઠિંગણા માણસો આન્દામાન બેટના મૂળ વતનીઓ છે. તેમના શરીરની ઉંચાઇની સરેરાશ ચાર ફુટ કરતાં ઓછી આવે છે. જો કે ઘણા ઉમરલાયક માણસો એથી પણ ન્હાના કદના જોવામાં આવ્યા છે. તેમનો સ્વભાવ ઘાતકી અને વિકરાળ હોય છે, અને તેઓ અન્ય જાતિના માણસો સાથે એકદમ પળોટાઇ જતા નથી. માત્ર કોઈના ઉપર તેમનો વિશ્વાસ બેસી જાય છે તો પછી તેની સાથે ગાઢ મૈત્રી કરી લે છે. ' વોટસન બરોબર યાદ રાખજો. હવે આગળ સાંભળો, ' તેમનાં બેડોળ અવયવો, વિકૃત ચ્હેરો અને ન્હાની પણ ભયાનક આંખોને લીધે તે કદરૂપા દેખાય છે; પરંતુ તેમના હાથ અને પગતો બહુ જ ન્હાના હોય છે. એ લોકો એટલા બધા ક્રૂર અને અતડા સ્વભાવના છે કે બ્રિટિશ અમલદારોના અત્યંત પ્રયાસ છતાં પણ તેઓ એ જંગલીઓનાં હૃદયમાં પોતાને માટે સ્નેહભાવ ઉત્પન્ન કરી શકયા નથી. એકાદ ભાંગેલા વહાણના ખલાસીઓ જો તેમના પ્રદેશમાં જઈ ચડે છે તો તે લોકો પત્થરનાં માથાંવાળી હથોડીઓ વડે તેમનાં માથાં તોડી નાખે છે કિંવા ઝેર પાયેલાં બાણુ ફેંકીને તેમનો નાશ કરે છે; અને પછી નાશ પામેલા ખલાસીઓનાં મુડદાંપર ઉજાણી કરે છે. ' કેમ વોટસન ! કેવા સારા માણસો ? જો આ માણસ બાર્થો લોમ્યુનું ખૂન કર્યા પછી એકલો જ તેના ઓરડામાં રહ્યો હોત તો કદાચ બાર્થોલોમ્યુના શબનો થોડોક માંસાળ ભાગ તેની હોજરીમાં ચાલ્યો ગયો હોત. હું ધારૂં છું કે જોનાથન સ્મોલના મનમાં પણ આ માણસને મદદગાર તરીકે સાથે લેવા માટે અત્યારે પસ્તાવો થતો

હોવો જોઇએ !"

"પણ આ આવા વિચિત્ર માણસ સાથે જોનાથનને કેવી રીતે સંબંધ થયો ?"

"એ હું ચોક્કસપણે કહી શકું તેમ નથી, પરંતુ આપણે જાણી શક્યા છીએ કે જોનાથન આન્દામાનના બેટોમાંથી આવે છે. એટલે આ માણસ પણ તેની સાથે જ આવેલો હોવો જોઇએ એટલું તો સહેલાઈથી સમજી શકાય છે. હવે થોડા સમયમાં જ એના વિષે વધારે વિગતો આપણે જાણી શકીશું. વોટસન ! તમારી આંખો ઘેરાય છે, માટે આ સોફા ઉપર સૂઇ જાઓ. હું હમણાં મારો પ્રયોગ ચલાવીને તમને ગાઢ નિદ્રામાં નાખી દઉં છું."

તેણે ખૂણામાં પડેલું તેનું વાયોલીન ઉપાડયું, અને હું સોફાપર આડે પડખે થયો એટલે તેણે વાયોલીન વગાડવાનું શરૂ કર્યું. સંગીત-શાસ્ત્રનો તે કુશળ અભ્યાસી હતો. તેણે પોતે પણ કેટલીક નવીન ગતો ઉપજાવી કાઢી હતી. તેમાંથી એક મધુર ગત તે વાયોલીનમાં ઉતારવા લાગ્યો. અહા ! કેવો મધુર નાદ ! થોડી વાર સુધી હું તેના ચ્હેરા સામે જોઇ રહ્યો, પરંતુ જેમ જેમ વાયોલીનનો સુમધુર નાદ મારા કર્ણપટ ઉપર વિશેષને વિશેષ અથડાવા લાગ્યો તેમ તેમ મારી આંખો વધુ ને વધુ ઘેરાઇ ગઈ. થોડીક મીનિટો પસાર થઈ હશે એટ-લામાં તો હું શાંતિના મહાસાગર ઉપર તરવા લાગ્યો—નિદ્રાધીન થઇ ગયો, નિદ્રામાં મધુર અને મનો રમ્યસ્વપ્નને અનુભવવા લાગ્યો. અહા ! કેવું આહ્લાદજન્ય સ્વપ્ન ! જાણે મીસ મોર્સ્ટનનાં નેત્રોમાંથી માધુર્ય ઝરતું હોય અને હું તેનું પાન કરી રહ્યો હોઉં એવા પ્રકારની કલ્પના મારા સ્વતંત્ર મને કરી લીધી હતી, પરંતુ સ્વપ્નું તે સ્વપ્નું જ. સ્વપ્નું સત્ય હોય તો મનુષ્ય નિદ્રાનો ત્યાગ શા માટે ઇચ્છે ?



## પ્રકરણ ૨૩ મું.

### શેરલોક હોમ્સની નિરાશા.

હું જાગ્યો ત્યારે સ્હાંજ પડવા આવી હતી. મારો થાક ઉતરી ગયો હતો અને પુનઃ હું અગાઉના જેવો જ તાજો બની ગયો હતો. શેરલોક હોમ્સ હું સૂતો તે વખતે જેવી સ્થિતિમાં બેઠો હતો તેવી જ સ્થિતમાં અત્યારે પણ બેઠેલો જોવામાં આવતો હતો. માત્ર અત્યારે તેણે વાયોલીન એક બાજુએ મૂકી દીધું હતું અને તે એક પુસ્તક વાંચવામાં ગુંથાઈ ગયો હતો. જ્યારે હું જાગ્યો ત્યારે તેણે મારી સામે જોયું. હું તેના ચ્હેરાપર ચિંતા અને નિરાશાની સ્પષ્ટ છાપ જોઈ શકતો હતો.

"તમને ઉંઘ તો શાંતિથી આવી હતીને ?" તેણે પ્રશ્ન કર્યો: "મને ભય હતો કે અમારી વાતચીતથી કદાચ તમારી નિદ્રામાં ખલેલ પડશે."

"મને તો કશી પણ ખબર રહી નથી." મેં જવાબ આપ્યો: "કાંઇ નવા આશાજનક સમાચાર સાંભળવામાં આવ્યા છે કે શું ?"

"ના ના, કશું પણ નહિ. હું કબૂલ કરૂં છું કે એથી મને નિરાશા અને આશ્ચર્ય ઉપજ્યાં છે. અત્યારસુધીમાં તો કાંઇક ચોક્કસ સમાચાર મળી જવાની હું આશા રાખતો હતો. પરંતુ વિગીન્સ હમણા જ મારી પાસે આવ્યો હતો. તે જણાવે છે લોંચનો બિલકુલ પત્તો લાગતો નથી. એ સાંભળીને મારૂં મન ઘણું જ ખાટું બની ગયું

છે. કેમકે હવે જે કલાક પસાર થાય છે તે દરેક અતિ અગત્યનો છે."

"મને કાંઈ કામ સોંપવું છે? હવે મારો થાક તદ્દન ઉતરી ગયો છે અને આજની આખી રાત્રી બહાર ભટકવું પડે તો પણ મારા આરોગ્યને વાંધો આવે તેમ નથી."

"ના, આપણે અત્યારે કશું પણ કરી શકીએ તેમ નથી. આપણે રાહ જોઇને બેસી રહ્યા સિવાય છૂટકો નથી. કેમકે જો આપણે બહાર નિકળી જઇએ અને કાંઇક સમાચાર આવે તો તે આપણને મળતાં ઢીલ થાય. તમારે બહાર જવું હોય તો ખુશીથી જાઓ. હું તો ઘેર જ રહીશ."

"ત્યારે હું કેમ્બરવેલ જઇને મીસીસ સેસીલ ફોરેસ્ટરને મળી આવું? ગઈ રાત્રે હું ગયો ત્યારે તેમણે મને પુનઃ આવવા કહ્યું હતું."

"કોને? મીસીસ સેસીલ ફોરેસ્ટરને મળવાને?" શેરલોક હોમ્સ આંખ મચકાવતો અને સ્મિત કરતો બોલ્યો.

"હા, અને તેં સાથે મીસ મોર્સ્ટનને પણ. મળવાને તેઓ આ બધી હકીકત જાણવાને અત્યંત ઇન્તેજાર છે."

"જો હું હોઉં તો એમને તમામ હકીકત કદી પણ જણાવું નહિ." શેરલોક હોમ્સે મને આડકતરી રીતે સૂચના કરી: "ગમે તેવી સારામાં સારી સ્ત્રી હોય તો પણ તેના ઉપર સંપૂર્ણ વિ રાખવો નહિ."

આ વિષયમાં શેરલોક હોમ્સની સાથે કશી પણ દલીલ કરવાનું મેં વાજબી ધાર્યું નહિ. સ્ત્રીઓના સંબંધમાં તેના વિચારો કેટલેક અંશે મારા જાણવામાં હતા. એટલે મેં કહ્યું: "હું એક કે વધુમાં વધુ બે કલાકમાં તો પાછો આવી જઇશ."

"બહુ સારૂ ! હું તમને ફતેહ ઇચ્છું છું ? પણ હા, તમારે નદીની સામે પાર તો જવું જ પડશે. તો આ ટોબીને પણ તમારી સાથે લેતા જાઓ. એ શેરમાનને આપી આવો. કારણ કે હવે તેની આપણને જરૂર પડે એમ મને લાગતું નથી."

હું ટોબીને મારી સાથે લઈ ગયો, અને પ્રથમ પીંચીન લેઇનમાં જઇને તેના માલીકને સુપ્રત કરી દીધો. તે સાથે અર્ધો પાઉંડ ટોબીની મહેનતનો પણ તેને આપ્યો. ત્યાંથી હું કેમ્બરવેલમાં મીસીસ ફોરેસ્ટરના મકાને ગયો. રાત્રીનો શ્રમ, ઉજાગરો અને પો-ડીચેરી લોજમાં બનેલો ભયાનક બનાવ, વગેરે કારણોને લઇને મીસ મોર્સ્ટનના ચ્હેરાપર કંટાળો તથા ચિંતા જણાતાં હતાં. તે નવીન સમાચાર જાણવાને ઘણી આતુર હતી. મીસીસ ફોરેસ્ટરની જીજ્ઞાસા પણ અત્યંત તીવ્ર દેખાતી હતી. મેં તેમને બધી હકીકત નિવેદન કરી. પરંતુ તેમાંનો કેટલોક કરૂણરસિક ભાગ તેમનાથી છૂપાવ્યો. અર્થાત્ મી. શોલ્ટોનું ખૂન થયું છે એમ મેં તેમને જણાવ્યું, પરંતુ તે ખૂન કરનાર કોણ અને તેણે કેવી રીતે ખૂન કર્યું હતું એ તે નાજુક હૃદયની અબળાઓ પાસે જણાવવાનું વાજબી ધાર્યું નહિં. એવી જ રીતે બીજી કેટલીક હકીકત પણ મેં તેમનાથી છૂપાવી હતી. પરંતુ મેં જેટલું તેમને જણાવ્યું એટલું પણ તેમને અજાયબીમાં ગરકાવ કરી મેલવાને પૂરતું હતું.

"આ પણ અદ્ભુત રસાત્મક નવલકથા જેવું છે!" મીસીસ ફોરેસ્ટરે આશ્ચર્યોદ્ગાર કાઢ્યો: "એક રમણીને કરવામાં આવેલો દગો, પાંચ લાખ પાઉંડની દોલત, ભયંકર ખૂન, મી. થેડસ શોલ્ટો ઉપર આવેલો પોતાના જ ભાઇના ખૂનનો આરોપ અને લાકડાના પગવાળો બદમાશ !"

" અને ખરા ખૂનીને શોધી કાઢવાને નિકળી પડેલા બે વીર પુરુષો ! " મીસ મોર્સ્ટને મારી સામે સ્મિતપૂર્ણ દૃષ્ટિ કરીને ઉમેર્યું.

" મેરી ! તારી આ ભાવિસ્થિતિ કેવું વલણ લેશે તેનો આધાર આ તપાસના પરિણામ ઉપર રહેલો છે. એમ છતાં તને જાણે એ બાબતનો કશો પણ વિચાર ન હોય, એ પ્રમાણે રમુજ કરવાનું સૂઝે છે. જરીક કલ્પના કરી જો. આ તપાસમાં ફતેહ મળે અને તારો અર્ધો ભાગ તને પ્રાપ્ત થાય તો સેંકડો જુવાનીયા તારા પગમાં પડતા આવે ! "

પરંતુ પોતાનો અર્ધો હીસ્સો મળે અને તેની સહાયથી પોતે ધનવાન્ બની જવાને આતુર હોય એવા પ્રકારનો ભાવ મીસ મોર્સ્ટનના ચ્હેરાપર જોવામાં આવ્યો નહિ. તેને બદલે જાણે તે લક્ષ્મીને તુચ્છ સમજતી હોય એવી રીતે મગરૂરીપૂર્વક મસ્તક ઉંચું કરીને તેણે મીસીસ ફોરેસ્ટરની સામે જોયું. ખરેખર, તેના એ વર્ત્તનથી મારા મનને એક પ્રકારનો આશાજન્ય આનંદ ઉપજ્યો.

"મને માત્ર મી. થેડસ શોલ્ટોના સંબંધમાં જ ચિંતા થાય છે." મીસ મોર્સ્ટન બોલી: " બીજી બાબતની મને કશી પણ કનવાર નથી. મી. થેડસ શોલ્ટો આદિથી તે અંત સુધી મારી સાથે પ્રામાણિક વૃત્તિથી માયાળુપણે વર્ત્યો હતો. એને આ બિન પાયાદાર અને ભયંકર આરોપમાંથી મુક્ત કરાવવો તે આપણી મુખ્ય ફરજ છે."

મારા હૃદયની દેવીના સહવાસમાં કેટલો સમય પસાર થઇ ગયો તેની મને ખબર પણ રહી નહિ. જ્યારે હું કેમ્બરવેલમાંથી નિકળ્યો ત્યારે સાયંકાળ થઈ ગયો હતો અને ઘેર પહોંચ્યો ત્યારે તો તદ્દન અંધારૂં થઇ ગયું હતું. મારા મિત્રનું પુસ્તક અને હોકલી તેની

ખુરસી પાસે પડ્યાં હતાં. પરંતુ તે દિવાનખાનામાં જણાતો ન હતો. તે મારે માટે ચીઠ્ઠી મૂકતો ગયો છે કે કેમ એ જાણવાને મેં આસપાસ જોયું, પરંતુ ચીઠ્ઠી જોવામાં આવી નહિ. અમારી ગૃહરક્ષિકા મીસીસ હડસન બારીના પડદા બંધ કરવાને આવી ત્યારે મેં તેને પ્રશ્ન કર્યો: "મી. શેરલોક હોમ્સ બહાર ગયા છે ?"

"ના, સાહેબ! એ તો એમના ઓરડામાં છે, સાહેબ! તમને ખબર છે, સાહેબ!" તે પોતાના અવાજને એકદમ અત્યંત ધીમો કરી દેતાં બોલી: "મને ભય છે કે તેમની તબીયત આજ બરોબર સારી નથી."

"એમ તમે શા ઉપરથી કહો છો, મીસીસ હડસન?" મેં સ્હેજ ચિંતાતુરપણે પ્રશ્ન કર્યો.

"આજનું એમનું વર્ત્તન ઘણુંજ હમેશના કરતાં જુદા પ્રકારનું લાગે છે, સાહેબ! તમે ગયા ત્યારબાદ તે દિવાનખાનમાં આમતેમ આંટાફેરા માર્યા કરતા હતા. તેમણે એટલા આંટા માર્યા કે તેમનાં પગલાંનો ધબકારો કાયમ થયા કરતો હતો, એથી મને પણ કંટાળો આવ્યો. ત્યારપછી એ જાણે પવન સાથે વાત કરતા હોય અને બડબડતા હોય એવો અવાજ સાંભળવામાં આવ્યો. વળી જેટલી વાર નીચેની ઘંટડી વાગતી એટલી વાર દાદરપર આવીને તે મને પ્રશ્ન કરતા: 'એ કોણ આવ્યું, મીસીસ હડસન?' હમણાં થોડી વાર થયા એ પોતાના ઓરડામાં ગયા છે; અને ત્યાં પણ આમતેમ આંટાફેર મારતા હોય એવો અવાજ નીચે સુધી સંભળાય છે, સાહેબ! એમનું મગજ તો તપી ગયું નથીને? એમની તબીયત નાદુરસ્ત હશે એમ ધારીને હું તેમને દવાનું પૂછવાને ગઇ હતી; પરંતુ તેમણે મારી સામે એવી

રીતે જોયું કે હું બ્હી ગઈ, અને મને એમ થયું કે ક્યારે અહીંથી જતી રહું !"

"મીસીસ હડસન! મી. શેરલોક હોમ્સની તબીયતના સંબંધમાં ચિંતા કરવાનું કાંઈ પણ કારણ હોય એમ મને લાગતું નથી." મેં કહ્યું: "એમના વર્ત્તનમાં આવા પ્રકારનો ફેરફાર મેં ઘણી વાર જોયેલ છે. અમુક બાબતના સંબંધમાં એમનું મગજ રોકાયેલું હોવાથી એ એમ કરતા હશે. કેમકે એવો એમનો સ્વભાવ જ છે,"

અલબત્ત મેં અમારી ગૃહરક્ષિકાનું સાંત્વન કરવાને તેને પ્રસ્તુત જવાબ આપ્યો હતો; પરંતુ રાત્રીએ હું મારા ઓરડામાં સૂતો હતો ત્યારે પણ હોમ્સનાં પગલાંના ધબકારાનો અવાજ મારા સાંભળવામાં આવતો હતો. એથી મારા મનમાં પણ ચિંતા પેદા થઈ હતી કે રખેને હોમ્સને આમ ને આમ કરવાથી વિચારવાયુ ન થઈ જાય!

સ્હવારે નાસ્તા વખતે તે દિવાનખાનમાં આવ્યો. વખતે એ વખતે તેનો ચ્હેરો ઉતરી ગયેલો અને તેની આંખોપર ઉજાગરાની અસર જણાતી હતી. વળી તેનું મગજ પણ તપ્ત હોય તથા શરીરમાં સાધારણ તાવ ભરાયેલો હોય એમ તેના દેખાવપરથી લાગતું હતું.

"તમને આખી રાતનો ઉજાગરો થયો લાગે છે?" મેં કહ્યું: "આખી રાત તમે ઓરડામાં આંટા માર્યા કરતા હો એવો અવાજ મારા સાંભળવામાં આવતો હતો. એમ કરતાં તબીયત ન બગડે એ સંભાળજો !"

"તબીયતની તો ચિંતા નથી; પરંતુ આખી રાત મને ઉંઘ આવી નથી, એ વાત ખરી છે." તે બોલ્યો: "ખરેખર, આ કેસે મારૂં મગજ પકવી મેલ્યું છે. ઠેઠ સુધી આપણે પહોંચ્યા અને એક સાદા વિઘ્નને દૂર કરી શકાતું નથી, એથી મને બહુ જ લાગી આવે

છે. હું ખૂનીઓને જાણું છું, લોંચની હકીક્ત પણ મારા જાણવામાં આવી છે, બધી હકીકત જાણવામાં આવી છે. હવે માત્ર લોંચ કયે ઠેકાણે છે એટલો જ પત્તો મેળવવાનો છે. મેં વિગીન્સની ટુકડી સિવાય બીજા માણસોને પણ તપાસ ઉપર રોકયા છે અને જેટલા ઉપાય મને સૂજયા તેટલા અજમાવ્યા છે. ટેમ્સ નદીના મુખથી તે મુળ સુધી બન્ને બાજુએ બારિક તપાસ કરાવી પણ લોંચનો પત્તો ખાતો નથી. તેમ જ મીસીસ સ્મિથને પણ તેના ધણી તરફથી કશા પણ સમાચાર મળ્યા નથી. કદાચ ખૂનીઓ, ખજાનો અને મોરડેકાઈ સ્મિથ તથા તેના છોકરા સાથે સ્ટીમલોંચ નદીને તળીયે જઈને બેઠી હોય એવું અનુમાન પણ કરી શકાય. પરંતુ એ અનુમાન કરવામાં પણ કેટલોક પ્રત્યવાય નડે છે."

"કદાચ એમ પણ હોય કે મીસીસ સ્મિથે ઇરાદાપૂર્વક આપણને ખોટે રસ્તે દોરવાને બનાવટી કથન કર્યું હોય." મેં શંકા કરી.

"ના, મીસીસ સ્મિથના કથન ઉપર શંકા લઈ જવાનું કારણ જ નથી. મી. સ્મિથની માલિકીની તેની સ્ત્રીએ કરેલા વર્ણન પ્રમાણેની એક સ્ટીમલોંચ છે અને તે અવારનવાર ભાડે ફેરવે છે' એ બાબત પણ મેં તપાસ કરાવી હતી, અને એ વાત ખરી છે એવી મારી ખાત્રી થઈ છે."

"તે નદીના મૂળ તરફ તો નહિ ગઇ હોય ?" મેં બીજી શંકા રજુ કરી.

"મેં એ બાબતની સંભવિતતાનો પણ વિચાર કરી જોયો છે; અને રીચમંડ સુધી તપાસ કરવાને એક ટોળીને એ બાજુ તરફ મોકલી છે. જો આજે કાંઇ પણ આશાજનક સમાચાર નહિ મળે તો આવતી કાલે મારે જાતે તપાસ કરવા ગયા સિવાય છૂટકો

નથી; અને હું હવે લોંચને બદલે એ ખૂનીઓની જ તપાસ ચલાવીશ. પણ મને આશા છે કે આજ તો જરૂર સારા સમાચાર મળવા જ જોઇએ."

## પ્રકરણ ૨૪ મું.

### થેડસ શોલ્ટો છૂટયો!

પરંતુ અમારી આશા સફળ થઈ નહિ. હોમ્સની ગુન્હાશોધક ટુકડીના લેફ્ટેનન્ટ વિગીન્સ કિંવા તેણે રોકેલા બીજા માણસો તરફથી કશા પણ જાણવાજોગ સમાચાર મળ્યા નહિ. ઘણાંખરાં વર્ત્તમાનપત્રોમાં નોરવૂડ ખાતે બનેલા ભયાનક બનાવના સંબંધમાં ટીકા કરવામાં આવી હતી. એ બધાં પત્રો બિચારા થેડસ શોલ્ટો ઉપર ઉતરી પડયાં હતાં. પરંતુ તેમાંયે ખૂનને લગતા કશા નવીન સમાચાર ન હતા. માત્ર એટલું જાણવામાં આવ્યું કે બીજે દિવસે આ કેસના સંબંધમાં પ્રાથમિક તપાસ શરૂ થનાર હતી. આજે સ્હાંજે પણ હું કેમ્બરવેલ જઇને અમારી નિષ્ફળતાના સમાચાર મીસીસ ફોરેસ્ટર અને મીસ મોર્સ્ટનને જણાવી આવ્યો. જ્યારે હું બેકરસ્ટ્રીટમાં પાછો ફર્યો ત્યારે પણ મેં હોમ્સને ચિંતાતુર અને નિરાશ સ્થિતિમાં જોયો. મેં તેને કેટલાક સવાલો કર્યા પરંતુ તેણે તેનો બરોબર જવાબ આપ્યો નહિ. તે પોતાના ઓરડામાં સ્હાંજનો કાંઈક રસાયનિક પ્રયોગ કરવામાં ગુંથાઈ ગયો હતો. એક ગેસના ચૂલા ઉપર કાચની નળીમાં પ્રવાહી પદાર્થ ઉકળતો હતો

અને તેની સાથે જોડેલી નળીમાંથી વરાળ પસાર થઇને બીજી બાજુએ કાચના વાસણ તરફ ઢળતી હતી છેવટે એ પ્રવાહીમાંથી એક પ્રકારની એવી ખરાબ વાસ આવવા લાગી કે હું ઓરડામાંથી બહાર નિકળી આવ્યો. બીજા દિવસના પરોઢ સુધી નળીઓનો ખખડાટ અવારનવાર મારા સાંભળવામાં આવતો હતો. એથી મેં ધાર્યું કે આજની આખી રાતનો પણ તેણે ઉજાગરો કરેલો હોવો જોઇએ અને તે રસાયનિક પ્રયોગમાં ગુંથાયેલો હોવો જોઇએ.

સ્હવારે ૭ વાગે હું એકાએક જાગી ઉઠયો. હોમ્સને મેં મારા બિછાના પાસે ઊભેલો જોયો. એ વખતે તેણે ધારણ કરેલો વિચિત્ર પોષાક જોઇને મને અત્યંત આશ્ચર્ય થયું. તેણે ખારવા લોકો પહેરે છે એવા પ્રકારનો પોષાક ચડાવ્યો હતો અને ગળાની આસપાસ એક લાલ રૂમાલ બાંધી દીધો હતો.

"વોટસન! હું જાતે જ નદીના મુખ તરફ જાઉં છું." તે બોલ્યો: "મેં એ સંબંધમાં બધો વિચાર કરી જોયો છે અને તેમાંથી એક જ માર્ગ હવે મારે માટે બાકી રહ્યો છે. એ માર્ગ પણ અજમાવવો તો ખરો જ. મને તો લાગે છે કે આ છેવટની કલ્પનામાં હું નિરાશ નહિ જ થાઉં."

"ત્યારે તો હું પણ તમારી સાથે આવીશ." મેં કહ્યું.

"બિલકુલ નહિ. તમે મારી સાથે આવવા કરતાં અહીં મારા પ્રતિનિધિ તરીકે રહેશો તો જ મને વધારે મદદગાર થઈ પડશો. જો કે ગઈ કાલે રાત્રે તો વિગીન્સ તરફના સમાચાર નિરાશાજનક હતા, પરંતુ આજે વખતે કાંઇક જાણવાજોગ મળી આવે ખરૂં. મારે ગયા વગર ચાલે તેવું નથી, એટલે જો તમે અહીં હો તો ઠીક. જે કાગળ, તાર કે ચીઠ્ઠી મારા નામનાં આવે તે બધાં તમારે ખોલવાં; અ

એમાંથી કાંઇ જાણવાજોગ અગત્યના ખબર મળી આવે તો તમને યોગ્ય લાગે તે પ્રમાણે કરવું. કેમ ? એમાં તમને કાંઈ વાંધો છે ?"

"તલભાર પણ નહિ."

"હું અહીંથી નિકળીને ક્યાં ક્યાં જઈશ એ હું તમને અત્યારે અગાઉથી કહી શકું તેમ નથી. એટલે તમે જાણવાજોગ સમાચાર આવે તો મને તારદ્વારા ખબર આપી શકો તેમ તો નથી જ. પણ હું ધારૂં છું કે જો નસીબ પાધરૂં હશે તો મારે ઝાઝું ખોટી થવું નહિ પડે. એટલું ચોક્કસ કે ગમે તેવી પણ બાતમી મેળવ્યા સિવાય હું પાછો ફરનાર નથી જ."

એટલું કહીને શેરલોક હોમ્સ ચાલ્યો ગયો. લગભગ નવ વાગવાનો સમય થયો ત્યાં સુધીમાં તેના તરફથી કશા પણ સમાચાર મળ્યા નહિ. પછી તે વખતે આવેલું આજનું 'સ્ટાન્ડર્ડ' પત્ર મેં ખોલ્યું. તે વાંચતાં તેમાં "અપર નોરવૂડ ખાતે બનેલા ભયાનક બનાવના સંબંધમાં નવીન સમાચાર" એ મથાળા નીચે કેટલીક તાજી હકીકત મારા વાંચવામાં આવી. તેમાં નીચે મુજબ લખવામાં આવ્યું હતું:—

"અમને એમ માનવાને કારણ છે કે આ ભયાનક ભેદ અગાઉ ધારવામાં આવતું હતું તે કરતાં વિશેષ ગુંચવણી ભરેલો અને રહસ્યમય બનતો જાય છે. નવીન મળી આવેલા પૂરાવા ઉપરથી જણાય છે કે મી. થેડસ શોલ્ટોનો તેના ભાઇના ખૂનમાં હાથ હોય એવું કોઈ પણ રીતે સાબિત થઇ શકતું નથી. એથી તેને તથા ગૃહરક્ષિકા મીસીસ બર્નસ્ટોનને ગઈ કાલે સ્હાંજે અટકમાંથી મુક્ત કરવામાં આવ્યાં છે, પરંતુ એમ માનવામાં આવે છે કે પોલિસને ખરા ખૂનીઓની ગંધ આવી છે અને સ્કોટલેન્ડયાર્ડવાળા મી. એ-

થેલની જોન્સ ઉત્સાહ અને ચપળતાથી તેમની તપાસમાં રોકાઇ ગયા છે. હરપળે નવીન ધરપકડ થવાની આશા રાખવામાં આવે છે."

"આ સમાચાર ઉપરથી એક બાબતની શાંતિ થઈ." મેં સ્વગત વિચાર કર્યો: "હવે થેડસ શોલ્ટોના સંબંધમાં ચિંતા કરવાનું કારણ ન રહ્યું. પણ પોલિસને ખરા ખૂનીઓની ગંધ આવી છે, એ શું ! અંહ ! એ તો વર્તમાન પત્રોનો ધારો જ છે કે જ્યારે પોલિસ કાંઈ ભૂલ કરી બેસે ત્યારે એવું તેવું આશાજનક લખવું !"

એમ વિચાર કરતાં મેં વર્તમાન પત્ર ટેબલ ઉપર નાખ્યું, પરંતુ એવામાં ટુંકી જાહેરખબરોવાળા કોલમમાંની એક જાહેરખબર તરફ મારૂં ધ્યાન ખેંચાયું. એટલે પુનઃ તે હું વાંચવા લાગ્યો. એ જાહેર ખબર નીચે મુજબ હતી:—

"પાંચ પાઉંડનું ઇનામ !

"ગયા મંગળવારે પરોઢમાં ત્રણ વાગે સ્મિથના ડક્કાપરથી હોડીઓ ભાડે ફેરવનાર મોરડેકાઇ સ્મિથ અને તેનો દીકરો જીમ બે જણા સ્ટીમલોંચ એરોરામાં નિકળ્યા છે. સ્ટીમલોંચનો રંગ કાળો અને તેમાં બે લાલ પટ્ટા છે અને તેના ભુંગળાનો રંગ પણ કાળો છે. પરંતુ તેમાં વચ્ચે એક ધોળો પટ્ટો છે. જે કોઇ માણસ મોરડેકાઈ સ્મિથ અને સ્ટીમલોચ એરોરા હાલ કયે સ્થળે છે એનો ચોક્કસ પત્તો મેળવીને સ્મિથના ડક્કા ઉપર મીસીસ સ્મિથને અથવા બેકરસ્ટ્રીટમાં નં. ૨૨૧ બી.વાળા મકાનમાં જણાવશે તેને ૫ પાઉંડનું ઈનામ આપવામાં આવશે."

આ તો શેરલોક હોમ્સનું જ કામ. બેકરસ્ટ્રીટનું શરનામું જ એ વાતની ગવાહી આપતું હતું. પરંતુ એમાં પણ તેનું ચાતુર્ય

જણાઈ આવ્યા સિવાય રહ્યું નહિ. કારણ કે જો કદાચ જોનાથન સ્મોલના વાંચવામાં આ જાહેરખબર આવે તો પણ તેને શંકા આવવાનું કારણ ન હતું. કેમકે તે તો એમ જ ધારે કે મીસીસ સ્મિથે બે–ત્રણ દિવસથી પોતાના ધણીના સમાચાર નહિ મળવાને લીધે ચિંતાતુર થઇને આ જાહેરખબર છપાવેલી હોવી જોઈએ. ખરેખર હોમ્સની બુદ્ધિ અગાધ હતી. તેની દીર્ઘદર્શિતા અપ્રતિહત હતી.

એ આખો દિવસ મને એક વર્ષ જેવડો થઈ પડ્યો. નીચેનું બારણું ખખડતું કે રસ્તાપર કોઈ ઉતાવળે પગલે ચાલતું હોય એવો અવાજ આવતો એટલે મારા મનમાં થતું કે કાં તો હોમ્સ પાછો આવ્યો અથવા તો તેણે આપેલી જાહેરખબરનો જવાબ આપવાને કોઈ આવ્યું. મેં એક પુસ્તક લઇને વાંચવા માંડયું. પરંતુ એમાં મારૂં ધ્યાન ચોંટયું નહિ. મારા મનમાં આ કેસને લગતા તથા જેમની અમે પુંઠ પકડી હતી તે બદમાશ ખૂની જોડાને લગતા વિચારો ઉછળ્યા કરતા હતા. હું વિચાર કરવા લાગ્યોઃ " મારા મિત્રે ઉતાવળે પોતાનો મત પ્રસ્થાપિત કરવામાં કાંઇ ભૂલ તો કરી નથી ? તેને પોતાની હૂશિયારી અને ચાલાકી માટે ફાંકો છે, એને લીધે તો તે કદાચ ખોટાં અનુમાન ઉપર નહિ ચડી ગયો હોય? એના ચંચળ અને સહાસિક મને ખોટા પાયા ઉપર તો આ બધું ચણતર ઊભું નહિ કર્યું હોય ? કોઈ દિવસ તેણે ભૂલ કરેલી હોય એવું મારા જાણુવામાં તો આવ્યું નથી, પરંતુ તીવ્ર વિચારક પણ વખતે ભૂલ કરી જાય એ અસંભવિત નથી. મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે. કદાચ આ ગુન્હો પણ બીજા ગુન્હાઓના જેવો સાધારણ પ્રકારનો જ હોય તેમ છતાં તેણે તેને વિશેષ મહત્ત્વ આપ્યું હોય અને તેમાં ઊંડો ભેદ સમાયેલો છે એમ માન્યો હોય. એથી પણ ભૂલ થવાનો સંભવ ખરો

પરંતુ બીજી બાજુએ મેં પોતે કેટલાક પૂરાવા મારી નજરે જોયા હતા તથા તેણે કરેલાં અનુમાનોનાં કારણો તેણે મને સ્પષ્ટિકરણ સાથે જણાવ્યાં હતાં. મેં મારા મનમાં પુનઃ આ કેસને લગતી તમામ વિગતો પહેલેથી છેલ્લે સુધી વિચારી જોઈ. જો કે એની અંદર કેટલીક બાબતો સામાન્ય પ્રકારની લાગતી હતી, તો પણ તેનો અંત તો એક જ દિશામાં આવતો હતો. છેવટે હું એવા નિશ્ચયપર આવ્યો કે હોમ્સે કરેલા ખુલાસામાં કદાચ ભૂલ કે અપૂર્ણતા રહી ગઈ હોય તો ભલે, પરંતુ આ કેસનો ભેદ તો અત્યંત રહસ્યમય અને ચમત્કારપૂર્ણ જ છે.

બપોરના ત્રણ વાગે નીચે ઘંટડીનો મોટેથી અવાજ થતો સંભળાયો, હોલમાં કોઈ સત્તાત્મક સ્વરે બોલતું હોય એવું સાંભળવામાં આવ્યું અને મારી અજાયબી વચ્ચે ડિટેકિટવ સાહેબ એથેલની જોન્સે અમારા દિવાનખાનામાં પ્રવેશ કર્યો; પરંતુ તેને અપર નોરવૂડ ખાતે મેં જોયો હતો એ વખતના તેના દેખાવમાં અને અત્યારના દેખાવમાં મોટો તફાવત લાગતો હતો. એ સમયનો તેનો દેખાવ દમામદાર અને દંભી હતો. અત્યારે તે સાદો અને નિરભિમાની જણાતો હતો. પોતે થેડસ શોલ્ટોને પકડવામાં-શેરલોક હોમ્સે થેડસ નિર્દોષ છે એમ જણાવ્યા છતાં પણ—કરેલી ભૂલથી જાણે તે શરમાતો હોય એમ તેના ચ્હેરાનું નિરીક્ષણ કરતાં જણાઈ આવતું હતું.

" સાહેબજી. ડૉકટર- સાહેબજી ! " તે અંદર પ્રવેશ કરતો બોલ્યો: " હું ધારૂં છું કે મી. શેરલોક હોમ્સ બહાર ગયા છે."

" હાજી, અને તે પાછા ક્યારે આવશે એ પણ કહી શકાય તેમ નથી. પણ મને લાગે છે કે તમને થોડી વાર રોકાવામાં વાંધો નહિ હોય. પેલી ખુરસીપર બેસો અને આ સીગારને ઈન્સાફ આપો."

"આભાર થયો, સીગાર ઉંચા પ્રકારની જણાય છે." ગજવામાંથી લાલ રૂમાલ કાઢીને મ્હોં લૂછતો તે બોલ્યો.

"વ્હીસ્કીસોડા પણ લેશોને? મંગાવું?"

"હા, પણ અર્ધો ગ્લાસ-વધારે નહિ. અત્યારે ઘણો જ ઉકળાટ છે, તેમ જ કેસની ચિંતાને લીધે મારૂં મગજ પણ ઉકળી રહ્યું છે. નોરવૂડ કેસના સંબંધમાં જે નિર્ણય ઉપર હું આવ્યો હતો તે તમારા જાણવામાં તો હશે જ?"

"હા, તમે તમારો નિર્ણય જણાવ્યો હતો ખરો." મેં કહ્યું.

"પરંતુ એ નિર્ણયપર આવતાં પહેલાં પુનઃ વિચાર કરવાની મને ફરજ પડી છે. મેં મી. થેડસ શોલ્ટોની આસપાસ મારી જાળી મજબૂત ગુથી હતી, પરંતુ એમાંથી તે આબાદ રીતે છટકી ગયો. તેણે એવા સાક્ષી પૂરાવા આપ્યા કે જેની સામે કશી પણ દલીલ કરી શકાય એવું રહ્યું નહિ. તે પોતાના ભાઇની સાથે તકરાર કરીને તેના ઓરડામાંથી બહાર નિકળ્યો ત્યારપછી એક નહિ ને બીજા માણસની સાથે તે હતો એવી ઘણા જણાએ આવીને સાક્ષી આપી. અર્થાત્ તો પછી તે કાતરીયામાં થઇને છાપરાપર પસાર થઈ ગયેલો હોઇ શકે નહિ. એટલે અમારે તેને છોડી દેવો પડયો. આ કેસ અત્યંત ગૂઢ થઈ પડયો છે, અને મેં તેને હાથમાં લીધા પછી હવે જો તેમાં મને સફળતા ન મળે અથવા હું તેને કંટાળીને છોડી દઉં તો મારી ડિટેક્ટિવ તરીકેની પ્રતિષ્ઠાને મોટો ધોકો પહોંચે તેમ છે. જો મી. શેરલોક હોમ્સ આમાં મને થોડીક પણ મદદ કરી શકે તો પછી વાંધો આવે નહિ."

"આપણને દરેકને કેટલીકવાર મદદની જરૂર પડે છે." હું બોલ્યો.

"તો પણ, સાહેબ! એટલું તો કહેવું જ જોઇએ કે તમારા મિત્ર મી. શેરલોક હોમ્સ એક આશ્ચર્યજનક વ્યક્તિ છે." તેણે પોતાના હૃદયનો ઉદ્‌ગાર કાઢયો: "એ કદી પણ પોતાના કામમાં પછાત પડે તેવા નથી. મેં ઘણા કેસોમાં એમની સાથે કામ કરેલ છે, પરંતુ એવો એક પણ કેસ મારા જોવામાં નથી આવ્યો કે જેની ગુંચવણ તે ઉકેલી શકયા ન હોય. તેમની કાર્યપદ્ધતિ જરીક અવ્યવસ્થિત ખરી, અને અમુક પ્રકારનાં અનુમાનો બાંધવામાં એકદમ ઉતાવળ કરી નાખવાનો તેમનો સ્વભાવ છે ખરો, પરંતુ એકંદર રીતે જોતાં જો તે અમારા ખાતામાં જોડાયા હોત તો ઘણી ટુંક મુદતમાં આગળ વધી ગયા હોત. અલબત્ત આમ કહેવામાં હું મારી ગૌણતા કબૂલ કરી દઉં છું; પરંતુ એક મનુષ્યની કદર કરવામાં પોતાની ગૌણુતા જણાઇ આવતી હોય તો એની હું દરકાર કરૂં એવો નથી. આજે મને તેમના તરફથી એક તાર મળ્યો હતો. એ ઉપરથી એમ લાગે છે કે શોલ્ટો કેસના સંબંધમાં એમને કાંઇક ચોક્કસ પૂરાવો મળેલો હોવો જોઇએ. આ રહ્યો તાર."

તેણે પોતાના ગજવામાંથી તાર કાઢીને મને આપ્યો. એ પોપલરથી બપોરના બાર વાગે મૂકેલો હતો. તેમાં જણાવ્યું હતું કે "એકદમ બેકરસ્ટ્રીટમાં જાઓ. જો હું આવી પહોંચ્યો ન હોઉં તો રોકાજો. મેં 'શોલ્ટો ટોળી'ની બરોબર પુંઠ પકડી છે. જો કાર્યની પૂર્ણાહૂતિ વેળાએ તમારી હાજર રહેવાની ઇચ્છા હોય તો આજે રાત્રે તમે અમારી સાથે આવજો."

"તાર તો આશા આપનારો છે." મેં કહ્યું: "તાર ઉપરથી એમ લાગે છે કે એણે પુનઃ ખૂનીઓનો પત્તો મેળવેલો હોવો જોઇએ."

"ઓહો! ત્યારે તો એમણે પણ વચ્ચે થાપ ખાધી લાગે છે."

જોન્સ બોલ્યો. આ કેસમાં પોતાની એકલાની જ ભૂલ થઇ નથી પરંતુ શેરલોક હોમ્સે પણ ભૂલ કરી છે, એ વિચારથી તેના મનને કાંઇક સંતોષ થયો હોય એમ લાગતું હતું. એ તો જગતનો નિયમ જ છે કે જ્યારે આપણે કોઇ બાબતમાં ભૂલ કરીએ છીએ ત્યારે આપણા જેવી ભૂલ બીજાએ પણ કરી છે કે કેમ એ શોધી કાઢવા તરફ સ્વાભાવિક રીતે જ આપણું લક્ષ જાય છે; અને કોઇએ ભૂલ કરી હોય એવું માલૂમ પડી આવે છે ત્યારે આપણા મનને કુદરતી રીતે જ એક પ્રકારનું સાંત્વન મળે છે. એથી એથેલની જોન્સના મનમાં પણ જો એવા પ્રકારની લાગણી ઉત્પન્ન થઇ હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું ન હતું.

તેણે કહ્યું: "ખરૂં છે; ઘણી વાર સમર્થ મનુષ્યો પણ થાપ ખાઈ જાય છે. વળી આ વખતે પણ એમણે ખરા ખૂનીઓને બદલે કોઇ બીજાનીજ પુંઠ પકડી હોય એ બનવા જોગ છે. પરંતુ એક સરકારી પોલીસ ખાતાના ઓફિસર તરીકે મારી ફરજ છે કે મી. શેરલોક હોમ્સને મારાથી બનતી તમામ પ્રકારની મદદ આપવી અને તેમને બોલવાપણું રહેવા દેવું નહિ. પણ નીચે હોલમાં કોઈ દાખલ થયું હોય એમ લાગે છે. કદાચ એ જ આવ્યા હોય."



# પ્રકરણ ૨૫ મું.

## અજાણ્યો માણસ.

દાદરા ઉપર કોઇ માણસ ચડતો હોય એવો અવાજ સંભળાયો. તેના પગલાના ધબકારા અને ઘસારાપરથી એમ લાગતું હતું કે એ માણસ વૃદ્ધ હોવો જોઇએ અને તેને ચડતાં ચડતાં થાક લાગતો હોવો જોઈએ. એક બે વાર તો તે દાદરપર ચડતો ચડતો ઊભો થઈ રહ્યો હોય એમ પણ લાગ્યું. પણ છેવટે તે અમારા દિવાનખાનાના બારણા પાસે આવી પહોંચ્યો અને બારણું હળવેથી ઉઘાડીને અંદર દાખલ થયો. તેને જોતાંજ અમારી કલ્પના ખરી લાગી. તે મનુષ્ય વૃદ્ધાવસ્થામાં પ્રવેશી ચૂક્યો હતો. તે કમ્મરેથી વળી ગયેલો હતો. તેના પગ ધ્રુજતા હતા અને જાણે તેને દમનો મરજ હોય એ પ્રમાણે તે ખાંસતો હતો. તે જ્યારે શ્વાસોચ્છ્વાસ લેતો હતો ત્યારે શ્વાસ લેવામાં પડતા શ્રમથી તેના ખભા ઉંચા નીચા થતા દેખાતા હતા. તેના હાથમાં એક જાતના લાકડાની જાડી લાકડી હતી. તેણે પોતાના ગળાની આસપાસ હડપચીનો ભાગ ઢંકાઈ જાય તે પ્રમાણે રંગીત ગળપટ્ટો વિંટાળ્યો હતો. એથી માત્ર તેની કાળી તિક્ષ્ણ આંખો, ભ્રમરના ઘટ્ટ અને સફેદ વાળ અને મોટા સફેદ થોભીયા સિવાય તેના ચ્હેરાનો બીજો ભાગ જોઇ શકાતો ન હતો. એકંદરે તેના પહેરવેશ તથા દેખાવ ઉપરથી હું જોઈ શક્યો કે આ ખલાસી પહેલાં કોઈ વહાણપર હોદ્દેદાર હોવો જોઈએ, પરંતુ

અત્યારે વૃદ્ધાવસ્થા અને ગરીબાઈના પંજામાં સપડાઈને તે લાચાર બની ગયો જણાય છે.

"કેમ, ભાઈ! શા માટે આવવું થયું છે?" મેં એ માણુસને પ્રશ્ન કર્યો.

તેણે, વૃદ્ધ માણુસના દરેક બાબતની ખાસ ચોકસાઈ કરવાના સ્વભાવને અનુસરીને ધીમે ધીમે ઓરડામાં ચોતરફ નજર ફેરવી.

"મી. શેરલોક હોમ્સ અહીં છે?" છેવટે મારા પ્રશ્નનો જવાબ આપવાને બદલે તેણે જ મને પ્રશ્ન કર્યો.

"ના; એ તો બહાર ગયા છે. પરંતુ તેમના વતી બધું કામ હું કરૂં છું; માટે તમારે જે કાંઈ કહેવું હોય તે મને જણાવો." મેં તેને સૂચવ્યું.

"પણ મારે તો તેમને પોતાને રૂબરૂમાં જ કહેવાનું છે." તેણે કહ્યું.

"મેં તમને કહ્યું ને કે તેમના વતી બધું કામ હું કરૂં છું! પછી શું છે? શું મોરડેકાઈ સ્મિથની સ્ટીમલોંચના સંબંધમાં કાંઇ ખબર આપવાની છે?"

"હા, એ લોંચ અત્યારે કયાં છે એ હું ચોક્કસપણે જાણું છું: અને જે માણુસોને મી શેરલોક હોમ્સ પકડવા માગે છે એ લોકો જ્યાં સંતાઇ રહ્યા છે તે પણ મારા જાણુવામાં છે. વળી તમણે ખજાનો કયે ઠેકાણે સંતાડયો છે એ પણ મારી જાણ બહાર નથી. અરે! બધુંય મારા જાણુવામાં છે."

"ત્યારે એ તમે મને જણાવો એટલે હું મી. શેરલોક હોમ્સને તમારો સંદેશો પહોંચાડીશ." મેં કહ્યું.

"પરંતુ મારે તો એ બધું મી. શેરલોક હોમ્સને રૂબરૂમાં જ

કહેવાનું છે.” તેણે પોતાની વદ્ધાવસ્થાને અનુસરતી હઠિલાઈપૂર્વક કહ્યું.

“ત્યારે એ પાછા આવે ત્યાંસુધી તમે રોકાઓ.” હું સ્હેજ નિરાશાના ભાવપૂર્વક બોલ્યો.

“ના ના, હું એવો ક્યાં નવરો છું કે એમને ખાતર મારો આખો દહાડો ભાંગું? જો મી. હોમ્સ અહીં હોત તો હું એમને જણાવત. પરંતુ જ્યારે તે અહીં નથી, ત્યારે તે ભલે પોતાની મેળે જ એ બધું શોધી કાઢે. મને તમારા એ જણાનો દેખાવ ગમતો નથી, અને તમને તો હું એક શબ્દ પણ કહીશ નહિ.”

એટલું કહીને તે બારણા તરફ જવા લાગ્યો, પરંતુ એથેલની જોન્સ તેની આડો જઈને ઊભો રહ્યો.

“બિરાદર! થોડી વાર રોકાઓ.” ડિટેક્ટિવ બોલ્યો: “તમે અગત્યની ખબર લાવ્યા છો, અને એ જણાવ્યા સિવાય તમારે ચાલ્યા જવું નહિ જોઈએ. તમારી મરજી હોય કે ન હોય, તોપણ તમારા મિત્ર મી. હોમ્સ અહીં આવશે ત્યાં સુધી અમે તમને જવા દઈશું નહિ.”

“વાહ! માણુસ તો ઠીક જણાઓ છો.” વૃદ્ધ ખલાસી જમીન પર લાકડી ઠોકતો બોલ્યો: “હું અહીં એક ગૃહસ્થને મળવા આવ્યો હતો, અને તમે બે જણા કે જેમને મેં કદી નજરે પણ ભાળ્યા નથી, તે મને આવી રીતે અટકાવી રાખવા માગો છો? આ કાંઈ ગૃહસ્થાઈનું લક્ષણ કહેવાય નહિ.”

“એથી તમને કાંઇ નુકસાન નહિ થાય.” હું બોલ્યો: “તમારે તમારા જે સમયનો ભોગ આપવો પડશે, એનો તમને સારો બદલો મળશે, પછી કાંઈ છે? તમે આ સોફા ઉપર બેસો. તમારે વધુ વખત રોકાઇ રહેવું પડશે નહિ. હમણાં જ મારા મિત્ર આવી પહોંચશે.”

એણે જાણ્યું કે હવે બીજો ઉપાય નથી, એટલે તે પાછો ફર્યો અને પોતાના બે હાથપર લમણા ટેકાવીને સોફા ઉપર બેઠો. જોન્સે અને મેં આ માણસના આગમનથી અધૂરી રહેલી અમારી વાત શરૂ કરી અને ધૂમ્રપાન કરવા માંડયું. એવામાં એકાએક હોમ્સનો અવાજ અમારા સાંભળવામાં આવ્યો.

"ડોકટર! હું ધારૂં છું કે મી. જોન્સની માફક તમે મને પણ એક સીગાર આપશો?" હોમ્સ બોલ્યો.

અચાનક તેનો અવાજ સાંભળીને અમે બન્ને જણા ચમકી ગયા. ખરેખાત, જે સોફા ઉપર પેલો વૃદ્ધ માણસ બેઠો હતો ત્યાં તે માણસને બદલે શેરલોક હોમ્સને બેઠેલો અમે જોયો. ત્યારે પેલો વૃદ્ધ ખલાસી કયાં ગયો.

એક પળ વાર તો હું આશ્ચર્યમાં ગરકાવ બની ગયો, પરંતુ પછી બોલ્યો: "હોમ્સ! તમે અહીં કયાંથી? પણ પેલો વૃદ્ધ ખલાસી કયાં ગયો?"

"તે અહીંઆ જ છે!" હોમ્સ પોતાની બાજુએ પડેલા સફેદ વાળનો જથ્થો હાથમાં લઇને અમને બતાવતો બોલ્યો: "જૂઓ આ વૃદ્ધ ખલાસી—આ વાળની ટોપી, આ સફેદ થોભાયા અને આ સફેદ ભ્રમરો જે છદ્મવેશ મેં ધારણ કર્યો હતો તેનાથી મને બીજું કોઈ ઓળખી નહિ શકે એમ તો હું ધારતો હતો, પરંતુ આ ઓરડામાં પણ મારો છદ્મવેશ પોતાની કસોટીમાં પાર પડશે એવી મને કલ્પના પણ ન હતી."

"અહા! કેટલી બધી ચાલાકી!" જોન્સ ખુશ ખુશ થતો બોલ્યો: "જો તમે કોઈ નાટક કંપનીમાં એકટર તરીકે જોડાયા હોત તો કોઇ પણ તમારી હરીફાઇ કરી શકત નહિ. તમે છદ્મવેશ ધારણ

કરવામાં આવા કુશળ હશો, એ હું આજ સુધી જાણતો ન હતો, અને તેમાંયે તમારા વેશને અનુસરતા અભિનયને લીધે તો હું કહું છું કે કોઈ પણ નાટક કંપનીનો માલિક તમને એક ખેલના દશ પાઉંડ ખૂશીની સાથે આપે. એમ છતાંયે તમારી આંખોના ચળકાટ ઉપરથી મને સ્હેજ શંકા તો પડી જ હતી. ગમે તેમ પણ તમે અમારા કબજામાંથી છટકી તો ન જ શકયા !"

"આજ આખો દિવસ એ જ વેશમાં હું ભટકયો છું." શેરલોક હોમ્સે સીગાર સળગાવતાં કહ્યું: "જ્યારથી મારા મિત્ર ડો. વૅાટસને મારા હાથમાં આવતા કેસનો હેવાલ પ્રકટ કરવા માંડયો છે, ત્યારથી ઘણા ખરા ગુન્હેગાર વર્ગના માણસો મને ઓળખવા લાગ્યા છે. એટલે મારે જ્યારે એ વર્ગના માણસોમાં ભેળાવું હોય ત્યારે છદ્મવેશ ધારણ કરવાની મને જરૂર પડે છે. મારો તાર તમને મળ્યો લાગે છે?"

"હા, અને એથી જ હું અહીં આવ્યો છું." ડિટેકિટવ બોલ્યો.

"કેમ? તમારા કેસમાં તમે કયાં સુધી આગળ વધ્યા?"

"આગળ શાનું વધાય? આગળ વધવાને બદલે તો ઉલટું પાછળ હઠવું પડયું છે. મારા કેદીઓમાંથી બે જણાને મારે છોડી દેવા પડયા છે; અને બીજા બે જણાંનો ખૂનમાં હાથ હોય એવો પૂરાવો પણ મળતો નથી."

"કાંઈ ચિંતા નહિ. અમે તમને બીજા બે જણા આપીને તમારી ચારની સંખ્યા પૂરી કરી આપીશું. પણ તો પછી હું કહું તે પ્રમાણે તમારે કરવું પડશે. અલબત્ત જાહેરમાં તો આ ખૂનીઓને તમે જ પકડયા છે એવું આવશે, પરંતુ જે માર્ગ હું સૂચવું તેને તમારે અનુસરવું પડશે. એ શરત કબૂલ છે?"

"પૂર્ણપણે, જો તમે ખરા ખૂનીઓને પકડી આપવામાં મને

મદદ કરી શકો તેમ હોય તો !"

"વારૂ, ત્યારે પહેલું તો એ કે ઝડપી ચાલ વાળી એક પોલિસ બોટ–સ્ટીમલોંચની મારે જરૂર છે. તે આજે બરોબર સ્હાંજના સાત વાગે વેસ્ટમીનિસ્ટર સ્ટેર પાસે હાજર રહેવી જોઇએ."

"એમાં કાંઇ મુસ્કેલી નથી. ત્યાં આગળ હમેશાં અમારી એક સ્ટીમલોંચ તો રહેજ છે, પરંતુ હું રસ્તામાં જતાં વિશેષ ખાત્રીને માટે ટેલીફોન કરીને પૂછાવી જોઇશ, અને જો ત્યાં નહિ હોય તો હાજર રાખવાનું જણાવીશ."

"બીજી શરતઃ કદાચ ઝપાઝપીનો પ્રસંગ આવે તો એ માટે બે મજબૂત માણસોની પણ જરૂર પડશે."

"સ્ટીમલોંચ ઉપર બે કે ત્રણ માણસો તો હોય છે જ. બીજું કાંઈ?"

"ખૂનીઓ આપણા હાથમાં સપડાયા કે ખજાનો પણ આપણા હાથમાં જ આવશે, પરંતુ હું ધારૂં છું કે એ ખજાનાના અર્ધા ભાગ ઉપર જેનો વાજબી રીતે હક્ક છે, તેની પાસે ખજાનાની પેટી લઈ જવામાં મારા મિત્રને ઘણો જ આનંદ થશે. એ પેટી પહેલાં તે બાનુને હાથે ખોલાવી જોઇએ. કેમ, વોટસન!"

"ખરેખર, એથી એને ઘણો જ આનંદ થશે." હું આનંદાવેશ પૂર્વક બોલ્યો.

"એ કાંઈક ગેરકાયદેસર ખરૂં," એથેલની જોન્સ મસ્તક ધૂણાવતો બોલ્યોઃ "પરંતુ જ્યારે આ બધું આપણે ગેરકાયદેસર જ કરીએ છીએ ત્યારે હું ધારૂં છું કે તમારી આ છેલ્લી શરત માટે પણ વાંધો લેવાની જરૂર નથી. પણ તે બાનુએ ખજાનાની પેટી ખોલીને જોયા પછી, તે જેવી ને તેવી સ્થિતિમાં અમને પાછી સોંપી દેવી

પડશે, એટલે જ્યાં સુધી આ કેસની તપાસ ચાલે ત્યાં સુધી એ પેટી અમારા કબજામાં રહેશે."

"બેશક, એમાં અમને કાંઈ વાંધો નથી. હવે એક છેવટની શરત:–આ કેસને લગતી કેટલીક આગલી પાછલી હકીકત **જોનાથન સ્મોલને** મ્હોંયેથી સાંભળવાની મારી ઇચ્છા છે. તમે જાણો છો કે મારા કેસને લગતી આગલી પાછલી હકીકત જાણવાનો મને શોખ છે. એટલે અહીં મારા દિવાનખાનમાં અથવા બીજે કોઈ સ્થળે તેને મજબૂત ચોકીપહેરા નીચે રાખીને તેની પાસેથી તમામ હકીકત કઢાવવા સામે તમે વાંધો નહિ જ લ્યો." **હોમ્સે** કહ્યું.

"મી. **હોમ્સ**! અત્યારે બધો તમારા ઉપર આધાર છે. **જોનાથન સ્મોલ** જેવી વ્યક્તિ દુનિયાપર અસ્તિત્વ ધરાવે છે એની પણ મારી પાસે સાબિતી નથી. એટલે જો તમે તેને પકડી આપો તો પછી તેની સાથે ખાનગીમાં વાત કરવાની મારાથી તમને કેવી રીતે ના પાડી શકાય?"

"ત્યારે આ બધી શરતો કબૂલ છે?"

"દરેકે દરેક. વારૂ, હવે બીજું કાંઈ બાકી રહી જાય છે?"

"બાકીમાં એટલું કે અત્યારે તમારે અમારી સાથે મારે ત્યાં જમવું એવું મારૂં તમને આગ્રહપૂર્વક આમંત્રણ છે. અર્ધા કલાકમાં ભોજન તૈયાર થઇ જશે. આજે મારી સૂચના અનુસાર ઉંચા પ્રકારની સ્વાદીષ્ટ વાનીઓ તૈયાર કરવામાં આવી છે, તેમ જ દ્રાક્ષાસવ પણ ઉંચા પ્રકારનો છે. વોટસન! હું ધારૂં છું કે ખાણાપિણાનો મારો શોખ કેવા પ્રકારનો છે તેનો અનુભવ તો આજે તમને પહેલવહેલો જ થનાર છે."

---

# પ્રકરણ ૨૬ મું.

## પત્તો કેવી રીતે લાગ્યો?



ભોજન સમયે અમારા આનંદનો પાર ન હતો. હોમ્સ સાધારણ રીતે એકાંતિક અને ઉદાસિન વૃત્તિનો હતો. પરંતુ જો તેના મનમાં આવતું તો તે ખુશ મીજાજી પણ બની શકતો, અને આજે તેણે ખુશમીજાજી બનવાની ધારણા રાખી હોય એમ લાગતું હતું. કેમકે ભોજન સમયે તે એક રમુજી અને કશી પણ બાબતની પરવા વગરના મનુષ્યની માફક વાતો કર્યા કરતો હતો. મેં તેનો આવા પ્રકારનો આનંદી સ્વભાવ કદી પણ જોયો ન હતો. તે જુદા જુદા વિષયોપર રમુજી ટીકા અને ચર્ચા કરતો હતો. આશ્ચર્યજનક નાટયપ્રયોગો, આગલા સમયના ચીનાઇ માટીનાં વાસણો, સ્ટ્રેન્ડીવેરિયસ જાતનાં વાયોલીનો, સીલોનનો બૌધ સંપ્રદાય અને ભવિષ્યની લડાયક મનવાગો વગેરે વિષયો એક પછી એક તેની ચર્ચાનું સ્થાન થઈ પડયા હતા. તેની ખૂબી તો એ હતી કે જ્યારે તે એ વિષયની ચર્ચા કરતો ત્યારે જાણે તેણે એ દરેક વિષયનો ઊંડો અભ્યાસ કરેલો હોય એમ લાગતું હતું. છેલ્લા બે દિવસોથી તેના મનમાં જે ચિંતા નિવાસ કરી રહી હતી તે અત્યારે બિલકુલ ગૂમ થઇ ગયેલી લાગતી હતી. એથેલની જોન્સ પણ અમારા ટેબલપર પિરસાયેલા ઉત્તમ અને સ્વાદીષ્ટ ભોજનને આનંદ તથા નિશ્ચિંતતાપૂર્વક ઈન્સાફ આપતો હતો. થોડા વખત પછી જે અગત્યની કામગીરી ઉપર પોતાને રોકાવાનું છે તેનું જાણે તેને બિલકુલ વિસ્મરણ જ થઈ ગયેલું હોય એમ જણાતું હતું. મારા મનમાં એમ થતું હતું કે હવે આ કેસના

સંબંધમાં અમારા શ્રમનો અંત નજીક આવેલો હોવો જોઇએ, અને એ બાબતની ખાત્રીને લીધે જ હોમ્સ અત્યંત આનંદી બનેલો હોવો જોઇએ. ભોજન દરમિયાન કેસના વિષયના સંબંધમાં અમારા ત્રણમાંથી કોઈએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો.

ભોજનકાર્ય પૂર્ણ થયું એટલે શેરલોક હોમ્સે પોતાની ઘડિયાળમાં જોયું અને પોર્ટવાઇનના ત્રણ ગ્લાસ ભર્યા.

તે બોલ્યોઃ " લ્યો, આપણી આગલી સફરને ફતેહ ઇચ્છો. હં! હવે આપણે નિકળવાનો સમય થઇ ગયો છે. વોટસન! તમારી પાસે પિસ્તોલ છે ? "

" મારા ડેસ્કમાં હું નોકરીપર હતો તે વખતે મારી પાસે તમંચો રાખતો એ પડેલો છે." મેં કહ્યું.

" ત્યારે એ તમંચો તમે સાથે લઈ લ્યો તો સારૂં. કારણ કે પૂરતી તૈયારી કરીને નિકળવું તે સારૂં. ગાડી આવી પહોંચી જણાય છે. મેં સ્હાડાછ વાગે ગાડી લાવવાનું કહ્યું હતું."

અમે જ્યારે વેસ્ટ મીનિસ્ટરના ડક્કા પાસે જઇ પહોંચ્યા ત્યારે સાત ઉપર થોડીક મીનિટો થઇ હતી. ત્યાં અમારી સ્ટીમલોંચ તૈયાર જ હતી. કહેવાની જરૂર નથી કે અમે બેકરસ્ટ્રીટમાંથી નિકળ્યા બાદ માર્ગમાં એથેલની જોન્સે એક સ્થળે ગાડી ઊભી રખાવીને આ ડક્કા ઉપરની પોલિસને સ્ટીમલોંચ તૈયાર રાખવાને ટેલીફોન કર્યો હતો. હોમ્સે તે સ્ટીમલોંચનું બારિક નિરીક્ષણ કરી જોયું.

" આ બોટ ઉપર એવું કાંઇ નિશાન છે કે જેથી તે પોલિસ બોટ છે એમ જાણી શકાય ? "

" હા, તેની એક બાજુએ લીલા કાચની બત્તી છે." એથેલની જોન્સે ખુલાસો કર્યો.

" ત્યારે એ બત્તી કાઢીને તેને બદલે બીજી સાધારણ સ્ટીમ-લોંચોના જેવી બત્તી ચડાવો." શેરલોક હોમ્સે સૂચવ્યું.

એ પ્રમાણે બત્તીમાં ફેરફાર કરવામાં આવ્યો, એટલે અમે સ્ટીમલોંચમાં દાખલ થયા અને કિનારે કડા સાથે બાંધેલાં તેનાં દોરડાં છોડી નાખવામાં આવ્યાં. જોન્સ, શેરલોક હોમ્સ અને હું, અમે ત્રણ જણા લોંચના આગલા ભાગમાં બેઠા. એક માણસે સુકાન પકડયું હતું. બીજો એંજીન ચલાવતો હતો અને બે કદાવર દેખાતા પોલિસ ઇન્સ્પેકટરો અમારાથી થોડે દૂર બેઠા હતા.

" કઇ બાજુએ જવું છે?" એથેલની જોન્સે પ્રશ્ન કર્યો.

" ટાવર તરફ." શેરલોક હોમ્સે ઉત્તર આપ્યોઃ " એ લોકોને કહો કે જેકબસનના યાર્ડની બરોબર સામે લોંચને ઊભી રાખવાની છે."

" લોંચ ચાલુ થઇ. તે ખરેખર ઝડપી ચાલની સ્ટીમલોંચ હતી. કેટલાક માલ ભરેલા બતેલા અમારી આગળ ચાલતા હતા, પરંતુ અલ્પ સમયમાં જ અમે એ બતેલાને કયાંના કયાં અમારી પાછળ મૂકી દીધા. એક ન્હાની સ્ટીમરને પણ અમે પાછળ મૂકી દીધી. પોલિસ બોટની આવી ઝડપ જોઇને હોમ્સ સંતુષ્ટ થયેલો જણાયો.

" ટેમ્સ નદી ઉપર ચાલતી દરેકે દરેક સ્ટીમર, સ્ટીમલોંચ અને બીજા મછવાઓને ઝડપમાં આપણે આપણી પાછળ પાડી દેવા જોઇશે." હોમ્સે કહ્યું.

" એમ બની શકશે કે કેમ, એ તો હું કહી શકતો નથી, પરંતુ આ સ્ટીમલોંચની ઝડપનો મને જે અનુભવ છે તે ઉપરથી એટલું હું કહી શકું છું કે જો કોઇ બીજી લોંચની સાથે તે શરતમાં ઉતરી હોય તો ભાગ્યે જ કોઈ લોંચ તેને પોતાની પાછળ રાખી શકે તેમ છે." એથેલની જોન્સે મગરૂરીપૂર્વક પોલિસ બોટના તીવ્ર વેગની પ્રશંસા કરી.

" આપણે એરોરા લોંચને પકડવાની છે." હોમ્સ બોલ્યો: "ટેમ્સ નદીપર ચાલતી સ્ટીમલોંચોમાં એરોરાનો વેગ સર્વથી વિશેષ તીવ્ર મનાય છે. હવે હું આપણી પરિસ્થિતિના સંબંધમાં કેટલોક ખુલાસો કરવાનું આવશ્યક ધારૂં છું. વોટસન! આપણે ખૂનીઓનું પગેરૂં શોધતા ઠેઠ સુધી જઈ પહોંચ્યા અને છેવટે સ્મિથના ડક્કા પરથી તેમનું પગેરૂં લુપ્ત થઈ જવાથી તથા બબ્બે દિવસ સુધી એ લોકોની કે ઓરોરા લોંચની કશી પણ ભાળ નહિ મળવાથી મને કેટલી બધી ચીડ ચડી હતી, એ તો તમારા જાણવામાં હશે જ?"

" હા!" મેં એકાક્ષરી હકારવાચક ઉત્તર આપ્યો.

" વારૂ, મેં મારા મગજને સંપૂર્ણ આરામ આપવાનો વિચાર કર્યો અને હું મારા રાસાયનિક પ્રયોગમાં ગુંથાયો. આપણા એક મહાન્ રાજ્યદ્વારી પુરુષે જણાવ્યું છે કે ' એક કાર્ય પડતું મૂકીને બીજા કાર્યમાં લક્ષ આપવાથી મગજનો પરિશ્રમ દૂર થાય છે અને તેને સંપૂર્ણ આરામ મળે છે.' એ રાજ્યદ્વારી પુરુષનું કથન સત્ય જ છે. ઘણા માણસો અમુક કાર્ય કરતા થાકી જાય છે એટલે કાં તો પડયા રહે છે કિંવા બીજી નિરર્થક બાબતોમાં પોતાના સમય અને શ્રમનો ઉપયોગ કરે છે. એ પ્રમાણે આરામ લેવાથી કદાચ આરામ મળી શકતો હશે, તો પણ સમયનો તો દુરુપયોગ જ થાય છે. મારો સ્વભાવ એવો નથી. મને જ્યારે એક કામ કરતાં શ્રમ જણાય છે ત્યારે હું બીજા કાર્યમાં મારૂં મન પરોવું છું. એથી મારા સમયનો દુરુપયોગ નહિ થતાં મારૂં મગજ પણ પ્રફુલ્લ રહ્યા કરે છે. વારૂ હું મારા રાસાયનિક પ્રયોગમાં સફળતા મેળવી શકયો તે સાથે મારા મગજનો શ્રમ પણ લુપ્ત થઇ ગયો. એટલે પુનઃ આ શોલ્ટો કેસના તરફ મેં ધ્યાન આપ્યું અને એક વાર ફરીથી એ કેસની આદિથી અંત સુધીની તમામ વિગ-

તનો મનમાં વિચાર ફરી ગયો. મારા મદદનીશો ટેમ્સ નદીની પૂર્વ અને પશ્ચિમ બન્ને બાજુ તરફ પૂરતી તપાસ કરી આવ્યા હતા. પરંતુ તેમને પોતાના યત્નમાં સફળતા મળી ન હતી. અર્થાત્ એરોરા લોંચ એક પણ ડક્કા ઉપર ન હતી, તેમ તે પોતાના સ્થળે પાછી પણ ફરી ન હતી. વળી તેના જેવી સ્ટીમલોંચ નદીને તળીએ જઇને બેઠી હોય એમ પણ માની શકાતું નહિ. હા, જો બીજાં બધાં અનુમાનોમાં મને નિષ્ફળતા મળત તો છેવટે હું એવા નિર્ણયપર આવત ખરો. વારૂ, જોનાથન સ્મોલ ચાલાક હતો એમ તો હું જોઇ શકયો હતો પરંતુ કોઇ પણ કાર્યમાં સફળતા મેળવવાને માટે એકલી ચાલાકી કે ચંચળાઇ કામ લાગતી નથી. ચાલાકીની સાથે ચતુરાઇની જરૂર છે. એ ચતુરાઇ તેનામાં હોય એવું મને લાગ્યું ન હતું. વળી ચતુરાઇનું ઉત્પાદક કારણ ઉંચા પ્રકારની કેળવણી છે. એ કેળવણીથી તે બેનસીબ રહ્યા હતો. એટલે મેં વિચાર કર્યો કે તે કેટલાક સમયથી લંડન ખાતે રહેતો હોવો જોઇએ. કેમકે નહિ તો તેનાથી પોન્ડીચેરી લોજ ઉપર સતત ધ્યાન આપી શકાય નહિ. જો તે અહીં રહેતો હોય તો એકદમ લંડન છોડીને જઇ શકે નહિ. છેવટે વધારે નહિ તો એક દિવસ પણ તેને પોતાનું અહીંનું કાર્ય આટોપી લેતાં લાગવો જ જોઇએ. જો કે એ ચોક્કસપણે કહી શકાય નહિ પરંતુ વિશેષ સંભવિત તો હતું જ."

"પણ તમારી એ દલીલ મને વિશેષ સબળ લાગતી નથી." મેં કહ્યું: "કેમકે પોતાનું પોન્ડીચેરી લોજ માંહેનું અંતિમ કાર્ય પૂર્ણ કરવાને તે નિકળ્યો હોય તે પહેલાં જ તેણે લંડન ખાતેનું પોતાનું તમામ કામકાજ આટોપી લીધું હોય એ બનવાજોગ છે."

"ના, મને એમ નથી લાગતું. કારણ કે જ્યાં સુધી ખજાનાની

પેટી તેના હાથમાં ન આવે ત્યાં સુધી તે લંડનનું રહેઠાણ છોડી દેવાનું કદી પણ પસંદ કરે નહિ. એમ માનો કે તેણે બધી તૈયારી કરી રાખી હોય, પરદેશ ઉપડી જતી એકાદી સ્ટીમરને માટે ટીકીટો પણ મેળવી રાખી હોય, પોતાનો સામાન પણ સ્ટીમરપર ચડાવી દીધો હોય, અને છેવટે આ પહેલા પ્રયત્નમાં ખજાનો હાથ ન લાગ્યો, તો પછી તેણે શું કરવું ? ટીકીટો રદ થાય, સ્ટીમર ઉપડી ગઇ હોય તો સામાન ચાલ્યો જાય, કદાચ સામાન પાછો લાવે તો પણ બીજું નવું સ્થળ રહેવાને માટે તેણે શોધવું જોઇએ. કેમકે જે ઠેકાણેથી તે પોતે બહાર ગામ જવાનો છે એમ કહીને નિકળી ગયો હોય તે જ સ્થળે પુનઃ જતાં તેને સંકોચ થાય, વખતે સામા માણસને શંકા આવશે એવો ડર પણ રહે. વળી તે સાથે એક બીજો વિચાર પણ મારા મનમાં સ્ફુર્યો હતો. જોનાથન સ્મોલે પોતાના સાથીને કોટ પાટલૂન આદિ ધારણ કરાવ્યાં હશે ખરાં, તોપણ તેના વિચિત્ર દેખાવથી લોકોમાં એ માણસ સંબંધી વાતચીત ચાલે અને એથી નોરવૂડ કેસમાં રસ લેનારાઓનું એ વિચિત્ર દેખાવના મનુષ્ય તરફ ધ્યાન જાય તો વખતે ઉપાધિ આવી પડે, એવો વિચાર પણ સ્મોલને આવ્યો હોય એ બનવાજોગ છે. કારણ કે બાર્થોલોમ્યુને વાગેલા કાંટા ઉપરથી એવો કાંટો મારનાર ઈંગ્લાંડનો નહિ પણ કોઇ અજાણ્યા પ્રદેશનો જ જંગલી મનુષ્ય હોવો જોઇએ, એવું અનુમાન ઇંગ્લાંડની ચાલાક ડિટેકિટવ પોલિસ કરી શકશે, એવી કલ્પના જોનાથન સ્મોલ જેવા ચાલાક માણસને આવ્યા સિવાય રહે જ નહિ. એથી ધોળે દિવસે તેઓ જાહેરમાં તો હરીફરી શકે જ નહિ. હવે એ લોકો રાત્રીએ પોતાને મકાનેથી નિકળ્યા હતા. ત્યાં તેમણે પુનઃ સ્હવાર થતાં પહેલાં પહોંચી જવું જોઇએ. પરંતુ મી. સ્મિથની સ્ત્રીએ કહ્યું હતું કે તેઓ ત્રણ વાગે તેના ડક્કાપરથી

નિકળ્યા હતા. અર્થાત્ એ વખતે ઝળઝળીયું થઇ ગયું હતું અને એકાદ કલાકમાં તો માણસોનો વ્યવહાર શરૂ થઇ જાય તેમ હતું એટલે તેઓ સ્ટીમલોંચને બહુ દૂર લઇ ગયા નહિ હોય, એવી મેં કલ્પના કરી. તેમણે મોરડોકાઇ સ્મિથને તેનું મુખ બંધ રાખવાને માટે સારો બદલો આપ્યો હશે. તેઓ એકાદ ડક્કાપર ઉતરીને અંધારામાં ને અંધારામાં જ પોતાના રહેવાના સ્થળે જઇ પહોંચ્યા હશે. પછી એકાદ બે દિવસ રોકાઇ વર્તમાનપત્રોમાં આ કેસના સંબંધમાં શી ચર્ચા ચાલે છે તથા ખૂન અને ચોરીનો શક કેના ઉપર જાય છે એ જાણવાનો જોનાથન સ્મોલે વિચાર કર્યો હશે, અને રાત્રીના વખતે સ્ટીમલોંચમાં બેસીને ગ્રેવસેન્ડ કિંવા ડાઉન્સ ખાતે જઇને ત્યાંથી એકાદા વહાણમાં અમેરિકા કિંવા સંસ્થાનો તરફ પસાર થઇ જવાનો વિચાર રાખ્યો હશે."

"પણ લોંચ તેમણે કયાં રાખી હશે?" મેં સવાલ કર્યો: "એમ માનો કે એ લોકો પોતાના રહેવાના સ્થળમાં જઇને છૂપાઈ રહ્યા હોય, પરંતુ સ્ટીમલોંચને કાંઈ ત્યાં તેમનાથી છૂપાવી શકાય તેમ ન હતું."

"હા, એ ખરૂં છે. મેં વિચાર કર્યો કે લોંચ નજરે પડતી નથી ખરી, પરંતુ તે દૂર ચાલી તો નહિ જ ગઈ હોવી જોઇએ. એટલે મેં સ્મોલના દૃષ્ટિબિંદુથી વિચાર કરવા માંડયો, અને તેના જેટલી ચાલાકીવાળો માણસ શું કરે એ બાબત કલ્પના કરી. તે એટલું તો સમજી શકે કે જો પોલિસને તેના ઉપર શક આવ્યો હોય અને તે એટલે પોલિસ તેની-સ્મોલની પાછળ પડી હોય, તો લોંચને પાછી મોકલી આપવાથી કિંવા કોઇ ડક્કાપર રાખવાથી તે પોલિસની નજરે પડે. એથી પોલિસ સ્મિથને પકડે અને દબાવે તો સ્મિથ કદાચ બધું ભસી વાળે. ત્યારે

સ્મોલ લોંચને, જરૂર પડે તે વખતે તેનો વિનાવિલંબે ઉપયોગ કરી શકાય, એવી રીતે ગુપ્તપણે ક્યાં રાખવાનું પસંદ કરે ? મેં વિચાર્યું કે જો સ્મોલની જગ્યાએ હું હોઉં તો લોંચને ક્યાં છૂપાવી રાખું ? માત્ર મને પોતાને તો એક જ માર્ગ દેખાયો. હું તો લોંચને કોઈ વહાણ બાંધનાર કે રિપેર કરનારા યાર્ડમાં રાખીને તેમાં થોડો ફેરફાર કરવાની તેને સૂચના કરૂં. એટલે દેખીતી રીતે લોંચ તેના યાર્ડમાં રહેવાથી એકદમ કોઇનું તેના તરફ ધ્યાન જાય નહિ, તેમ જ જો મારે જરૂર પડે તો મારા છૂપાવાના સ્થળેથી લોંચ ઉપર જતાં મને વધુ સમય પણ લાગે નહિ."

"આ યુક્તિ તો ઘણી જ સાદી !"

"હા, ઘણી વાર એમ બને છે કે એવી સાદી યુક્તિ તરફ આપણું લક્ષ જતું નથી. પરંતુ એ કલ્પના મારા મનમાં આવતાં એ બાબત તપાસ કરવાનો મેં નિશ્ચય કર્યો. મેં કોઇને મારી હીલચાલના સંબંધમાં શંકા આવી ન શકે એવો આ ખલાસીનો પોષાક ધારણ કર્યો, અને નદીના મુખ તરફનાં તમામ વહાણ બાંધનારાનાં યાર્ડોમાં તપાસ કરી. પંદર યાર્ડોમાં તો કાંઇ પત્તો લાગ્યો નહિ, પરંતુ સોળમા–જેકબસનના યાર્ડમાં તપાસ કરતાં મને માલૂમ પડયું કે એક લાકડાના પગવાળા માણસે એરોરા નામની સ્ટીમલોંચને તેના સુકાનમાં થોડુંક રીપેર કામ કરવાને માટે બે દિવસથી રાખેલ છે; 'પણ એના સુકાનને કશુંયે નુકસાન પહોંચ્યું હોય એમ લાગતું નથી.' યાર્ડના ફોરમેને મને કહ્યું: 'જૂઓ પેલી લાલ પટ્ટાવાળી દેખાય છે તે એ લોંચ!' તે જ પળે એ લોંચનો માલિક મોરડેકાઈ સ્મિથ પોતે જ ફોરમેન પાસે આવ્યો. એ વખતે તેણે પુષ્કળ દારૂ પીધો હોય એમ લાગતું હતું. હું તેને ઓળખી શકયો ન હતો, પરંતુ તેણે પોતાનું તથા પોતાની લોંચનું નામ આપીને ફોરમેનને કહ્યું: 'આજે આઠ વાગે

મારે લોંચ તૈયાર જોઇએ—બરોબર આઠ વાગે હો કે; કારણ કે મારે બે ગૃહસ્થોને એ વખતે એમાં લઇ જવા છે. એમનાથી રોકાવાય તેમ નથી.' એ લોકોએ સ્મિથને સારો બદલો આપેલો હોવો જોઇએ. કેમકે તે બોલતો હતો એ વેળાએ ગજવામાં હાથ નાંખીને તેણે બે શાલીંગો કાઢીને ફોરમેનને આપી. હું થોડેક સુધી તેની પાછળ પાછળ ગયો, પરંતુ તે એક દારૂના પીઠામાં દાખલ થયો, એટલે હું પુનઃ યાર્ડ તરફ આવ્યો. એવામાં મેં જે છોકરાઓને આ બાબતની તપાસ માટે રોક્યા હતા, તેમાંનો એક મને માર્ગમાં મળી ગયો. મેં તેને લોંચ બતાવી અને તેના ઉપર ચોકી રાખવાની સૂચના કરી. તેને નદીના કિનારા ઉપર ઊભા રહેવાનું તથા જ્યારે એ લોંચ યાર્ડમાંથી નિકળે ત્યારે તેનો રૂમાલ હલાવીને નિશાન કરવાનું મેં સૂચવ્યું છે. આપણે તે વખતે એ યાર્ડની નજીક જઇ પહોંચ્યા હઇશું, એટલે તે નિશાન આપણા જોવામાં આવ્યા સિવાય નહિ જ રહે. પછી તો એ બન્ને માણસો અને ખજાનો આપણા હાથમાં જ આવેલો સમજો."

"એ લોકોએ ગુન્હો કર્યો હોય કે નહિ, તો પણ તમે તેમની પુંઠ પકડવામાં દાખવેલી કુશળતાની હું પ્રશંસા કર્યા વિના રહી શકતો નથી." જોન્સ બોલ્યો: "પરંતુ જો તમારી જગ્યાએ હું હોત તો. હું તો એક પોલિસની ટુકડીને જેકબસનના યાર્ડમાં લઇ જાત અને જ્યારે એ ખુનીઓ ત્યાં આવત ત્યારે ત્યાં જ તેમને ગીરફતાર બનાવી દેત."

"એમ કરવામાં તમને કદી પણ સફળતા મળી ન હોત." શેરલોક હોમ્સે કહ્યું: "મેં તમને પ્રથમથી જ કહ્યું છે કે જોનાથન સ્મોલ કાંઇ સાધારણ પ્રકારનો ગુન્હેગાર નથી. તે યાર્ડમાં આવતાં પહેલાં કદાચ કોઇને અગાઉથી તપાસ કરવાને મોકલે એ બનવા જોગ

છે. એટલે જો તેને સ્હેજ પણ શંકા આવી જાય તો તે પુનઃ પોતાના છૂપાવાના સ્થળે ભરાઇ રહે અને એક અડવાડિયા સુધી બહાર નિકળે નહિ. ”

“ પણ તો પછી મોરડેકાઈ સ્મિથને પકડીને તેનું છૂપાવાનું સ્થળ શોધી કઢાય. ” જોન્સે બીજો મુદ્દો રજુ કર્યો.

“ એમ બનવું પણ મુશ્કેલ. હું ધારૂં છું કે સ્મિથને એ લોકોએ પોતાના ઠેકાણાનો પત્તો આપેલો નહિ જ હોય. તેમ સ્મિથને એ જાણવાની જરૂર પણ શી? જ્યાંસુધી તેને પીવાને દારૂ અને ખર્ચવાને પૈસા મળતા હોય ત્યાંસુધી તેને એ લોકોની ખાનગી બાબતમાં ઊંડા ઉતરવાની જરૂર પણ શી? જે કાંઈ કરવાનું હોય એ બાબતની સૂચના તેઓ સ્મિથને ટપાલ મારફત કરતા હોય એ પણ બનવાજોગ છે. મેં બની શક્યું ત્યાં સુધી દરેક બાબતનો વિચાર કરી જોયો હતો અને તેમાં આ જ માર્ગ મને વિશેષ સરલ અને અસરકારક લાગ્યો હતો. ”

જ્યારે આ પ્રમાણે વાત અમારી વચ્ચે ચાલતી હતી ત્યારે અમે ટેમ્સ નદીના પૂલોને એક પછી એક પસાર કરીને આગળ વધતા હતા. જ્યારે લંડન શહેરને પસાર કરીને અમે આગળ વધ્યા ત્યારે સૂર્ય અસ્ત પામવાની તૈયારીમાં હતો. ટાવર પાસે પહોંચ્યા તે વખતે સૂર્ય અસ્ત પામી ગયો હતો, પરંતુ ખીલેલી સંધ્યાનો પ્રકાશ આસપાસના દૃશ્યને મનોરમ્ય બનાવતો હતો.

“ પેલો સામે દેખાય તે જેકબસ-નો યાર્ડ.” શેરલોક હોમ્સ સરેની દિશા તરફ વહાણોના શઢ તરફ આંગળી કરતો બોલ્યો: “ આપણે આપણી લોંચને અહીં દીવા દાંડીના પડછાયામાં રાખીશું એટલે એકદમ દૂરથી કોઇની દૃષ્ટિ આપણા ઉપર પડી શકે નહિ.”

તેણે ગજવામાંથી રાત્રીએ પણ જોઇ શકાય એવા કાચવાળું દૂરબીન કાઢયું અને કિનારા તરફ જોયું. તે બોલ્યોઃ "મારો પરેહેગીર તો કિનારાપર ઊભેલો દેખાય છે, પણ તેનો રૂમાલ હજી જોવામાં આવતો નથી."

---

## પ્રકરણ ૨૭ મું.

---

### આન્દામાનવાસીનો અંત.

---

અમે અમારી લોંચને દીવાદાંડીના પડછાયા તરફ ચલાવી. એ વખતે જોન્સ બોલ્યોઃ "આપણે નદીમાં થોડેક આગળ વધીને ઊભા રહીએ તો સારૂં. કેમકે એરોરા સ્ટીમલોંચ ત્યાં આવી પહોંચે કે તુરત તેને અટકાવી શકાય."

મને પણ જોન્સની એ સૂચના યોગ્ય લાગી. મેં કહ્યુંઃ "હા, એ બરોબર છે. એથી આપણે સહેલાઇથી ખૂનીઓને પકડી શકીશું."

પરંતુ હોમ્સને અમારી દલીલ પસંદ પડી હોય એવું લાગ્યું નહિ. તેણે કહ્યુંઃ "એ લોકોની સ્ટીમલોંચ નદીના મુખ તરફ જ વળશે એમ માની લેવાનું આપણી પાસે મજબૂત કારણ નથી. હું માનું છું કે તેઓ મોટે ભાગે તો નદીના મુખ તરફ જ વળશે, પરંતુ એ બાબતમાં આપણે ચોક્કસપણે કહી શકીએ તેમ નથી. વળી અહીંથી આપણે યાર્ડનું પ્રવેશદ્વાર જોઇ શકીએ છીએ જ્યારે એ લોકો આપણને જોઈ શકે તેમ નથી. આકાશ નિરભ્ર હોવાથી ચંદ્રનો પ્રકાશ નિર્મળ છે અને કિનારાપર બત્તીઓનો અજવાશ પણ પુષ્કળ છે. એટલે અહીં ઊભા રહેવાથી જ આપણે બરોબર નજર રાખી શકીશું. જુઓ

સામે માણસોનાં ટોળાં ગાસના દીવાના પ્રકાશમાં પસાર થતાં દેખાય છે. ”

“ એ લોકો યાર્ડમાં કામ કરતા કામદારો હશે– પોતાના કામ પરથી છૂટયા હશે. ” મેં કહ્યું.

“ હા, એમ જ હોવું જોઇએ. તેમનો દેખાવ કેવો ગંદો છે ? પરંતુ એ દરેકે દરેક મનુષ્યમાં જેનો કદી પણ નાશ ન થઈ શકે એવો દિવ્ય પ્રકાશ–આત્મા રહેલો છે. અલબત્ત જડ દષ્ટિએ એને તમે જોઈ શકો તેમ નથી જ. આવા મનુષ્યોમાં દિવ્યાત્મા વાસ કરી રહેલો હોય એમ કોઇને ભાગ્યે જ લાગે. ખરેખર મનુષ્ય–માનવપ્રાણી એક અનિર્વાચ્ય સમસ્યા છે. ”

“ કેટલાકો મનુષ્યોને પશુઓની સાથે સરખાવે છે અને જે પશુઓના દેહમાં આત્મા વાસ કરી રહ્યો છે તે મનુષ્યપ્રાણી, એવી વ્યાખ્યા કરે છે.” મે કહ્યું.

“ હા, એ કથનમાં પણ કેટલોક સત્યાંશ સમાયેલો છે ખરો.” હોમ્સ બોલ્યો “ પરંતુ સામે રૂમાલ દેખાય છે કે શું ? હા હા, તે જ, જુઓ પેલો છોકરો ધોળો રૂમાલ આમ તેમ હલાવે છે. ”

“ હા. એ તમારો પહેરેગીર જ છે. ” હું બોલી ઉઠયો: “ હું પણ તેનું નિશાન સ્પષ્ટપણે જોઈ શકું છું.”

“ અને પેલી બાજુએ દષ્ટિ કરો. જૂઓ, એરોરા સ્ટીમલોંચ યાર્ડમાંથી બહાર પડી. તેની ઝડપ કેટલી બધી છે ? એંજીનીયર ! ચલાવો, આપણી લોંચને પણ ફુલસ્પીડમાં પેલી પીળી બત્તીવાળી લોંચની પાછળ મારી મૂકો. આહ ! જો આ વખતે એ લોકો આપણા હાથમાંથી છટકી જશે તો મને મારા પોતાના ઉપર અત્યંત તિરસ્કાર છૂટશે. ”

એ સ્ટીમલોંચ યાર્ડમાંથી બહાર પડીને બે–ત્રણ બનેલાની

પાંછળ પસાર થઇને પૂર ઝડપે આગળ ધસતી હતી. તે નદીના મુખ તરફ જતી હતી. જોન્સે નિરાશાપૂર્ણ હૃદયે તેની સામે દૃષ્ટિ કરીને મસ્તક ધૂણાવતાં કહ્યું: "એ લોંચનો વેગ અત્યંત તીવ્ર છે. મને આશા નથી કે આપણે તેને પકડી શકીએ."

"આપણે તેને પકડી પાડવી જ જોઇએ." હોમ્સ 'પાડવી જ જોઇએ' એ શબ્દોપર ભાર દઇને બોલ્યો અને કોલસા નાખનાર તરફ ફરીને તેને કહેવા લાગ્યો: "કોલસા ભરો! કોલસા ભરો! કોલસાના સપ્ત તાપથી કદાચ બોટને નુકસાન થાય તોયે ચિંતા નથી. પણ એ લોકો હવે આપણા હાથમાંથી છટકી જવા નહિ જોઇએ. માટે ગમે તેમ કરીને પણ આપણી લોંચની ઝડપ વધારો."

અમારી સ્ટીમલોંચની ઝડપ પણ તીવ્રતર બનતી ગઇ. લોંચના ધૂમાડીયામાંથી ભખભખ કરતો ધૂમાડો નિકળવા લાગ્યો અને એંજીનો પણ જાણે આ વખતે પોતાની કસોટી છે એમ સમજી ગયાં હોય તે પ્રમાણે વેગપૂર્વક કામે લાગ્યાં. લોંચના મોખરાના અણીવાળા ભાગના આઘાતથી અમારી બન્ને બાજુએ નદીનું પાણી મોજાંની માફક ઉછળતું અમને માર્ગ આપવા લાગ્યું. સ્ટીમલોંચ એટલી ઝડપથી ચાલતી હતી અને એંજીનો એટલા વેગથી કામ કરી રહ્યાં હતાં કે અમે પણ અમારી બેઠકપરથી ઉછળતા હતા. અમારી લોંચના મોખરાના ભાગ ઉપર એક પીળું ફાનસ હતું. તેના પ્રકાશથી સામેનો ભાગ સ્પષ્ટપણે જોઇ શકાતો હતો. પાણીની સપાટી ઉપર એક કાળી વાદળીની માફક એરોરા સ્ટીમર પસાર થતી હતી. તેની પાછળ દેખાતા ફીણના ગોટા ઉપરથી તેની તીવ્ર ઝડપનો ખ્યાલ આવી શકતો હતો. અમે એક પછી સ્ટીમરો, બતેલા અને મછવાની એક કિંવા બીજી બાજુએ થઇને આગળ ને આગળ ધસતા હતા. તે નૌકાઓ ઉપરના માણસો

અમને પૂર ઝડપથી જતા જોઈને અમારી ઝડપને ધીમી કરવાને બૂમો પાડતા હતા, પરંતુ એરોરા સ્ટીમર વેગપૂર્વક પલાયન થતી હતી, એટલે અમે પણ બૂમો પાડનારાઓની દરકાર કર્યા સિવાય ઝડપને સ્હેજ પણ કમી કર્યા સિવાય આગળ ધસતા હતા.

"કોલસા ભરો! ભાઈ! કોલસા ભરો!" પુનઃ એંજીન પાસે જઇને શેરલોક હોમ્સ કોલસા નાખનારને સૂચના કરવા લાગ્યોઃ " સ્ટીમને બની શકે તેટલી હદ સુધી લઇ જાઓ." અગ્નિના પ્રકાશથી તેનો આતુર ચ્હેરો ભયાનક લાગતો હતો.

"હું ધારૂં છું કે એરોરા અને આપણી વચ્ચેનું થોડુંક અંતર આપણે કાપી શક્યા છીએ." આગળ ખૂનીઓને લઇને જતી સ્ટીમલોંચ તરફ દૃષ્ટિ કરતો જોન્સ બોલ્યો.

"મને ખાત્રી છે કે આપણે થોડીક મીનિટોમાં જ તેની પાસે પહોંચી જઇશું." મે કહ્યું.

પરંતુ એ જ વખતે જાણે અમારૂં દુર્ભાગ્ય અમારી સામે ફરી વળ્યું હોય તે પ્રમાણે ત્રણ બતેલા એકની સાથે બીજાને રસીથી બાંધેલા એવી રીતે અમારી વચ્ચે પડેલા જોવામાં આવ્યા. માત્ર સુકાન ફેરવનારની સમયસૂચકતાને લીધે જ અમે તે બતેલાની સાથે અથડાતા સ્હેજમાં બચી ગયા. એ વખતે અમારી સ્ટીમલોંચના વેગને સ્હેજ કમી કરીને તે બતેલાની બાજુએ લોંચને ફેરવવી પડી. કેમકે તે સિવાય આગળ જઇ શકાય તેમ ન હતું, પરંતુ એટલા સમયમાં તો એરોરા લોંચે બસો વારનું અંતર કાપી નાખ્યું. અર્થાત્ તેની પાસે પહોંચવાને જેટલું અંતર અમારે કાપવાનું હતું તેમાં આ બીજા બસો વારનો વધારો થયો. જો કે એ એટલી દૂર હોવા છતાંયે અમે તેને જોઇ શકતા હતા. હવે સંધ્યાનો ઝાંખો પ્રકાશ પણ લુપ્ત થઈ ગયો હતો

અને તારા ચમકી રહ્યા હતા. અમારાં બોઇલરો પૂર જોસથી ધમધમી રહ્યાં હતાં અને ચક્રરો એક કવિની અતિશયોક્તિયુક્ત ભાષામાં કહીએ તો વિજળીના વેગથી ચાલતાં હતાં. અમે પૂલની વચ્ચે થઇને વેસ્ટ ઈન્ડીયા ડોક્સ અને ડેપ્ટફોર્ડરીચ પાસેથી પસાર થઇ ડોગ્સના બેટડાની આસપાસ ચક્કર લગાવી આગળ વધ્યા. પ્રથમ એરોરા અમને કાળી વાદળી જેવી દેખાતી હતી. પરંતુ હવે તે અમારી દૃષ્ટિએ વિશેષ સ્પષ્ટપણે દેખાવા લાગી. જોન્સે અમારી સર્ચલાઇટનો પ્રકાશ તેના ઉપર ફેંકયો, એટલે તેના તુતક ઉપરના મનુષ્યને પણ અમે જોઈ શકવા લાગ્યા. એક માણસ સુકાન પાસે પોતાના બે પગની વચ્ચે કાંઇક કાળો પદાર્થ રાખીને બેઠો હતો. તેની પાસે ન્યુફાઉન્ડલેન્ડ જાતનો કાળો કૂતરો નીચે બેઠેલો હતો. એક છોકરાએ સુકાન પકડી રાખ્યું હતું. ભઠ્ઠી પાસે મોરડેકાઈ સ્મિથ પાટલુન, ખમીસ અને વાસકોટ પહેરીને ઊભો હતો. તે ભઠ્ઠીમાં કોલસા ભરતો હોય એમ લાગતું હતું. પ્રથમ તો એ લોકોને અમે તેમની પાછળ પડયા છીએ એ બાબતની માત્ર શંકા જ ઉપસ્થિત થઈ હતી. પરંતુ એ લોંચ એક બાજુએ વળાંક લેતી તો અમે પણ તેની પાછળ વળાંક લેતા, તે બીજી બાજુએ જતી તો અમે પણ તે બાજુએ અમારી લોંચને ચલાવતા. એ ઉપરથી હવે તો અમે તેમની પાછળ જ પડયા છીએ, એવી તેમની ખાત્રી થઈ ચૂકેલી હોવી જ જોઇએ. ગ્રીનીચ પાસે અમારી અને એ લોંચની વચ્ચે ત્રણસો કદમનું છેટું હતું. બ્લેકવોલ પાસે એ અંતરમાં અમે પચાશ કદમનો ઘટાડો કરી શકયા હતા. મેં અગાઉ ઘણી વાર ઘણા પ્રદેશોમાં શિકાર કરવા જતાં અનેક પ્રાણીઓની પુંઠ પકડી હતી, પરંતુ આજની રાત્રીએ ટેમ્સ નદી ઉપર મનુષ્યશિકારની પાછળ પડવામાં મારા હૃદયમાં જે ધબકારા થતા હતા, તેના જેવી મારા હૃદયની

સ્થિતિ મેં આગળ કદી પણ અનુભવી ન હતી. અમે ધીમે ધીમે અમારી બે લોંચોની વચ્ચેના અંતરમાં એક એક વારનો ઘટાડો કર્યે જતા હતા. રાત્રી નિઃસ્તબ્ધ હતી, એટલે એ સ્ટીમલોંચનાં યંત્રો ચાલતાં થતો અવાજ પણ હવે તો અમારા કાને પડતો હતો. સુકાન પાસે બેઠેલો માણુસ તુતકની ફરતી કિનારીને અઢેલી રહ્યો હતો અને જાણે તે કાંઇક કરતો હોય એવી રીતે તેના બે હાથ હાલતા દેખાતા હતા. તેમ જ અવારનવાર તે અમારી સ્ટીમલોંચ સામે દૃષ્ટિ કરીને અમારી તથા તેની વચ્ચે કેટલું અંતર છે, એની અટકળ કરતો હોય એમ લાગતું હતું. અમે તે લોંચની નજીક ને નજીક જઇ પહોંચતા હતા. જોન્સ સત્તાદર્શક દમામ સાથે એરોરા સ્ટીમલોંચને ઊભી રાખવાને બૂમો પાડયા કરતો હતો. હવે અમારી વચ્ચેનું અંતર ચાર મછવા જેટલી લંબાઇનું રહ્યું હશે. પરંતુ ઓરોરાએ પોતાની ઝડપ ઓછી કરી નહિં. બન્ને સ્ટીમલોંચો પૂર ઝડપે દોડી જતી હતી. અમે હવે લગભગ નદીના મુખ પાસે આવી પહોંચ્યા હતા. એક બાજુએ બાર્કિંગલેવલ અને બીજી બાજુએ ઉદાસિન દેખાવનું પ્લમસ્ટેડ માર્શીઝ દેખાતું હતું. અમે એરોરાને ઊભી રાખવાને બૂમો પાડવા લાગ્યા. એ સાંભળીને સુકાન પાસે બેઠેલો માણુસ ઊભો થઇને અમારી સામે મૂઠીઓ ઉગામતો બિભત્સ શબ્દોથી અમને વધાવી લેવા લાગ્યો. તે કદમાં ઉંચો અને મજબૂત દેખાવનો માણુસ હતો. તે ઊભો હતો એથી જોઈ શકાતું હતું કે તેની જમણી બાજુના પગનો નીચેનો ભાગ લાકડાનો હતો. તેની બૂમો સાંભળીને તુતક ઉપર પડેલો પેલો કાળો ન્યુફાઉન્ડલેન્ડ કૂતરો હાલવા લાગ્યો, પરંતુ તે મનુષ્યની માફક બે પગ ઉપર ઊભો રહેતાં તેને કૂતરો માનવામાં મેં ભૂલ કરી હતી એમ હું સમજી શકયો. એ કાંઇ કૂતરો ન હતો પરંતુ

જોનાથન સ્મોલનો સાથી–આન્દામાનનો જંગલી–માથાંલોમ્બુનો ખૂની હતો. એના જેવડો ઠિંગણો માણસ મેં મારી જીંદગીમાં કદી પણ જોયો ન હતો. તેનુ માથું બેડોળ રૂંઢમુંઢના જેવું હતું અને માથા ઉપર કાળાં બાબરાં હવામાં ફરકતાં હતાં. હોમ્સે તો ક્યારનીયે તેની રિવોલ્વર કાઢીને ઘોડો ચડાવીને તૈયાર રાખી હતી. મેં પણ આ જંગલી મનુષ્યને જોતાં મારી રિવોલ્વર બહાર કાઢી અને ઘોડો ચડાવ્યો. એ માણસે પોતાના શરીરની આસપાસ કાળો ધાબળો કે બ્લેંકેટ જેવું કપડું વીંટાળેલું હતું, એટલે માત્ર તેના ધડની ઉપરનો ભાગ જ અમારી દૃષ્ટિએ પડતો હતો; પરંતુ એ ચ્હેરો એટલો ભયંકર લાગતો હતો કે રાત્રીએ નિદ્રામાં પણ તેનું જ સ્વપ્નું આપણને આવ્યા કરે. તેના ચ્હેરાપર વિકરાળપણું અને ક્રૂરતા જ વિલસી રહ્યાં હતાં. તેની ઝીણી આંખો તેમાંથી જાણે આગના તણખા નિકળતા હોય એ પ્રમાણે ચળકતી હતી. તેણે દાંતની વચ્ચે ભીંસેલા હોઠથી તેના અંતરમાં પ્રકટી રહેલો ગુસ્સો પ્રકટ થતો હતો. તે અમારી સામે એક ધાતકી પશુની માફક ધુરકી રહ્યો હતો.

“ જો એ માણસ તેના હાથ ઉંચા કરે તો એક પળની પણ ઢીલ કર્યા સિવાય તેના ઉપર ફેર કરજો.” હોમ્સે મને સૂચવ્યું.

હવે અમારી લોંચો વચ્ચે માત્ર એક જ મછવાની લંબાઈ જેટલું છેટું હતું. એમ કહો કે અમે જે હેતુને માટે નિકળ્યા હતા તે હેતુ સિદ્ધ થવાની અણી ઉપર હતો. હું એ લોંચ ઉપર ઊભેલા બન્ને માણસોને હવે તદ્દન સ્પષ્ટપણે જોઈ શકતો હતો. ગોરો માણસ એટલે જોનાથન સ્મોલ પોતાના બે પગ પહોળા રાખીને ઊભો હતો. તે અમારા ઉપર ગાળોનો વર્ષાદ વરસાવતો હતો. તેનો બેડોળ ઠિંગણો સાથીદાર અમારી સામે અંગારા ઝરતી આંખે જોઈ રહ્યો હતો. એ

લોકોને પણ અત્યારે પોતાની પરિસ્થિતિનો સંપૂર્ણ ખ્યાલ આવી ચૂક્યો હોય એમ લાગતું હતું.

અમારાં એટલાં સદ્‌ભાગ્ય કે અમે એ આન્દામાનના જંગલીને બરાબર રીતે જોઈ શકતા હતા અને તેની કશી પણ હીલચાલ અમારી દૃષ્ટિની બહાર રહી શકે તેમ ન હતું. કેમકે એ વખતે તેણે પોતે ધાબળાની અંદરથી એક ગોળ લાકડાના ભૂંગળા જેવી વસ્તુ કાઢી. તેનો દેખાવ ન્હાની આંકણીના જેવો હતો. એ આંકણીનો એક છેડો તે પોતાના હોઠ પાસે લઈ ગયો, પરંતુ તે જ વખતે મેં અને શેરલોક હોમ્સે પિસ્તોલો ફોડી. તેણે ચક્કર ખાધું, પોતાના હાથ નીચા નાંખી દીધા અને એક પળ માત્રમાં તો તે ખસીને નદીની અંદર જઈ પડ્યો. નદીના પાણીમાં તેનું પ્રેત છેલ્લી વારનું મારા જોવામાં આવ્યું. તેણે જળસમાધી કરી લીધી. પરંતુ તે જ વખતે લાકડાના પગવાળા માણસે ત્વરાથી સુકાન ફેરવ્યું, એટલે એરોરા લોંચ દક્ષિણ દિશાના કિનારા તરફ જવા લાગી; જ્યારે અમે તેના પાછલા ભાગ પાસે પસાર થઇને થોડાક આગળ વધી ગયા. પરંતુ તેનું કિનારા તરફનું વલણ જોઇને અમે પણ અમારી લોંચને એ બાજુએ ફેરવી. એટલા સમયમાં પણ એરોરા લોંચ લગભગ કિનારા પાસે પહોંચી ગઈ હતી. જે તરફ એ લોંચ જતી હતી તે બાજુ જંગલ જેવું હતું. ચંદ્રના પ્રકાશથી અમે જોઈ શકતા હતા કે એ સ્થળે દૂર દૂર સુધી ન્હાનાં મોટાં વૃક્ષો ઉગેલાં હતાં. લોંચ મોટા અવાજ સાથે કાદવવાળા કિનારા પર ધસી ગઈ. લોંચનો આગલો ભાગ ઉંચો થઈ ગયો હતો જ્યારે પાછલો ભાગ પાણીમાં ડૂબેલો દેખાતો હતો. જોનાથન સ્મોલ લોંચમાંથી કૂદીને કિનારાપર જઈ પડ્યો, પરંતુ તેના દુર્ભાગ્યે તેનો લાકડાનો પગ કાદવમાં ખુંચી ગયો. તેણે એ પગ કાદવમાંથી બહાર કાઢવાને

ફાંફાં માર્યાં, પરંતુ તેમાં તેને નિષ્ફળતા જ મળી. તે એક પગલું પણ આગળ કે પાછળ જઈ શકયો નહિ. તે ગભરાઇ ગયેલા મનુષ્યની માફક ઘાંટા પાડતો બીજા પગ ઉપર ભાર દઇને લાકડાવાળો પગ જમીન-માંથી બહાર કાઢવા લાગ્યો; પરંતુ તેમ તેમ તો એ પગ વધારે ને વારે કાદવમાં ખુંચતો ગયો. છેવટે અમે અમારી લોંચ તેની લોંચની બાજુમાં લઇ ગયા ત્યારે તે જમીનમાં એટલો બધો ઊંડો ઉતરી ગયો હતો અને ચીકણી માટી સાથે તેનો લાકડાનો પગ એટલા જોરથી ચોંટી રહ્યો હતો કે અમારે તેની છાતીની આસપાસ દોરડું બાંધીને તેને માછલાની માફક બહાર ખેંચી કાઢવો પડયો. મોરડેકાઈ સ્મિથ અને તેનો છોકરો માસ્ટર સ્મિથ આ બધું જોઇને ગભરાઈ ગયા હતા. તે સ્ટીમલોંચ-પર એક સ્થળે ભરાઈ રહ્યા હતા. પરંતુ એક પોલિસ ઇન્સ્પેકટર તેમને અમારી સ્ટીમલોંચમાં લાવ્યો. અરોરા લોંચને અમારી લોંચના પાછલા ભાગ સાથે બાંધી દીધી. એ લોંચના તુતક ઉપર હિંદી બનાવટની એક લોઢાની ન્હાની પેટી જેવું પડેલું હતું. આ લોઢાની પેટીમાં જ આગ્રાનો ખજાનો ભરેલો હોવો જોઇએ; એમાં તો કશો પણ શક ન હતો. તેની કુંચી અમારા જોવામાં આવી નહિ, પરંતુ પેટી વજનમાં ભારે હતી. એટલે અમે તેને સંભાળથી અમારી લોંચપર લાવીને એક ઓરડીમાં મૂકી દીધી. હવે અમે અમારી લોંચનું મુખ નદીના ઉપલા ભાગ તરફ ફેરવ્યું. લોંચ સાધારણ ગતિએ પાછી ફરવા લાગી. તે વખતે સર્ચલાઇટનો પ્રકાશ ફેંકીને નદીમાં ચોતરફ જોયું પરંતુ આન્દામાનના જંગલીનું મુડદું ક્યાંય પણ જોવામાં આવ્યું નહિ. ઇંગ્લાંડને પહેલીવાર જ પોતાની મુલાકાતનું માન આપનાર એ આન્દામાનવાસીનું પ્રેત ટેમ્સ નદીના તળીયે કાઈ ઠેકાણે પડયું હશે.

" જુઓ આ. " એક લાકડાના કાળા કાંટા જેવી ચીજ તરફ આંગળી કરતો શેરલોક હોમ્સ બોલ્યો: " સારૂં થયું કે આપણે એક ક્ષણની પણ ઢીલ કર્યા વિના આપણી પિસ્તોલો ફોડી. બાકી નહિ તો આપણું આવી જ બન્યું હતું. "

હોમ્સનું કહેવું ખરૂં હતું. અમે જે સ્થળે ઊભા હતા ત્યાં આગળ નજીકમાં જે કાંટો અમે બાર્થોલોમ્યુના શરીરપરથી ખેંચી કાઢયો હતો તેના જેવો કાંટો ખૂંચી ગયેલો હતો. અમે જે વખતે પિસ્તોલ ફોડી તે જ વખતે પેલા જંગલીએ તે કાંટો ફેંકેલો હોવો જોઇએ એમ મને લાગ્યું. હોમ્સ એ કાંટા તરફ જોઇને હસ્યો અને બેદરકારીના ભાવ પૂર્વક ખભા હલાવવા લાગ્યો પરંતુ હું ખરૂં કહું છું કે જો એ કાંટો અમારામાંથી એકાદને વાગ્યો હોત તો તેનું કેવું પરિણામ આવત અને અમારામાંના એકાદાનું કેવી ભયંકર રીતે મોત નિપજત, એ વિચાર મારા મનમાં ઉદ્‌ભવ્યો અને મારૂં આખું અંગ ધ્રૂજી ઉઠયું. એ ભય હવે નિર્મૂળ થઇ ગયો હતો. બાર્થોલોમ્યુનો ખૂની ટેમ્સ નદીને તળીયે જઇ બેઠો હતો. હવે તેના ઝેરી હથિયારનો ભય રાખવાનું કશું ; પણ કારણ ન હતું. એ પ્રમાણે આ બેમાંના એકનો અંત તો આવી ગયો હતો અને શેરલોક હોમ્સને તેના પ્રયાસમાં યશ મળ્યો હતો. એ વિચારથી મારૂં મન શાંત બન્યું. શેરલોક હોમ્સનો ચ્હેરો પણ આનંદી અને શાંત હતો. જોન્સ સાહેબ ખુશમિજાજમાં આવી ગયા હતા અને એક પછી એક સીગારનો ધાણ વાળતા હતા. અમારા ત્રણેના આનંદનો પાર ન હતો. માત્ર મારા આનંદમાં અમુક ટકા દિલગીરીનું મિશ્રણ થયેલું હતું. મને વિશેષ આનંદ એટલા માટે થતો હતો કે હું મારા હૃદયની દેવી પાસે આગ્રાના ખજાનાની પેટી લઇ જનાર હતો, અને તે ખજાનાનો અર્ધભાગ તેને

માસ થવામાં અમુક અંશે હું પણ કારણભૂત ગણાઉં તેમ હતું. દિલગીરી માત્ર એટલી જ હતી કે હવે તેની સાથે સમગ્રંથીથી જોડાવાની આશાને મારે કાયમને માટે સમુળગો ત્યાગ કરી દેવો પડે તેમ હતું.

---

## પ્રકરણ ૨૮ મું.

---

### જોનાથન સ્મોલ.

---

આ મારી સ્ટીમ લોંચની કેબિનમાં જે પેટીને માટે પોતે આટલો બધો શ્રમ વેઠયો હતો અને જે પેટીને કારણે જ પોતાની આવી પરિસ્થિતિ થઈ હતી, તે આગ્રાના ખજાનાની પેટીની પાસે જોનાથન સ્મોલ બેઠો હતો. તેનો ચ્હેરો સૂર્યના તિક્ષ્ણ તાપને લીધે સ્હેજ કાળો પડી ગયો હોય એવો લાગતો હતો. તેનાં નેત્રો અત્યારે નિસ્તેજ બની ગયાં હતાં. તેના મ્હોં ઉપર કરચલી પડી ગઈ હતી. ગાલમાં પડેલા ખાડા દેખાઈ આવતા હતા. એપરથી આ માણસે દુઃખી જીવન ગાળ્યું હશે એમ સ્પષ્ટપણે જણાઈ આવતું હતું. તેની હડીવાળો ભાગ સ્હેજ ઉપસેલો લાગતો હતો. એથી અનુમાન થઈ શકતું હતું કે જે કાર્ય કરવાનું આ મનુષ્યના મગજમાં ઉત્પન્ન થયું હોય તે કાર્યનો અંત લાવ્યા સિવાય તે રહે તેમ ન હતો. તેની ઉમર લગભગ પચાસ કે તેની આસપાસમાં હશે. કેમકે તેના કાળા વાળની વચ્ચે ઘણા સફેદ વાળ પણ નજરે પડતા હતા. જ્યારે તે શાંતપણે બેઠો હોય ત્યારે તેનો ચ્હેરો અણગમો ઉત્પન્ન કરે

તેવો લાગતો ન હતો, પરંતુ જો તે ગુસ્સામાં આવેલો હોય તો તે વખતનો તેના ચ્હેરાનો દેખાવ ભયંકર થઇ પડતો હતો. અલ્પ સમય પહેલાં જ અમને એ બાબતનો અનુભવ થયો હતો. તે પોતાની સ્ટીમલોંચ ઉપર ઊભો ઊભો અમને બિભત્સ શબ્દોથી વધાવી લેતો હતો એ સમયની તેના ચ્હેરાની ભયંકરતા જોવાનો પ્રસંગ અમને મળ્યો હતો. અત્યારે તે એક ખૂરશી ઉપર બેઠો હતો. તેના હાથમાં હાથકડી પહેરાવી દેવામાં આવી હતી. તે નીચું માથું રાખીને જે પેટી પોતાનો દુ:ખદ અંત આણવામાં કારણભૂત થઈ હતી તેની તરફ વેધક દૃષ્ટિએ જોઈ રહ્યો હતો. તેની સામે નજર કરતાં હું જોઈ શકયો કે અત્યારે તેના મનમાં ગુસ્સાનો લેશ પણ અંશ ન હતો. શોક અને ચિંતાથી તેનું વદન ઘેરાઈ ગયું હતું. એક વખત તેણે મારી સામે જોયું. તે સમયના તેના નેત્રના ભાવપરથી મને લાગ્યું કે આ મનુષ્ય અમારી સામે મશ્કરીની ઢબથી જોતો હોવો જોઇએ. કેમકે એ વખતે તેના મુખ પર એક પ્રકારનું હાસ્ય વિલસી રહ્યું હતું. જો કે એમ કરવાનું તેને શું કારણ હશે તે હું સમજી શકયો નહિ. અમે તેને પકડયો હતો, બાર્થોલોમ્યુનો ખૂની પણ અમારા હાથમાંથી છટકી જવા પામ્યો ન હતો, અને જે ખજાનાની પેટી તે ઉપાડી ગયો હતો, તેને પણ અમે કબજે કરી હતી; એટલે મને તો એવું કશું પણ કારણ જણાયું નહિ કે જેને લીધે આ માણસ અમારી મશ્કરી કરી શકે.

"મી. જોનાથન સ્મોલ !" હોમ્સ સીગાર સળગાવતો બોલ્યો: "આખરે આવું પરિણામ આવેલું જોઇને મને અત્યંત દિલગીરી થાય છે." "અને મને પણ આપના જેટલી જ દીલગીરી થાય છે, સાહેબ!" સ્મોલે પણ સરળતાપૂર્વક જ ઉત્તર આપ્યો: "પરંતુ આ ગુન્હાને માટે મારે ફાંસીને લાકડે લટકવું પડશે એમ હું માનતો નથી હું આપણા ધર્મપુસ્તક બાઇબલના સોગંદપૂર્વક જણાવું

છું કે મી. બાર્થોલોમ્યુ શોલ્ટોનું ખૂન મેં નથી કર્યું. પેલા ઠિંગણા ટોંગોએ ઝેરી કાંટો બાર્થોલોમ્યુ ઉપર ફેંક્યો હતો. એ ખુનમાં મારો કશો પણ હાથ ન હતો–મેં ટોંગોને મી. શોલ્ટોનું ખૂન કરવાની સૂચના પણ આપી ન હતી, બલ્કે જ્યારે મી. શોલ્ટોની એવી દશા જોઇ ત્યારે મારા પોતાના ભાઇના મૃત્યુથી મને જેટલું દુઃખ થાય તેટલું જ દુઃખ તેમના મૃત્યુથી થયું હતું. મેં ટોંગોના એ દુષ્ટ કૃત્ય માટે તેને દોરડા વડે માર્યો હતો પણ ખરો, પરંતુ બનવાનું હતુ તે બની ગયું હતું. મી. શોલ્ટોને પુનઃ સજીવન કરવાની મારામાં શક્તિ ન હતી."

"લ્યો આ સીગાર સળગાવો અને પેલી શીશીમાંથી થોડાક મદ્યનું પાન કરો. કેમકે તમે અત્યંત શ્રમિત થઇ ગયેલા જણાઓ છો." હોમ્સે તેને સૂચવ્યું: "પણ, સ્મોલ ! એક વિચાર મારા મનમાં ઘોળાયા કરે છે. તમે દોરડાવાટે ચડીને મી. શોલ્ટોના ઓરડામાં દાખલ થાઓ ત્યાંસુધી આ આન્દામાનના જંગલી જેવો ઠિંગણો માણસ મી. શોલ્ટોને પોતાના કબજામાં રાખી શકશે, એમ તમે શા ઉપરથી ધાર્યું હતું? જો મી. બાર્થોલોમ્યુ શોલ્ટો જીવતો હોત તો હું નથી ધારતો કે આ તમારો ટોંગો તેને ગીરફતાર બનાવી શકયો હોત."

"અહો ! સાહેબ ! તમે એ વખતે જાણે એ ઓરડામાં જ રહીને અમારી હીલચાલ ઉપર નજર રાખતા હો, એવી રીતે જ બોલો છે. ખરી વાત તો એ છે કે એ વખતે તે ઓરડામાં કોઇ પણ નહિ હોય એમ જ મેં ધાર્યું હતું. હું એ ઘરના રીતરીવાજથી સારી પેઠે વાકેફગાર હતો. એટલે મારા જાણવામાં હતું કે અમે જે વખતે તે ઓરડામાં પેઠા તે સમયે હમેશાં મી. શોલ્ટો વાળુ કરવાને નીચે આવતો હતો. હવે આ બાબતમાં હું કશું પણ છૂપાવવા માગતો નથી. હું માનું છું કે મેં કશો પણ અન્યાય આ કેસમાં કરેલો નથી. એટલે તમામ હકીકત

સાચેસાચી જણાવી દેવામાં મને કશો પણ ભય નથી. હા જો મેજર શોલ્ટો હોત તો જુદી વાત હતી. તેનું ખૂન કરતાં મને જરી પણ આંચકો લાગત નહિ, અને તેમ કરતાં જો હું કદાચ પકડાઇ જાત તો પણ તે ગુન્હાને માટે ફાંસીને લાકડે લટકતાં મને જરી પણ દુ:ખ થાત નહિ. ઉલટું મારૂં હૃદય હલકું થાત. જેમ આ સીગારને સળગાવી નાખતાં મને જરી પણ વિચાર થતો નથી તે જ પ્રમાણે મેજર શોલ્ટોની છાતીમાં છરી ઘોંચી ઘાલતાં પણ મને વિચાર થાત નહિ. બાકી બાર્થોલોમ્યુ શોલ્ટોને માટે મારા મનમાં કશો પણ વેર-ભાવ ન હતો, એટલે તેનો નાશ કરવાની હું ઇચ્છા કરૂં જ નહિ."

"વારૂ, અત્યારે તમે પોલિસ ખાતાના ડિટેકિટવ મી. એથેલની જોન્સના તાબામાં છો. તે તમને મારા મકાનમાં લઈ આવશે. ત્યાં આ બાબતને લગતી આગલીપાછલી તમામ હકીકત હું તમારી પાસેથી જાણવા માગું છું. હું ધારૂં છું કે તમે આ કેસને લગતી સંપૂર્ણ વિગત જરી પણ સંકોચ રાખ્યા સિવાય નિષ્કપટપણે મને વિદિત કરજો. જો તમે મારાથી ભેદ નહિ રાખો તો હું તમને કદાચ ઉપયોગી થઈ પડીશ. હું ધારૂં છું કે મી. શોલ્ટોને વાગેલા કાંટાનું ઝેર એટલું બધું તીવ્ર હતું કે તમે ઓરડામાં દાખલ થયા તે પહેલાં જ તે મરણ પામેલો હોવો જોઇએ. હું તે કોર્ટમાં સાબિત પણ કરી આપીશ." હોમ્સે જોનાથન સ્મોલ પાસેથી સત્ય હકીકત કઢાવવાના ઉદ્દેશથી તેને ઉપર મુજબ આશ્વાસન આપતાં કહ્યું.

"ખરૂં છે, સાહેબ! તે જ પ્રમાણે બન્યું હતું. ઓરડામાં હું દાખલ થયો તે વખતે મી. શોલ્ટોનું માથું ઢળી પડયું હતું અને ડોળા ફાટી રહ્યા હતા. મેં તેને જોયો ત્યારે મને એટલો બધો ભય લાગ્યો હતો કે એવો પ્રસંગ મેં મારી જીંદગીમાં કદી પણ અનુભવ્યો નથી.

મી. શોલ્ટોની એવી દુરાવસ્થા જોઇને મારા મન ઉપર અત્યંત અસર થઇ હતી. સારૂં થયું કે ટોંગો મારા હાથમાંથી છટકી ગયો. નહિ તો મને તેના ઉપર એટલો બધો ગુસ્સો ચડ્યો હતો કે મેં તેને ત્યાંને ત્યાંજ પૂરો કરી દીધો હોત. એથી જ તે પોતાની એક ભૂંગળી અને કાંટા એ ઓરડામાં ભૂલી ગયો હતો; અને મને લાગે છે કે એ કાંટાને લીધે જ તમને અમારા ઉપર શંકા આવેલી હોવી જોઇએ. તો પણ તમે અમારૂં પગેરૂં કેવી રીતે શોધી કાઢ્યું અને અહીં સુધી અમારી પાછળ પાછળ કેવી રીતે આવી શક્યા, એ તો હું હજી પણ સમજી શકતો નથી. જો કે એથી મને તમારા ઉપર ગુસ્સો ચડ્યો નથી. તમે તો તમારી ફરજ બજાવી છે." તે પોતાના વદન ઉપર કટુતામિશ્રિત હાસ્ય આણુતો બોલ્યો: "મારો આ ખજાનાના ઓછામાં ઓછા અર્ધ ભાગ ઉપર હક્ક હતો, પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. ખજાનાના ખરા હકદારને પોતાની અર્ધી ઉમર આન્દામાનમાં પત્થર ફોડવામાં વિતાવવી પડી અને હવે બાકીની ઉમર ડાર્ટમુર ખાતે ખાણુ ખોદવામાં વિતાવવી પડશે! હાય! જે દિવસે મેં અસ્મત વેપારીના ખૂનમાં હાથ બોળીને આ આગ્રાના ખજાના તરફ મારી વૃત્તિ દોડાવી, એ મારા દુર્ભાગ્યનો દિવસ હતો! આ ખજાનો પણ કોણુ જાણે કેવોયે છે કે તે જે જે માણુસના હાથમાં ગયો તે દરેકને દુઃખ દુઃખ અને દુઃખ સિવાય બીજું કશું પણ પ્રાપ્ત થયું નહિ. અસ્મત બિચારો વગર મોતે માર્યો ગયો, મેજર શોલ્ટો પણ ભયગ્રસ્તતામાંજ મરણુ પામ્યો અને મારે માટે જીવનપર્યંત જેલજાત્રાનો પ્રસંગ આવ્યો!"

એ વખતે એથેલની જોન્સ જે ન્હાની કેબિનમાં અમે બેઠા હતા ત્યાં આવ્યો અને બોલ્યો: "શી ગુફતેગો ચાલી રહી છે? મી.

હોમ્સ ! હું પણ થોડોક બ્રાન્ડી લઉં છું. હું ધારૂં છું કે આપણે બધાએ પરસ્પર મુબારકબાદી આપવી જોઇએ. બીજા માણસને આપણે જીવતો પકડી શકયા નહિ એથી મને સ્હેજ દિલગીરી થાય છે, પરંતુ તેમાં બીજો ઉપાયજ ન હતો. મી. હોમ્સ! એટલું તો તમારે કબૂલ કરવું જ પડશે કે જો આપણી લોંચે એરોરાને પકડી પાડી ન હોત તો તમારો શિકાર છટકી જાત અને તમારે નિરાશ થવું પડત. "

"સહુ સારૂં જેનું છેવટ સારૂં !" હોમ્સે કહ્યું: " પણ એરોરાનો વેગ આટલો બધો તીવ્ર હશે એવી તો મને કલ્પના પણ ન હતી. "

જોન્સે કહ્યું: " મોરડેકાઈ સ્મિથ જણાવે છે કે ટેમ્સ નદી ઉપર ચાલતી લોંચોમાં એરોરા જેવી વેગવાળી લોંચ બીજી એક પણ નથી. જો એંજીન ચલાવવામાં એક વધુ મદદગાર તેને મળ્યો હોત તો આપણે કદી પણ તેને પકડી શકયા ન હોત. એ સોગન ઉપર કહે છે કે એને નોરવૂડ કેસના સંબંધમાં કશી પણ માહિતી નહોતી."

" વાત સાચી છે." અમારો કેદી બોલી ઉઠયો: " એ બાબતમાં તો મેં તેને એક પણ શબ્દ કહ્યો નથી. એની લોંચના તીવ્ર વેગની હકીકત મારા સાંભળવામાં આવી હતી, એટલે મેં તે લોંચને પસંદ કરી હતી. બાકી અમારો છૂપો ભેદ અમે તેને બિલકુલ જણાવ્યો ન હતો અલબત્ત અમે તેને લોંચનું ભાડું બીજા કરતાં વધારે આપ્યું હતું અને ગ્રેવ્સેન્ડ બંદરથી બ્રાઝીલ ખાતે જવાને ઉપાડનારા એસ્મેરાલ્ડા વહાણમાં અમે વખતસર પહોંચી જઇએ તો તેને સારી બક્ષિસ આપવાનું પણ મેં જણાવ્યું હતું "

" વારૂ, જો એનો આ ગુન્હામાં કશો હાથ નહિ હોય તો અમે તેને બિલકુલ ઈજા આવવા દઈશું નહિ. ગુન્હેગારોને છટકવા નહિ દેવામાં અમે કુશળ છીએ, અને તેની ધરપકડ કરવામાં અમે અમારી

ચાલાકી વાપરીએ છીએ. પરંતુ એક વાર ગુન્હેગારને પકડયા બાદ તેને સખ્ત સજા જ થવી જોઇએ એવી ઇચ્છા અમે રાખતા નથી." ડિટેકિટવ જોન્સ જાણે પોતાની જ ચાલાકી અને કુશળતાથી જોનાથન સ્મોલ પકડાયો હોય એવા ડોળપૂર્વક કહ્યું. તેના એ દંભી ભાષણથી મને રમુજ ઉપજી અને શેરલોક હોમ્સના વદન ઉપર તે સમયે છવાઈ રહેલા સ્મિત ઉપરથી હું સમજી શકયો કે તેના મન ઉપર પણ જોન્સ સાહેબના કથનની અસર થઇ હતી.

અમે મૌન જ રહ્યા એટલે પુનઃ જોન્સ સાહેબ બોલવા લાગ્યાઃ "આપણે થોડા સમયમાં જ વોકસ હોલ બ્રીજ પાસે પહોંચી જઇશું. પછી, ડૉ વોટસન! તમને આ ખજાનાની પેટી સુપ્રત કરવામાં આવશે. મારે તમને જણાવવાની જરૂર નથી કે એમ કરવામાં હું એક ગંભીર પ્રકારની જોખમદારી મારે માથે લઉં છું. કેમકે આવી કીમતી ચીજ તમારા કબજામાં અમુક સમય રાખવાનું કામ ગેરકાયદેસર છે, પરંતુ મેં મી. શેરલોક હોમ્સ સાથે શરત કરી છે ત્યારે એ શરત મારે પાળવી જ જોઇએ. તેમ છતાંયે તમારી સાથે આ કીમતી ઝવે-રાત હોવાથી મારી ફરજની રૂઇએ મારે એક પોલિસઈન્સ્પેકટરને તમારી સાથે મોકલવો પડશે. તમે ગાડીમાં જ બેસીને જશો, ખરૂં ને?"

"હાસ્તો, નહિતર આ વજનદાર પેટી કોણ ઉપાડે?" મેં કહ્યું.

"પણ આ પેટીની ચાવી નથી એટલી દિલગીરી. નહિ તો આપણે અત્યારે ઉઘાડીને શું શું ઝવેરાત ભરેલું છે તે જોઈ શકત. તમારે ત્યાં જઇને તાળું તોડી નાખવું પડશે. મી. સ્મોલ! આ પેટીની ચાવી કયાં છે?"

"ટેમ્સ નદીને તળીએ." જોનાથન સ્મોલે ટુંકેથી પતવ્યું.

"અહ ! મી. સ્મોલ ! એ તમે ઠીક ન કર્યું. અમને નકામી મહેનત પડશે. તમને પકડવામાં પણ અમારે કાંઇ ઓછી મહેનત નથી લેવી પડી. ખેર ! ડોકટર ! તમે સંભાળીને જજો. વળી બીજો કોઈ ખજાનો ઉચાપત કરી જાય નહિ. પછી આ પેટી તેની અંદરના ઝવેરાતની સાથે જ લઇને બેકરસ્ટ્રીટમાં આવજો. અમે પોલિસકોર્ટ તરફ જતાં પહેલાં તમારી રાહ જોઇને ત્યાં રોકાઇશું."

## પ્રકરણ ૨૯ મું.

### ઝવેરાત ગૂમ !

વોકસહોલ બ્રીજ આવ્યો એટલે હું પેલી લોઢાની પેટી સાથે સ્ટીમલોંચમાંથી ઉતરી પડયો. મારી સાથે એક હૃષ્ટપુષ્ટ અને આનંદી સ્વભાવનો ઇન્સ્પેકટર પણ જોન્સની આજ્ઞાથી ઉતર્યો. અમે એક ગાડી ભાડે કરી, તેમાં બેસીને આશરે પાએક કલાકમાં મીસીસ સેસીલ ફોરેસ્ટરના મકાને જઇ પહોંચ્યા. આટલી મોડી રાત્રીએ મને આવેલો જોઇને મીસીસ ફોરેસ્ટરની કામ કરનારીને આશ્ચર્ય થયું. તેણે કહ્યું કે તેની શેઠાણી સ્હાંજનાં બહાર ગયેલાં છે, ને કદાચ મોડાં આવશે. પરંતુ મીસ મોર્સ્ટન દિવાનખાનામાં જાગતી બેઠી હતી, એટલે મારી સાથેના ઇન્સ્પેક્ટરને ગાડીમાં જ રાખીને હું મીસ મોર્સ્ટન પાસે દિવાનખાનામાં ગયો. કેમકે મારે ખાસ કામ તો મીસ મોર્સ્ટનનું જ હતું.

તે દિવાન ખાનામાં એક બારી પાસે પડેલી ખુરસીઉપર બેઠી હતી. તેણે અત્યારે સફેદ પોષાક ધારણ કર્યો હતો. દીવાની વાટ સ્હેજ નીચી કરી હતી. તેનો ઝાંખો પ્રકાશ તેના ઉપર પડતો હતો. તે નેતરની ભરેલી ખુરસીપર અઢેલીને બેઠી હતી. તેણે પોતાનો એક હસ્ત ખુરસીના હાથા ઉપર ટેકાવેલો હતો, જ્યારે બીજા હસ્તે તે પોતાના સુંવાળા અને કાળા વાળ સાથે રમતી હતી. તેના ફીક્કા અને ઉદાસિન ચ્હેરાપરથી જોઈ શકાતું હતું કે છેલ્લા દુઃખદાયક બનાવોની તેના મન ઉપર ઓછી અસર થઇ ન હતી. મારાં પગલાંનો અવાજ સાંભળીને તે ટટ્ટાર થઈને સ્વસ્થ બની ગઇ અને મને જોતાં જ તેના નિસ્તેજ કપોલપ્રદેશ ઉપર આનંદ અને આશ્ચર્યનો ભાવ સ્ફુરી આવ્યો.

"મેં ગાડીનાં પૈડાંનો ખડખડાટ સાંભળ્યો હતો." તેણે કહ્યું; "પરંતુ મેં જાણ્યું કે મીસીસ ફોરેસ્ટર વહેલાં પાછાં ફર્યાં હશે. તમારા આગમનની તો મને કલ્પના પણ ન હતી. શા સમાચાર લાવ્યા છો?"

"સમાચાર તો સારા અને આનંદદાયક છે." લોઢાની પેટીને એક ટેબલ ઉપર મૂકતાં, મેં મારા મુખ ઉપર હાસ્ય અને ખુશમિજાજનો ભાવ આણીને કહ્યું. જો કે એ વખતે મારૂં હૃદય તો મીસ મોર્સ્ટન સાથે મારૂં લગ્ન થવામાં નડેલા ખજાનારૂપી વિઘ્નથી શોકપૂર્ણ બની ગયું હતું. મેં જણાવ્યું "તમારાં નસીબ ખૂલી ગયાં છે, મીસ મોર્સ્ટન! જેની આપણે પ્રતીક્ષા કરતાં હતાં તે મળી આવ્યું છે."

તેણે લોઢાની પેટી તરફ દૃષ્ટિ કરીને કહ્યું; "આ ખજાનાની પેટી છે?"

"હા, આ આગ્રાના ખજાનાની પેટી છે. તેમાંનું અર્ધું ઝવેરાત તમારૂં અને અર્ધું થેડસ શોલ્ટોનું છે. તમને દરેકને લગભગ અઢી

અઢી લાખ પાઉંડ મળશે. અહા! કેટલી મોટી રકમ? દર વર્ષે લગભગ દશ–બાર હજાર પાઉંડની આવક થાય! હું ધારું છું કે ઈંગ્લાંડમાં તમારા જેટલી આવક વાળી શ્રીમંત બાનુઓ થોડી જ હશે. આ સમાચાર આનંદપ્રદાયક ન ગણાય?"

હું ધારૂં છું કે એ શબ્દો ઉચ્ચારતી વખતે મેં મારા ચ્હેરાપર જે કૃત્રિમ આનંદનો ભાવ ધારણ કર્યો હતો, તે મીસ મોર્સ્ટન સમજી ગઈ હતી. કેમકે તેણે મસ્તક ઉંચું કરીને મારી સામે વેધક દૃષ્ટિએ સ્હેજ અજાયબીના ભાવપૂર્વક જોયું.

તે બોલી: "પરંતુ એ બધું તમને જ આભારી છે. તમારી મહેનતથી જ આ ગૂમ થયેલો ખજાનો પુનઃ પ્રાપ્ત થયો છે."

"ના ના," મેં જણાવ્યું: "મને નહિ પરંતુ મારા મિત્ર શેરલોક હોમ્સને આભારી છે. તમને આ ખજાનાનો તમારો ભાગ પ્રાપ્ત થાય એ જોવાને હું અત્યંત આતુર હતો ખરો, તોપણ તેને મેળવવાના જે કાર્યમાં મારા મિત્ર જેવા સમર્થ ડિટેકિટવને પણ અત્યંત શ્રમ પડ્યો હતો, તે કાર્ય મારાથી તો કદી પણ બની શક્યું ન હોત. મારૂં કહેવાનું તાત્પર્ય એ છે કે શેરલોક હોમ્સની મદદ સિવાય આપણે કદી પણ એ ખજાનો મેળવી શક્યા ન હોત."

"પણ તમે ઊભા કેમ રહ્યા છો? અહીં બેસો અને એ બધી હકીકત મને જણાવો." તે બોલી.

હું તેને છેલ્લો મળ્યો હતો ત્યારપછી બનેલા બનાવની સંપૂર્ણ વિગત મેં તેને ટુંકામાં જણાવી. હોમ્સે પુનઃ કરેલી તપાસ, અરોરાનો લાગેલો પત્તો. એથેલની જોન્સનું આગમન, અમારૂં રાત્રીનું સાહસ અને બે સ્ટીમલોંચો વચ્ચે થયેલી શરત, વગેરે તમામ હકીકત જણાવી. તે પણ અમારાં પરાક્રમની હકીકત રસપૂર્વક સાંભળતી

હતી. જ્યારે પેલા ઝેર પાયેલા કાંટાના ભોગ થતા અમે સ્હેજમાં છટકી ગયા એ મેં તેને જણાવ્યું ત્યારે તો ભયને લીધે તે એટલી બધી ફીકી પડી ગઈ કે કદાચ તેને મૂર્છા આવી જશે એવો મને ડર લાગ્યો.

હું તેના મુખ ઉપર ઠંડું પાણી છાંટવાના ઇરાદાથી ઉઠયો, એ જોઇને તે બોલી: " કાંઇ નથી, કાંઈ નથી, હું પુનઃ સ્વસ્થ બની ગઈ છું. મારા બે માયાળુ અને હિતચિંતક મિત્રોને મારે લીધે પોતાનો જાન જોખમમાં નાખવો પડયો હતો, એ જાણીને મારા મન ઉપર આઘાત થયો હતો. "

" પણ હવે તો એ ભય ટળી ગયો છે. " મેં જણાવ્યું: " એમાં કાંઈ વિશેષ જોખમ જેવું ન હતું. હવે હું તમને એવી શોકપ્રદ હકીકત નહિ સંભળાવું. હવે આપણે આનંદપ્રદ સમાચાર તરફ વળીએ. જૂઓ આ ખજાનો. એના કરતાં વિશેષ હર્ષ ઉપજાવનાર બીજું શું હોઈ શકે ? તમે સહુથી પહેલાં આ પેટીને ખોલીને જોઈ શકો એ હેતુથી હું તેને અહીં તમારી પાસે લાવ્યો છું. "

" એ તમે મારા ઉપર મોટો ઉપકાર કર્યો. " તે બોલી. પરંતુ એ વખતે તેના મનમાં ખજાનાની પ્રાપ્તિ માટે અત્યંત આતુરતા હોય એવું તેના દેખાવ ઉપરથી જણાયું નહિ. એમ છતાં તેને લાગ્યું હશે કે જે ખજાનાને પ્રાપ્ત કરવાને આટઆટલો શ્રમ લેવો પડયો હતો, તે પોતાની સન્મુખ હાજર થતાં પોતે લેશ પણ ઉત્સાહ ન દર્શાવે તો એ સભ્યતાના તરીકાથી વિરૂદ્ધ ગણાય; એથી જ તેણે પ્રસ્તુત શબ્દો ઉચ્ચારેલા હોવા જોઇએ.

" પેટી કેવી નાજુક છે !" તે પેટીની સામે દૃષ્ટિ કરીને બોલી: " આ હિંદુસ્તાનની બનાવટ જણાય છે. "

"હા, બનારસની બનાવટ જેવી લાગે છે." મેં મારો અભિપ્રાય જણાવ્યો.

"અને વજનમાં પણ ભારે છે." પેટીને ઉચકવાનો યત્ન કરતી તે બોલી: "એકલી આ પેટી પણ બહુ કીમતી લાગે છે; પણ એની ચાવી ક્યાં?"

"સ્મોલે ટેમ્સ નદીમાં ફેંકી દીધી છે." મેં કહ્યું: "મીસીસ ફોરેસ્ટરનો ચાવીઓનો ઝુમખો મંગાવો."

મીસ મોર્સ્ટને ઘંટડી વગાડી એટલે એક દાસી આવી. તે મીસ મોર્સ્ટનની આજ્ઞાથી ચાવીઓનો મોટો ઝુમખો લઈ આવી. કેટલીક ચાવીઓ તાળામાં બેસારી એટલે છેવટે એક ચાવી લાગી. તાળું જોર કરતું ખૂલી ગયું. પરંતુ એટલેથી પતે એમ ન હતું. પેટીને બીજી કળ પણ હતી. તે સ્થળે બુદ્ધદેવની ન્હાની મૂર્તિ કોતરેલી હતી, અને એના મુખમાં ચાવી બેસારીને ફેરવવાની હતી. તેના મુખમાં પેસી શકે એવી અમારી પાસે એક પણ ચાવી ન હતી. એટલે એક લોઢાનો સળીઓ લાવીને મૂર્તિના મુખમાં નાખીને આમ તેમ ફેરવ્યો. થોડીક મહેનત બાદ એમાં પણ મને સફળતા મળી અને કળ ખૂલી ગઈ. હવે મેં ધ્રુજતી આંગળીએ પેટીનું ઉપલું ઢાંકણું ખોલી નાખ્યું, પરંતુ પેટીની અંદર દૃષ્ટિ કરતાં અમે બન્ને જણાં આશ્ચર્યમાં ગરકાવ બનીને એક બીજાની સામે જોઈ રહ્યાં! પેટી તદ્દન ખાલી હતી– અંદરનું ઝવેરાત ગૂમ થઈ ગયું હતું!

તેમ છતાં પણ પેટી વજનદાર લાગતી હતી, એમાં કાંઈ આશ્ચર્ય પામવા સરખું ન હતું. પેટીની તમામ બાજુઓની જાડાઈ લગભગ બે–અઢી ઈંચ જેટલી હતી. તેનું બાંધકામ પણ મજબૂત હતું. ખરેખર તે કીમતી ચીજો મૂકવાની ન્હાનકડી તીજોરી જેવી

હતી. પરંતુ તેની અંદર એક ન્હાનો પોખરાજ કે હીરાની કણી કિંવા મોતી કે બીજું કશું પણ ઝવેરાત જોવામાં આવ્યું નહિ. ઝવેરાત સિવાય બીજું કશું પણ તેની અંદર ન હતું. તે બિલકુલ ખાલી હતી.

" ઝવેરાત ગૂમ થયેલું લાગે છે!" મીસ મોર્સ્ટને કહ્યું.

તેના એ શબ્દો શ્રવણ કરતાં, તે શબ્દોમાં રહેલો ભાવ અને તેના પરિણામનો વિચાર મારા મનમાં સ્ફુર્યો અને મારા મગજ ઉપરથી અંધકારનો પડદો ખસી ગયો. અમારા બેના ઐક્ય વચ્ચે આવી પડેલા આ આગ્રાના ખજાનારૂપી અંતરાયથી મારા મનને અત્યંત કષ્ટ સહન કરવું પડતું હતું. એ કષ્ટ અત્યારે તદ્દન દૂર થઈ ગયું. હું કબૂલ કરૂં છું કે વાચકો મારા આ વિચારને સ્વાર્થપરાયણતા-યુક્ત માનશે. મીસ મોર્સ્ટનને તેનો હીસ્સો પ્રાપ્ત ન થાય, એવી ભાવના મારા હૃદયમાં ધારણ કરવી અથવા ખજાનો ગૂમ થયેલો જોઇને આનંદિત થવું તે યોગ્ય ન હતું, બલકે એમ કરવામાં મીસ મોર્સ્ટનના એક વફાદાર મિત્ર તરીકેની મારી ફરજથી હું વંચિત થતો હતો. તદપિ અત્યારે તો મારા મનમાં એક જ વિચાર સ્ફુર્યો હતો કે હવે વિઘ્ન ટળી ગયું છે-હવે મીસ મોર્સ્ટનને મારી અર્ધાંગના તરીકે પ્રાપ્ત કરવામાં અંતરાય રહ્યો નથી. કેમકે અમારી બન્નેની સ્થિતિ લગભગ સરખી જ છે.

" પ્રભુ! તારો કેટલો બધો ઉપકાર?" મેં મારા હૃદયનો ભાવ વ્યક્ત કરી દીધો.

તે ક્ષણભર મારી સામે સ્મિતપૂર્ણ વદને પ્રશ્નાત્મક દૃષ્ટિએ જોઈ રહી. તેણે પ્રશ્ન કર્યો: " પ્રભુનો ઉપકાર માનવાનું શું કારણ?"

" કારણ માત્ર એટલું જ કે હવે હું તને પ્રાપ્ત કરી શકીશ." પ્રેમના આવેશપૂર્વક તેનો હસ્ત મારા હાથમાં લેતો હું બોલ્યો. તેણે

પણ મારા એ કૃત્ય સામે વિરોધ દર્શાવ્યો નહિ–પોતાનો હસ્ત ખેંચી લીધો નહિ. મેં અત્યારે મારા અંતરનો પડદો ખોલ્યો–આજપર્યંત મારા હૃદયમાં ઉછળી રહેલી ઉર્મીઓને પ્રકટ કરતાં કહ્યું: " મેરી ! હું તને ચાહું છું–મેં જે દિવસથી તને જોઈ છે તે દિવસથી જ મારા મનમાં એક અલૌકિક પ્રકારની પ્રેમભાવના પ્રદીપ્ત થઈ રહી છે, પરંતુ તારી ભાવિ સ્થિતિના વિચારથી–તને ખજાનો પ્રાપ્ત થવાની સંભાવનાથી મારા હોઠ બિડાઈ ગયા હતા. જો આ ખજાનાનો અર્ધો હીસ્સો તને મળ્યો હોત–તું ધનવાન્ બની ગઈ હોત તો હું તારા પ્રત્યેના મારા પ્રેમને હૃદયમાં જ શમાવી રાખત. હવે એ ચિંતા નથી રહી. અત્યારે આપણી આર્થિક સ્થિતિમાં તફાવત નથી રહ્યો. એટલે મારો પ્રેમ તારી પાસે પ્રકટ કરવાની હું હિમ્મત કરી શકું છું. તને મારી અર્ધાંગના બનાવવાની આશા મારા મનમાં ઉદય પામી છે. આ કારણને લીધે જ ' પ્રભુ ! તારો કેટલો બધો ઉપકાર ! ' એ ઉદ્ગાર મારા મુખમાંથી નિકળી પડયો. "

એમ કહીને મેં તેને મારી છાતી સરસી દબાવી–ગાઢ આલિંગન આપ્યું. તે બોલી: " ત્યારે હું પણ પ્રભુનો ઉપકાર માનું છું ! "

અહા ! તે ઘડીએ મારા મનમાં ઉદ્ભવેલા આનંદનું શું વર્ણન કરૂં ? અલબત્ત તેણે આગ્રાના ખજાનાનો પોતાનો ભાગ ગૂમાવ્યો પરંતુ મને તો મારો મૂલ્યવાન્ ખજાનો પ્રાપ્ત થયો. તેના મનમાં પણ મારી પ્રત્યેનો પ્રેમ ઉદય થઈ ચૂકયો હતો, એ હું જોઈ શકયો.



# પ્રકરણ ૩૦ મું.

## લાકડાનો પગ.

મેરી સાથેના આનંદપ્રદ વાર્તાલાપમાં કેટલો સમય વિતી ગયો તેની મને ખબર પડી નહિ. એટલું ખરૂં કે વખત વધારે થઈ ગયો હતો, એથી બહાર ઇન્સ્પેકટર અધીરો બની રહ્યો હશે એવી કલ્પના કરતો હું ઉઠયો. બહાર આવીને મેં જોયું તો ઇન્સ્પેકટરસાહેબ નચિંતપણે મારી રાહ જોતા ગાડીમાં બેઠા બેઠા ધૂમ્રપાન કરતા હતા. પેટીને ગાડીમાં મૂકતાં મેં કહ્યું: "ખજાનો તો ગૂમ થઈ ગયો!"

એ સાંભળીને તેનું મ્હોં લેવાઈ ગયું. તે નિરાશપણે બોલ્યો: "ત્યારે બક્ષિસની આશા ન રહી. જે કેસમાં પૈસાનો સવાલ ન હોય તેમાં ઈનામની પણ આશા નહિ. જો આ ઝવેરાત પ્રાપ્ત થયું હોત તો આજની રાત્રીની મહેનતના બદલામાં મને અને સામ બ્રાઉનને ઓછામાં ઓછા દશ દશ પાઉંડની બક્ષિસ મળત."

"એ માટે તમારે ચિંતા કરવાનું કારણ નથી." મેં તેને આશ્વાસન આપ્યું: "મી. થેડસ શોલ્ટો શ્રીમંત છે. એટલે ખજાનો ગૂમ થવા છતાંયે એ તમને તમારા શ્રમનો બદલો આપ્યા સિવાય નહિ જ રહે."

એમ છતાં ઇન્સ્પેકટરના મન ઉપર મારા આશ્વાસનની કશી પણ અસર થઈ નહિ. તેણે નિરાશાસૂચક રીતે મસ્તક હલાવ્યું. તે

બોલ્યો: " એ બધા હવાઈ વિચારો. મી. એથેલની જોન્સ પણ મારા જ મતને મળતા થશે."

તેનું કથન ખરૂં ઠર્યું. કેમકે બેકરસ્ટ્રીટમાં અમારા મકાનમાં પહોંચીને મેં ખાલી પેટી બતાવી એટલે એથેલની જોન્સ પણ નિરાશ બની ગયો. શેરલોક હોમ્સ, એથેલની જોન્સ અને કેદીને આ સ્થળે આવ્યાને થોડીક વાર જ થઈ હતી. કેમકે પ્રથમ તેમણે લોંચમાંથી ઉતરીને સીધા અહીં આવવાનો વિચાર રાખેલો. પરંતુ પછી તે વિચાર ફેરવ્યો હતો. એટલે તેઓ માર્ગમાં પોલિસસ્ટેશનમાં જઇને આ કેસને લગતો રિપોર્ટ જાહેર કરી આવ્યા હતા. મારો મિત્ર પોતાની ખૂરસીપર શાંતપણે બેઠો હતો. તેનાં નેત્રો અગાઉની માફક નિસ્તેજ અને ઘેનયુક્ત બની ગયાં હતાં. સ્મોલ તેની સામેની ખૂરસીમાં પોતાનો પગ બીજા પગ ઉપર ચડાવીને સીગાર ફુંકતો બેઠો હતો. જ્યારે મેં પેટી ઉઘાડીને બતાવી ત્યારે તે પેટી સામે જોઇને હસ્યો.

" સ્મોલ ! આ કામ તારૂં જ હોવું જોઇએ ?" એથેલની જોન્સ ગુસ્સાપૂર્વક બોલ્યો.

" હા, એ કામ મારૂં જ છે, અને મેં તે એવે સ્થળે છૂપાવ્યું છે કે જ્યાં તમારો કદી પણ પતો ખાય તેમ નથી." એ નફટપણે હસતો હસતો બોલ્યો: " એ ઝવેરાત મારૂં હતું, એટલે જો હું પોતે તેનો ઉપભોગ કરી ન શકું તો બીજા કોઇને તેનો ઉપભોગ શા માટે કરવા દઉં ? હું તમને ભારપૂર્વક જણાવું છું કે એ ઝવેરાત ઉપર મારા તથા આન્ડામાનની જેલમાં સબડતા મારા ત્રણ સાથીદારો સિવાય બીજા કોઇનો પણ હક્ક ન હતો. મેં જાણ્યું કે આ ઝવેરાતનો ઉપભોગ હું કરી શકું તેમ નથી, તેમ જ એ લોકો પણ તેને પુનઃ પ્રાપ્ત કરી શકે તેમ નથી; એટલે મેં જે કાંઈ કર્યું છે તે યોગ્ય જ

કર્યું છે. જો આ ખજાનાનું છેવટ કેવું આવ્યું તે મારા સાથીદારોના જાણવામાં આવે તો તેઓ પણ મારા કૃત્યને તદ્દન વાજબી જ લેખે; કેમકે અત્યારસુધી ખજાનાને પ્રાપ્ત કરવાનો જે યત્ન મેં કર્યો હતો, તે અમારા ચારના પ્રતિનિધિ તરીકેનો જ હતો. એટલે મેં આ ખજાનાનો ઉપયોગ મેજર શોલ્ટો કે કેપ્ટન મોર્સ્ટનના વારસોને કરવા નહિ દેવાના હેતુથી તેને ટેમ્સ નદીને તળીયે ફેંકી દીધો છે. અમે કાંઈ આ લોકોને પૈસાદાર બનાવવાને અસ્મતનો જાન લીધો ન હતો. જ્યાં પેટીની ચાવી અને ઠિંગણો ટોંગો પડેલા છે, ત્યાં ખજાનો પણ તેમની સોડમાં પડેલો છે. જ્યારે મને એમ લાગ્યું કે હવે છટકવાની બારી નથી રહી અને તમારી લોંચ અમને પકડી પાડશે ત્યારે મેં ખજાનાને સલામત સ્થળે નાખી દીધો. હું ધારૂં છું કે તમારી મહેનતના બદલામાં હવે તમને બક્ષિસ નહિ મળે એ વિચારથી દિલગીરી થતી હશે."

"સ્મોલ! મને લાગે છે કે આ તું સાચું બોલતો નથી." એથેલની જોન્સ કડકાઇથી બોલ્યો: "જો ખજાનાને ટેમ્સ નદીમાં નાખી દેવાનો તારો વિચાર હોત તો તેં આખી પેટી જ ઉપાડીને અંદર હોમાવી દીધી હોત. એથી તને મહેનત ઓછી પડત અને તારૂં કાર્ય જલ્દી પૂરૂં થઇ જાત."

"પરંતુ હું એવો મૂર્ખ નથી! કદાચ એમ કરવાથી મારૂં કાર્ય સરલ થાત, પરંતુ પુનઃ તમે એટલી જ સરલતાપૂર્વક તે આખી પેટી પાછી મેળવી શકત." તે પોતાનાં નેત્રો વિકસાવતો બોલ્યો: "જે માણસ મને શોધી કાઢવામાં સફળ થઈ શકયો તેને ટેમ્સ નદીને તળીયેથી વજનદાર લોઢાની પેટી શોધી કાઢતાં કેટલી વાર લાગે? પરંતુ અત્યારે તો એ ઝવેરાત લગભગ પાંચ માઇલના પટમાં

વિખરાયેલું હોઇને તમે કદાચ તેને મેળવવા જાઓ તો તે તમારાથી બની શકે તેવું નથી. જો કે એમ કરવાનું મને ગમ્યું તો ન હતું જ, પરંતુ તમારી લોંચને અમારી પાછળ પડેલી જોઇને હું અર્ધો ઘેલો બની ગયો હતો; એટલે બીજો ત્રીજો વિચાર નહિ કરતાં પેટી ખોલીને ઝવેરાત થોડું થોડું નદીમાં વેરતો ગયો. પરંતુ એ માટે હવે શોક કરવાનું કારણ નથી. મારી જીંદગીમાં મેં સારામાઠા અનેક પ્રસંગો જોયા છે, તથાપિ ઢોળાઇ ગયેલા દુધ માટે કદી પણ મને દિલગીરી થઇ નથી."

"સ્મોલ! એક વાર ફરીથી હું તને કહું છું કે આ તેં એક મોટો ગંભીર ગુન્હો કર્યો છે." જોન્સે કહ્યું: "જો તેં આ પ્રમાણે અન્યાયી કાર્ય કરવા કરતાં ન્યાયને છણવામાં અમને સહાય કરી હોત તો તારો કેસ ચાલતાં કદાચ તારા ઉપર દયા દર્શાવવામાં આવી હોત અને તું સખ્ત સજામાંથી છટકી જવા પામ્યો હોત."

"ન્યાય!" સ્મોલ પણ ગુસ્સાપૂર્વક કટાક્ષ કરતો બોલ્યો: "બહુ મજાનો ન્યાય! જો આ ઝવેરાત અમારૂં નહિ તો બીજા કોનું હતું? જેમને આ કીમતી ઝવેરાત પ્રાપ્ત કરવામાં જરી પણ શ્રમ લેવો પડ્યો નથી તેમને તેનો ઉપભોગ કરવા દઉં તેનું નામ ન્યાય? આ ખજાનાને મેળવવામાં મારે કેટકેટલું દુઃખ વેઠવું પડ્યું છે તે તમે જાણો છો? વીશ વીશ વર્ષ સુધી મારે આન્દામાનમાં કેદી તરીકે રહેવું પડ્યું હતું, દિવસે સખ્ત તડકામાં મજુરી કરવી પડી હતી તથા રાત્રે ન્હાનકડી કોટડીમાં પૂરાઇ મચ્છર અને ડાંસના ડંખ સહન કરવા પડ્યા હતા, મલેરીયા તાવની હાડમારી વેઠવી પડી હતી, ત્યાંના દેશી પોલિસોના ચાબખાનો માર સહન કરવો પડ્યો હતો. એવી એવી હાડમારી અને હાદિસા આ ખજાનો પ્રાપ્ત કરવામાં મારે વેઠવા

પડયા હતા. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં આટઆટલું કષ્ટ મારે સહન કરવું પડયું હતુ. તેનો ઉપભોગ હું બીજાને કરવા ન દઉં એને તમે અન્યાય-યુક્ત કૃત્ય કહો છો ? મારા મહેરબાન ! મારે એક વાર નહિ પરંતુ વીશ વાર ફાંસીને લાકડે લટકવું પડે અથવા તો ટોંગાના ઝેરી કાંટાનો ભોગ થવું પડે તો પણ એથી મને દુઃખ ન થાય; પરંતુ હું આન્દામાનની જેલમાં સબડયા કરૂં અને બીજો માણસ મને વિશ્વાસઘાત કરીને મારી કમાઇની દોલતના પ્રતાપે સુખચેનમાં રહે, એ મારાથી કેવી રીતે સહન થઇ શકે ? જો તમે મારી તમામ હકીકત જાણતા હોત તો મારા આ કૃત્યને કદી પણ અન્યાયી કહેત નહિ."

આ શબ્દો ઉચ્ચારતી વેળાએ સ્મોલનો ચ્હેરો વિકરાળ બની ગયો હતો. ગુસ્સાથી તેના હોઠ ધ્રૂજતા હતા, તેનાં નેત્રોમાંથી અગ્નિ ઝરતો હતો અને તેના ધ્રૂજતા હાથને લીધે હાથકડીનો ખણખણાટ થતો હતો. તેનું આ સમયનું રૂપ–ક્રોધાવેશથી ભયંકર બની ગયેલો તેનો ચ્હેરો જોઇને મને લાગ્યું, કે આ માણસ કે જેનો પોતે વિશ્વા-સઘાત કર્યો છે તે પોતાની પાછળ પડેલો છે એવું જાણવામાં આવતાં મેજર શોલ્ટો ભયથી ધ્રૂજી ચાલ્યો હોય અને એ ભયગ્રસ્તતાને પરિણામે જ તેનું મૃત્યુ નિપજ્યું હોય તો એમાં આશ્ચર્ય પામવા સરખું ન હતું.

"સ્મોલ ! તમારૂં કહેવું સત્ય હોય તો પણ અમે તમારી હકીકત જાણતા નથી." શેરલોક હોમ્સ શાંતપણે બોલ્યો: "એટલે જ્યાંસુધી તમે તમારી સાચેસાચી હકીકત અમને ન જણાવો ત્યાં-સુધી ખરો વાંક કોનો છે, એની તૂલના અમે કેવી રીતે કરી શકીએ ?"

સ્મોલ બોલ્યો: "સાહેબ ! તમારી દલીલ તદ્દન વાજબી છે. આ ગૃહસ્થની માફક તમે મારા કૃત્યને એકદમ અન્યાયયુક્ત માની

નથી લેતા એ માટે હું તમારો આભાર માનું છું; તદપિ એટલું તો ખરૂં કે મારા હસ્તમાં જે કંકણુ અત્યારે બિરાજમાન્ થયેલાં દેખાય છે, એ કેવળ તમને જ આભારી છે. જો કે એથી મારા મનમાં તમારા ઉપર કોઇ જાતનો રાગદ્વેષ નથી. તમે તમને વાજબી લાગ્યું તે પગલું ભર્યું, તમારી શક્તિનો ઉપયોગ કર્યો અને તેમાં તમને ફતેહ મળી. એટલે એ બાબતમાં મારે કશું પણ બોલવાપણું રહેતું નથી. વારૂ, હવે જો મારી હકીકત જાણવાની તમારી ઇચ્છા હોય તો એ હું વધુ વખત છૂપાવી રાખવા માગતો નથી. હું ખ્રીસ્તિ છું. મને આપણને પેદા કરનાર ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા છે. એ ઇશ્વરના સોગન્પૂર્વક હું કહું છું કે જે કાંઇ સત્ય હશે તે જ હું તમને જણાવીશ. મારા કથનમાં અસત્યનો અંશ પણ તમારા જોવામાં નહિ આવે.”

એ વખતે શેરલોક હોમ્સે એક દારૂનો ગ્લાસ ભરીને તેને આપ્યો. તેનું પાન કરતો તે બોલ્યો: “આપનો આભાર થયો. એક બીજો ગ્લાસ પણ ભરીને મારી પાસે મૂકો, એટલે જો મારા ગળે શોષ પડે તો હું કંઠને ભીંજવી શકું. બસ, અત્યંત કૃપા થઈ. હવે હું મારા વૃત્તાન્તની શરૂઆત કરીશ. મારો જન્મ વુરસેસ્ટર પરગણામાં પરશોર નામના ગામડામાં થયો હતો. અત્યારે પણ એ ગામમાં અમારા સ્મોલ કુટુંબના ઘણા માણસો છે. મને ઘણીયે વાર મારા ગામમાં જઈને મારા કુટુંબીઓને મળવાનો વિચાર થયો હતો, પરંતુ ખરી વાત એ છે કે મારી યુવાવસ્થામાં મારી ઉચ્છૃંખલતાને લીધે મેં અમારા કુટુંબની આબરૂને હાની પહોંચાડેલી હોવાથી મારા કુટુંબીઓ મને જોઈને આનંદ પામે તેમ ન હતા. તેઓ ખેતી ઉપર પોતાનો નિર્વાહ ચલાવે છે. તેમનું ચારિત્ર્ય ઉંચું અને ધર્મચુસ્તતા

અત્યંત તીવ્ર છે. ગામમાં પણ તેમની પ્રતિષ્ઠા સારી છે; જ્યારે ન્હાનપણથી જ મારો સ્વભાવ ઉદ્ધત હતો અને હું કુછંદે ચડી ગયો હતો. પરંતુ મારા સંબંધમાં તેમને ઝાઝો વખત ચિંતામાં રહેવું પડયું નહિ. કેમકે હું અઢારેક વર્ષની ઉમરનો થયો હોઇશ, એ વખતે એક છોકરીની સાથે મારો પ્રેમ બંધાયો. તેને પરિણામે મારે મારા વતનનો ત્યાગ કરી દેવો પડયો અને તે વખતે હિંદુસ્તાન ખાતે ઉપડી જતી એક લશ્કરી ટુકડીમાં હું સિપાઈ તરીકે દાખલ થઈ ગયો.

"પરંતુ ત્યાં પણ સિપાઇ તરીકે ઝાઝો વખત કામ કરવાનું મારા નસીબમાં માંડેલું ન હતું. લગભગ બેએક વર્ષની પ્રેકટિસ બાદ મને બરોબર નિશાન ટાંકતાં આવડયું અને સિપાઇગીરીને અંગે બીજી જે જે યોગ્યતા જોઈએ તે થોડે ઘણે અંશે મારામાં આવી. એવામાં એક વખતે મારા કમનસીબે મને ગંગા નદીમાં ન્હાવા જવાનું મન થયું. મારાં નસીબ એટલાં પાધરાં કે અમારી જ ટુકડીનો એક બીજો સોલજર હોલ્ડર પણ તે વખતે નદીમાં ન્હાતો હતો. એ અમારી ટુકડીમાં સહુથી કુશળ તારો ગણાતો હતો. હું તરતો તરતો અર્ધી નદીએ પહોંચ્યો હોઇશ એટલામાં એક મોટા કરચલાએ આવીને મારા જમણા પગને બચકું ભર્યું અને એક કુશળ સર્જનની માફક બરોબર ગોઠણ પાસેથી જ તે પગને તેણે કરડી ખાધો. તેમાંથી પુષ્કળ લોહી વહી ગયું તેથી, તેમ જ કરડની પીડાથી હું બેભાન બની ગયો. નદીની અધવચમાં થયેલી મારી એવી સ્થિતિથી હું ડૂબી જ ગયો હોત, પરંતુ હોલ્ડરે આવીને મને પકડી લીધો અને તે સાવચેતીથી મને કિનારે લઈ આવ્યો. મારે લગભગ પાંચ મહિના સુધી હસ્પીતાલમાં રહેવું પડયું. જ્યારે મારો પગ રૂઝાઈ ગયો, ત્યારે ત્યાં લાકડાનો પગ લગાડવામાં આવ્યો. તેની મદદથી મને

ચાલવામાં હરકત પડતી નહિ. પરંતુ મારો પગ ભાંગી જવાથી હું સીપાઈગીરીને માટે કામનો રહ્યો ન હતો.

## પ્રકરણ ૩૧ મું.

### ૧૮૫૭ નો બળવો.

"એ વખતે મારા મનની સ્થિતિ કેવી થઈ હશે, તેની તમે કલ્પના કરી શકશો. મારી વીશ વર્ષની ઉમરમાં જ સીપાઈગીરી અને તેના જેવાં બીજાં કામને માટે હું નાલાયક થઇ ગયો. તેમ જ મેં એવી કેળવણી પણ મેળવી ન હતી કે જેને લીધે કોઈ ઑફિસમાં મને નોકરી મળી શકે. એમ છતાં જેમ દરેક મનુષ્યને તેની આપત્તિના સમયમાં કોઇ ને કોઈ જાતની ઓછા વધતી પણ સગવડ મળી શકે છે, તેમ મારા સંબંધમાં પણ બન્યું. ત્યાં એબલ વ્હાઇટ નામનો એક ગોરો ગળીના વાવેતરનું કામ કરતો હતો. તેને પોતાના ખેતરોમાં કામ કરતા મજુરો ઉપર દેખરેખ રાખવાને તથા તેમની પાસેથી બરોબર કામ લેવાને માટે એક મુકર્દમ જોતો હતો. તે અમારી રેજીમેન્ટના કર્નલનો દોસ્ત થતો હતો, અને મને જયારથી આ અકસ્માત્ થયો ત્યારથી કર્નલનું લક્ષ મારી અસહાય અવસ્થા તરફ આકર્ષાયું હતું. તેમને મારી દયા પણ આવતી હતી. તેમણે મને મુકર્દમ તરીકે નિમવાની એબલ વ્હાઈટને આગ્રહપૂર્વક ભલામણ કરી; અને મારે મોટે ભાગે ઘોડા પર બેસીને જ ફરવાનું હોવાથી મારા ભાગેલા પગને લીધે નોકરી કરવામાં અડચણ

આવે તેમ ન હતી. કેમકે મારો એક પગ સાબુત હતો. એટલે ઘોડા ઉપર બેસવામાં મને વાંધો આવે તેમ ન હતો. મારે ફક્ત અમારાં તમામ ખેતરોમાં ઘોડા ઉપર બેસીને ફરવાનું, બધા મજુરો બરોબર કામ કરે છે કે નહિ તે જોવાનું, અને જેઓ કામ ન કરતા હોય તેમના સંબંધમાં મારા શેઠને રિપોર્ટ કરવાનું, એટલું કામ કરવાનું હતું. પગાર પણ સારો હતો, તેમ જ રહેવાને માટે સારૂં મકાન હતું. એટલે મેં પણ મારી જીંદગીનો બાકીનો ભાગ એ સ્થળે જ વિતાડવાનું પસંદ કર્યું. હું નોકરીમાં દાખલ થયો. મારો શેઠ એબલ વ્હાઇટ પણ માયાળુ દિલનો માણસ હતો. તે અવારનવાર મારા મકાન પર આવી ચડતો અને મારી સાથે ધૂમ્રપાન કરવામાં પણ સંકોચ રાખતો નહિ. અહીંઆ આપણે એકબીજા ઉંચનીચનો ભેદ રાખીએ છીએ અને પરસ્પર હળતામળતા નથી. પરંતુ હિંદુસ્તાનમાં અહીંથી જે અંગ્રેજ જાય છે, તે બધા એક બીજાની સાથે ભાઇચારા જેવો જ સંબંધ રાખે છે. એ તો નિયમ જ છે કે પરદેશમાં પોતાના સ્વદેશી બંધુને જોતાં દરેકને આનંદ થવો જ જોઇએ. તેમાં વળી કોઇનો સ્વભાવ માયાળુ હોય તો તે અતડો નહિ રહેતાં એકદમ ભેળાઇ જાય.

"પરંતુ જ્યાં મારૂં નસીબ જ ફરી વળ્યું હોય ત્યાં પછી એનો ઉપાય શો? આ નોકરીપર મને દાખલ થયાને થોડાક માસ થયા હશે એવામાં એકદમ ત્યાંના લોકોમાં અસંતોષ પ્રવર્તી રહ્યો અને બળવો ફાટી નિકળ્યો. લગભગ એકાદ માસ સુધી તો તેની ઝાઝી અસર માલૂમ પડી નહિ, પરંતુ પછી તો એ લાખ કાળા સેતાનો ચોતરફ ફરી વળ્યા અને તેમણે આખા દેશને નરકનું સ્વરૂપ આપી દીધું. ગૃહસ્થો! એ બળવાને લગતી તમામ હકીકત તમારા

જાણવામાં તો હશેજ—કદાચ મારા કરતાંયે તમે વિશેષ જાણતા હશો. કેમકે વર્ત્તમાનપત્રો અને પુસ્તકો વાંચવાનો મને શોખ નહિ હોવાથી હું તો માત્ર મેં જેટલું જોયું હોય તેટલું જ જાણી શકું, જ્યારે તમે તો રોજેરોજ વિગત વર્ત્તમાનપત્રો દ્વારા જાણી શકયા હો. અમારાં ખેતરો વાયવ્ય પ્રાંતની સરહદ ઉપર મથુરા ગામની નજીકમાં હતાં. હમેશાં રાત્રીએ આસપાસના બંગલા બળતા જોવામાં આવતા અને તેના ધમાડાથી આખું આકાશ ભરાઇ જતું. દિવસે ગભરાઈ ગયેલા યુરોપીયન લોકો પોતાનાં બૈરાં છોકરાંઓને લઇને અમારી હદમાંથી પસાર થઇને આગ્રા તરફ જતા હતા. કેમ કે ત્યાં આપણી મજબૂત છાવણી હોવાથી રક્ષણ મળી શકે તેવું હતું. મારા શેઠ મી. એબલ વ્હાઇટનો સ્વભાવ સ્હેજ આગ્રહી હતો. તેના મનમાં એવું હતું કે બળવાની વાતોમાં અતિશયોક્તિ વિશેષ છે અને તે જેવી રીતે ઉછળી નિકળ્યો છે તેવી જ રીતે એકદમ બેસી ગયા સિવાય રહેશે નહિ. એટલે આખા દેશમાં અગ્નિ સળગી રહ્યો હતો પરંતુ તે પોતે તો પોતાના બંગલાની પરશાળ ઉપર બેઠો બેઠો મજેથી વ્હીસ્કી ઉડાવતો અને ચીરૂટો ફુંકતો હતો. હું તથા ડાઉસન નામનો બીજો માણસ જે તેના મેનેજર તરીકે તથા હીસાબકીતાબ રાખવાનું કામ કરતો હતો, તે પોતાની સ્ત્રી સાથે અમારા શેઠની પાસે જ રહ્યા. એક વખતે હું દૂરના ખેતર તરફ ગયો હતો. ત્યાંથી જ્યારે મકાન તરફ પાછો ફરતો હતો ત્યારે માર્ગમાં એક નાળા આગળ કાંઇક કાળો આકાર પડેલો મારા જોવામાં આવ્યો એ શું છે તે જાણવાને માટે એ બાજુએ મેં મારા ઘોડાને ચલાવ્યો. પરંતુ હું નજીક જઈને જોઉં છું તો મારૂં કાળજું થડકી ઉઠ્યું અને મને અંધારાં આવવા લાગ્યાં. એ કાળો આકાર ડાઉસનની સ્ત્રીનો જ હતો. તેનાં કપડાં

ફાટી ગયાં હતાં અને તેના શરીરનો કેટલોક ભાગ શિયાળવાં અને દેશી કૂતરા ખાઈ ગયા હતા. રસ્તા ઉપર થોડેક આગળ ચાલતાં ડાઉસનની પણ એ જ ગતિ થયેલી જોવામાં આવી. તેના હાથમાં ખાલી રિવોલ્વર હતી અને તેની આગળ ચાર દેશી સિપાઈઓ પણું ઢગલો થઇને પડેલા હતા. એ સિપાઇઓ ડાઉસનની રિવોલ્વરના જ ભોગ થઈ પડેલા હોવા જોઇએ એવી મેં કલ્પના કરી લીધી. મેં મારા ઘોડાની લગામ ખેંચીને ઊભો રાખ્યો અને હવે મારે શું કરવું—આગળ વધવું કે પાછા જવું, તેનો હું વિચાર કરવા લાગ્યો, પરંતુ એટલામાં તો એબલ વ્હાઇટના બંગલામાંથી ધૂમાડાના ગોટા નિકળતા દેખાયા અને થોડીક વારમાં તો અગ્નિના ભભુકા પણ જણાયા. એટલે મેં વિચાર્યું કે હવે હું કદાચ ત્યાં જઇશ તોયે મારા શેઠને કશો લાભ તો કરી શકીશ નહિ, પણ ઉલટો મારો જાન પણ હાથે કરીને ખોઈ દઈશ. કેમકે હું ઊભો હતો તે સ્થળેથી લાલ ડગલાવાળા સેંકડો દેશી માણસોને સળગતા બંગલાની આસપાસ નાચતા અને કૂદતા જોઇ શકતો હતો. એમાંના કેટલાકની નજર મારા તરફ પણ ગઇ અને એક-બે ગોળીઓ મારા કાન પાસેથી પસાર થઈ ગઇ. એટલે હવે મારે વધુ વિચાર કરવાની જરૂર રહી જ નહિ. મેં મારો ઘોડો ઊભી પૂંછડીએ તબડાવી મૂક્યો અને રાત્રીના લગભગ દશેક વાગે હું આગ્રાના કિલ્લામાં સહિસલામત આવી પહોંચ્યો.

"આગ્રામાં પણ તદ્દન સલામતી જેવું તો ન હતું જ. આખો દેશ મધમાખીના પુડાની માફક ખળભળી રહ્યો હતો. જ્યાં થોડાક અંગ્રેજો એકઠા થઈ જતા ત્યાં તેઓ પોતાની પાસે દારૂગોળો હોય ત્યાં સુધી પોતાનું રક્ષણ કરી શકતા હતા. તે સિવાય અન્ય સ્થળોના અંગ્રેજ વ્યાપારીઓ વગેરે કે જેમની પાસે હથિયારનાં સાધનો ન હતાં, તે

બાપડા મ્હાસભાગમાં પડતા અને નિર્દય દેશીઓના હાથે કપાઈ જતા હતા. આ કાંઈ સરખેસરખાની લડાઈ ન હતી, પરંતુ અમુક હજાર અંગ્રેજો સામે લાખો હિંદીવાનો થયા હતા. તેમાં પણ સહુથી વધારે દુઃખ તો એ થતું હતું કે આપણા જ લશ્કરમાં દાખલ થયેલા હિંદી સિપાઇઓ, ઘોડેસ્વારો અને તોપચીઓની સામે આપણને લડવાનું હતું. એ લોકો પાસે આપણાં જ હથિયારો અને આપણો જ દારૂગોળો હતો. તેમને તાલિમ પણ આપણે આપેલી હતી. અર્થાત્ દુધ પાઇને આપણે જ ઉછેરેલા સર્પો આપણને જ ડસતા હતા. આગ્રામાં અત્યારે ૩જી બંગાલ ફ્યુસીલીયર્સ, થોડાક શીખો, ઘોડેસ્વારોની બે ટુકડીઓ અને થોડીક તોપો હતી. સરકારી ઓફિસોના કલાર્કો અને વેપારીઓની એક વોલન્ટીયર ટુકડી પણ ઊભી કરવામાં આવી હતી. એટલે મારો એક પગ ભાંગેલો હોવા છતાંયે એ નવી ટુકડીમાં મને દાખલ કરવામાં વાંધો લેવામાં આવ્યો નહિ. જુલાઇ માસના આરંભમાં અમે શાહગંજ પાસે બળવાખોરોની સામે થવાને ગયા. અમે અમુક સમય સુધી તો તેમને અટકાવી શકયા, પરંતુ છેવટે અમારી પાસેનો દારૂગોળો ખૂટી પડયો એટલે અમારે પુનઃ આગ્રાના કિલ્લામાં આવીને ભરાઇ જવું પડયું.

"અમારી આજુબાજુનાં તમામ સ્થળોએથી સ્નાનના જ સમાચાર આવવા લાગ્યા. પરંતુ એમાં આશ્ચર્ય પામવા સરખું કશું જ ન હતું. કેમકે બળવાખોરોનો સખ્ત મારો અમે જે પ્રદેશમાં હતા એટલામાં જ ન હતો. લખનૌ અમારી પૂર્વ દિશાએ લગભગ સો એક માઇલપર આવેલું હતું જ્યારે દક્ષિણ દિશાએ કાનપુર પણ તેટલું જ દૂર હતું. તે દરેક સ્થળેથી અંગ્રેજોનાં ખૂન, તેમનાં રૂદન અને બળવાખોરોના તોફાનના સમાચાર મળતા હતા.

"આગ્રા એક મોટું અને વિશાળ શહેર છે. તેમાં મૂર્તિપૂજકો અને અન્ય ધર્મ પાળનારા તમામ જાતના લોકો રહેતા હતા. એટલે જો અમે તે શહેરમાં રહ્યા હોત તો અમારા મૂઠ્ઠીભર માણસોનો તે લોકોએ ક્યારનોયે ઘાણ કાઢી નાખ્યો હોત. પરંતુ અમારા આગેવાનોએ દીર્ઘદર્શિતાનો ઉપયોગ કરીને અગાઉથી જ નદીની સામી બાજુએ આગ્રાના જૂના કિલ્લામાં પોતાનું રહેઠાણ જમાવ્યું હતું. ગૃહસ્થો! એ જૂના કિલ્લાના સંબંધમાં તમારામાંના કોઈના વાંચવા કે સાંભળવામાં કદાચ નહિ આવ્યું હોય. એ કિલ્લાનો દેખાવ અત્યંત વિચિત્ર હતો. તેના જેવા વિચિત્ર દેખાવનો કિલ્લો મારા જોવામાં તો કદી પણ આવ્યો નથી. વિશાળતામાં તે સાધારણ કિલ્લા કરતાં ઘણો જ મોટો હતો. મને લાગે છે કે તેમાં એકરોના એકર જમીન પેસી ગઈ હશે. એ કિલ્લાના એક ખૂણામાં થોડા વખત પહેલાં બંધાવેલા ભાગમાં અમારી લશ્કરી ટુકડીઓ, બૈરાં, છોકરાં અને અમારો તમામ કારભાર સમાઈ ગયો. તેમ છતાં પણ તેમાં કેટલીક જગ્યા ખાલી રહી હતી. પરંતુ એ કિલ્લાનો જૂના વખતનો ભાગ તો આ નવીન ભાગ કરતાં પણ મોટો હતો. એ ભાગ તદ્દન ઉજ્જડ પડી રહ્યો હતો. તેનો દેખાવ ખડિયેર જેવો લાગતો હતો અને સર્પ-વીંછી તથા કરોળિયા, એ તેમાં પોતાનાં ઘર કર્યાં હતાં. તેની અંદર મોટા મોટા ઓરડા અને આડાઅવળા રસ્તા એટલા બધા ગુંચવણ ભર્યા છે કે અંદર કોઈ માણસ જાય તો ભૂલો પડી જાય અને એકદમ પાછો બ્હાર નિકળી શકે નહિ. એ કારણથી ભાગ્યે જ કોઈ માણસ તે ભાગમાં જવાનું પસંદ કરતો. માત્ર કોઈ કોઈ વાર આગ્રાની મુલાકાતે આવનારા પરદેશી મુસાફરો બળતી મસાલો લઈને એ ભાગની બાંધણી, કારીગીરી વગેરે નિહાળવાને અંદર પ્રવેશ કરતા ખરા.

"આ જૂના કિલ્લાની આગળ નદી વહેતી હોવાથી, એ બાજુએથી બળવાખોરો એકદમ આવી શકે તેમ ન હતું. પરંતુ એ કિલ્લાની બાજુએ તથા પાછળ ઘણાં દ્વાર હોવાથી કિલ્લાના જૂના વિભાગમાં તેમ જ જે ઠેકાણે અમે મુકામ કર્યો હતો ત્યાં સખ્ત ચોકી પહેરો રાખવો પડતો હતો. અમારી પાસે માણસો થોડા હતા. એટલે દરેક દ્વાર ઉપર ઝાઝા માણસોને એકી સાથે પહેરા ઉપર રાખી શકાય તેમ ન હતું. એટલે દરેક દ્વારપર એક ગોરો અને ત્રણ દેશી માણસોને પહેરો ભરવાને નિમવામાં આવ્યા હતા. રાત્રીના અમુક વખતે મારે કિલ્લાના અગ્નિ કોણમાં આવેલા એક એકાંતિક દ્વારપર પહેરો ભરવાનું આવ્યું હતું. મારા હાથ નીચે બે શીખ સિપાઇઓને નિમવામાં આવ્યા હતા, અને મને સૂચના કરવામાં આવી હતી કે જો મને બળવાખોરોની હીલચાલની શંકા આવે તો મારે બંધૂકનો અવાજ કરવો. એટલે કિલ્લાની મધ્યમાં રાખવામાં આવેલી ટુકડીની મદદ મને જલ્દીથી મળી શકે. જો કે તે ટુકડી ને મારી પહેરાની જગ્યા વચ્ચે બસો કદમ જેટલું અંતર હતું, અને વળી તેની વચ્ચે આડીઅવળી ચાલો અને રસ્તાઓ આવેલા હતા. તેથી મારા મનમાં શંકા હતી કે કદાચ બળવાખોરો અચાનક આવી ચડે તો એવે સમયે મારી બધૂકનો અવાજ સાંભળીને એ ટુકડી તાત્કાલિક મારી મદદે આવી પહોંચી શકશે નહિ.

"હું પહેરા ઉપર નિમાયો તેની ત્રીજી રાત્રીએ વર્ષાદ વરસતો હતો, આકાશ વાદળાંથી છવાઈ ગયું હતું, એટલે ઘોર અંધકાર ફેલાઈ રહ્યો હતો. આવા સમયે કલાકોના કલાક સુધી ચોકી પહેરા ઉપર રહેવાનું કામ અત્યંત કંટાળા ભરેલું હતું. હું તમને એક વાત કહેવાની ભૂલી ગયો. જે દ્વારો ઉપર અમે ચોકી કરતા હતા તેનાં બારણાં

તૂટી ગયેલાં હતાં. એટલે બહારથી કિલ્લાની અંદર પ્રવેશ કરનારાઓને અમે અટકાવી શકીએ તે સિવાય તેમને બહાર રોકી રાખવાનું બીજું સાધન અમારી પાસે ન હતું. મેં મારા હાથ નીચેના શીખ લોકો સાથે ગપ્પાંસપ્પાં મારવામાં વખત વિતાડવા માંડયો. પરંતુ એ લોકોના ઉપર પણ આજની ઋતુની અસર થઇ હતી, એટલે તેમને પણ ઝોકાં આવતાં હતાં. લગભગ રાત્રીના બે વાગે રોનના માણસો ફરતા ફરતા અમારા દ્વાર પાસે આવ્યા અને થોડી વાર મારી સાથે વાતચીત કરતા ઊભા રહ્યા. એટલો વખત કંટાળા વગરનો પસાર થયો. રોનના માણસો દૂર ચાલ્યા ગયા બાદ મેં પુનઃ મારા શીખ સિપાઇઓ સાથે વાતો કરવા માંડી, પરંતુ એ લોકોને ઝોકાં ખાતાં જોઇને મેં તેમની સાથે વાત કરવાનું બંધ કરી દીધું અને સમય પસાર કરવાને ગજવામાંથી હોકલી કાઢીને તંબાકુ ભરી. હોકલીને સળગાવવાને માટે મેં બંધૂક નીચે મૂકી દીધી પરંતુ એ જ પળે પેલા બે શીખ સિપાઇઓ મારા ઉપર ધસી આવ્યા. એક જણાએ મારી બંધૂક ઉપાડીને તેનો ઘોડો ચડાવી મારી સામે ધરી રાખી અને બીજો પોતાની છરી કાઢીને મારા ગળા પાસે ધરી રાખીને ઊભો રહ્યો. તે પોતાના ઈષ્ટદેવના સોગનપૂર્વક બોલ્યો કે ‘સાહેબ ! જો તમે જરી પણ હીલચાલ કરી છે તો એક પળની પણ વાર કર્યા સિવાય આ છરી તમારા ગળામાં ઘોંચી ઘાલીશ.”



# પ્રકરણ ૩૨ મું.

## ચંડાળ-ચોકડી.

"પ્રથમ તો મને એમ જ થયું કે આ લોકોને બળવાખોરોએ ફોડેલા હોવા જોઈએ અને તેઓ મને અસહાય બનાવી આ માર્ગે કિલ્લામાં દાખલ થનાર હોવા જોઇએ. જો બળવાખોરો કિલ્લામાં દાખલ થાય તો અમારૂં આવી બન્યું જ સમજવું. જે સ્થિતિ કાનપુરમાં થઈ હતી તેવી જ સ્થિતિ અહીં પણ થાય અને તમામ પુરુષો, બૈરાં, છોકરાં, બકરાંની પેઠે રહેંસાઇ જાય. ગૃહસ્થો ! કદાચ તમને એમ લાગશે કે મારી થઇ પડેલી અસહાય અવસ્થાનું વર્ણન કરીને હું દોષિત ન હતો એવું તમારી પાસે સાબિત કરવા માગુ છું, પરંતુ એમ નથી. ગમે તેવી સ્થિતિમાં પણ કિલ્લાની મધ્યમાં રહેલી ટુકડીને ચેતવી દેવાની મારી ફરજ હતી, અને તે ફરજ અદા કરવા માટે મેં મ્હોં પોળું કરી બૂમ પાડવાનો યત્ન પણ કર્યો. પરંતુ જે માણસે મારૂં ગળું દબાવ્યું હતું તે મારો વિચાર સમજી ગયો. એટલે હું બૂમ પાડું તે પહેલાં બોલી ઉઠયોઃ 'સાહેબ ! બૂમ ન પાડશો. કિલ્લા માંહેના માણસોને કશી પણ ઇજા પહોંચવાની નથી. નદીની બાજુએ બળવાખોર કૂતરાઓ આવી શકે તેમ નથી; અને અમે બળવાખોરોની સાથે મળેલા પણ નથી.' તેના કથનમાં સચ્ચાઇનો ધ્વની રહેલો હતો, અને જો હું બૂમ પાડીશ તો નક્કી મારૂં મોત થશે એમ મને જણાઈ આવ્યું. એ શીખની આંખોપરથી હું જોઈ શકયો કે જો મેં સ્હેજ પણ હીલચાલ કરી તો એ મને છોડવાનો નથી. એટલે હું શાંત રહ્યો અને હવે તેઓ શું કરવા માગે

છે એની પ્રતીક્ષા કરતો તેમની સામે મૌનપણે જોઈ રહ્યો.

"અબ્દુલ્લા ખાન નામનો એક ઉંચો અને ક્રૂર દેખાવનો શીખ મારી સામે જોઇને બોલ્યો; 'સાહેબ! હું કહું તે સાંભળજો. કાં તો તમારે અમારી ટોળીમાં સામેલ થવુ પડશે, અથવા તો અમારે તમને કાયમને માટે બોલતા બંધ કરી દેવા પડશે. અત્યારે બીજો એક પણ માર્ગ રહ્યો નથી. તમે તમારા ક્રોસના સોગન ખાઇને જણાવો કે તમે અમારી હીલચાલમાં સામેલ થશો. નહિ તો અમે તમને અહીં ને અહીં પૂરા કરીને બાજુની બારીમાં તમારા શરીરને ફેંકી દઇશું અને અમારા બળવાખોર ભાઇઓને મળી જઈશું. કેમ શો વિચાર છે? મોત કે જીવન! તમારે જે કાંઈ વિચાર કરવો હોય તેને માટે અમે તમને ત્રણ મીનિટ કરતાં વધારે વખત આપી શકીશું નહિ કેમકે વખત ભરાઇ ગયો છે. એટલે બીજી વારની રોન અહીં આવી પહોંચે તે પહેલાં બધું થઈ જવું જોઇએ.'

"મેં કહ્યું: 'હું કેવી રીતે વિચાર કરી શકું? તમે મને શા માટે તમારી સાથે ભેળવવા માગો છો, એ તો મને કહ્યું નથી. પણ હું તમને એટલું કહું છું કે જો તમે બળવાખોરોને અંદર દાખલ કરવાં માગતા હો અને એથી કિલ્લા માંહેના ગોરાઓની સલામતી ભયમાં આવી પડે તેમ હોય તો હું તમારી સાથે સામેલ થઇ શકીશ નહિ—મારા જાતભાઇઓનો નાશ કરાવીને મારો જીવ બચાવવા નથી માગતો. ખુશીથી તમે તમારી છરી વડે મારો નાશ કરી નાખો.'

"તે બોલ્યો: 'કિલ્લા માંહેના ગોરા સાહેબો અને મડમોની સલામતીને કશી પણ હરકત પહોંચાડવાનો અમારો ઇરાદો નથી. જે હેતુથી તમારા ગોરા સાહેબો આ દેશમાં આવ્યા છે, તે જ હેતુને તમે પાર પાડી શકો એવી અમારી પણ ઇચ્છા છે. અમે તમને નુકસાન

કરવા નથી માગતા, પરંતુ તમને પૈસાદાર બનાવવા ઇચ્છીએ છીએ. તમે જાણો છો કે કોઇ પણ શીખ પોતાના હથિયાર અને ગ્રંથ-સાહેબના જૂઠા સોગન નથી ખાતો. તેના સોગનપૂર્વક અમે તમને કહીએ છીએ કે જો તમે અમારી વાત કબૂલ રાખશો તો જે કાંઇ દોલત અમે મેળવીશું તેમાંથી તમને પણ ભાગ આપીશું. ખજાનાનો ચોથો ભાગ તમને આપવામાં આવશે, અને એ રકમ પણ જેવી તેવી નથી જ."

" 'પરંતુ શેનો ખજાનો?' મેં પ્રશ્ન કરતાં કહ્યું: 'જો મને દોલત મળી શકતી હોય તો પૈસાદાર થવાની ઇચ્છા તો મને તમારા જેટલી જ છે.'

"તે બોલ્યો: 'ત્યારે તમે તમારા માબાપના અને તમારા ધર્મના સોગન ખાઇને કહો છો કે અત્યારે કિંવા ભવિષ્યમાં તમે અમારી સામે નહિ થતાં અમારા પક્ષમાં જ રહેશો અને જે કાંઇ તમારા જોવામાં આવે તે તમારા હૃદયના ઊંડાણમાં દાટી દેશો?'

" 'હા, જો કિલ્લામાંહેના મારા જાતભાઇઓને ઈજા પહોંચે તેમ ન હોય તો એ પ્રામાણે સોગન ખાવામાં મને કશો પણ વાંધો નથી.' મેં મારો વિચાર જણાવ્યો.

" 'ત્યારે હું અને મારો સાથી પણ સોગનપૂર્વક કહીએ છીએ કે જે ખજાનો આપણને મળનાર છે તે આપણા ચાર જણા વચ્ચે સરખી રીતે વહેંચવામાં આવશે. એટલે તેનો ચોથો ભાગ તમને મળશે.'

" 'પણ અહીં તો આપણે ત્રણ જ છીએ.' હું બોલ્યો.

" 'ના, દોસ્ત અકબરને પણ તેનો હીસ્સો મળવો જ જોઇએ. જ્યારે તમે સોગન ખાધા છે, ત્યારે હવે તમને બધી હકીકત જણાવવામાં વાંધો નથી. મહમદસિંઘ! તમે દ્વાર પાસે ઊભા રહો અને

એ લોકો આવે તો અમને ખબર આપજો. સાહેબ! હું જાણું છું કે તમે ફીરંગી લોકો સોગન લીધા પછી ફરી જાઓ તેવા નથી. માટે જ આ હકીકત તમને કહું છું. જો તમે ફીરંગીને બદલે મૂર્તિપૂજક હિંદુ હોત અને દેવદેવીઓના ગમે તેટલા સોગન ખાધા હોત તો પણ અમે એ સોગન ઉપર જરી પણ વિશ્વાસ રાખત નહિ અને અમારી છરીને તમારા લોહીનું પાન કરવા દેત તથા તમારા મુડદાને નદીમાં ફેંકી દેત. પરંતુ શીખ એક અંગ્રેજ બચ્ચાને તથા અંગ્રેજ એક શીખ બચ્ચાને સારી રીતે પિછાને છે. એટલે તમારા સોગન ઉપર અણવિશ્વાસ લાવવાનું મને કશું પણ કારણ નથી. '

"એ પ્રમાણે કહીને તે કહેવા લાગ્યો: ' સાંભળો, સાહેબ ! ઉત્તર પ્રાંતમાં એક રાજા છે. તેનું રાજ્ય કાંઇ મોટું નથી. એમ છતાં તેની પાસે દોલત પુષ્કળ છે. કેટલીક દોલત તેને તેના બાપ પાસેથી મળેલી છે. તેમ જ તેણે પોતે પણ પુષ્કળ દોલત એકઠી કરી છે. કેમકે તે અત્યંત લોભી સ્વભાવનો માણસ છે અને પૈસાને ખર્ચી નાખવા કરતાં તેને ભંડારમાં એકઠો કરી રાખવાનું વધારે પસંદ કરે છે. જેમ તે લોભી છે તેમ કાવતરાબાજ પણ છે. જ્યારે બળવો ફાટી નિકળ્યો ત્યારે તેણે દુધ અને દહીં બન્નેમાં પગ રાખ્યો—બળવાખોરોની સાથે પણ તે હળતોમળતો રહ્યો, તેમ જ કંપની સરકારને પણ પોતે વફાદાર છે એવો ડોળ રાખ્યો. પરંતુ થોડા વખત પછી તેને એમ લાગ્યું કે ગોરા સાહેબોના દહાડા ભરાઇ ચૂકયા છે. કેમકે તમામ સ્થળોએથી ગોરા સાહેબોની કાપા કાપી અને તેમની ન્હાસભાગ સિવાય બીજા સમાચાર તેને મળતા જ ન હતા. તો પણ તે લાંબી નજર પહોંચાડનારો અને ચતુર માણસ હોવાથી તેણે વિચાર કર્યો કે બે પક્ષમાંથી ગમે તે પક્ષનો વિજય થાય તોયે મારી દોલતને

ઈજા પહોંચવા જાઇએ નાહ. એથી ગુપ્ત વિચાર કરીને જે સોનું રૂપું હતું તે તેણે પોતાના મહેલના ભોંયરામાં છૂપાવી રાખ્યું. પરંતુ મૂલ્યવાન્ હીરા અને કીમતી મોતી એક લોઢાની પેટીમાં ભરીને તે પેટી આગ્રાના આ જૂના કિલ્લાના આ તરફના ભાગમાં સંતાડી રાખવાનો વિચાર કર્યો છે. તેનો એક નોકર વેપારીના વેશમાં પેટી લઈ અહીં આવનાર છે. રાજાનો વિચાર એવો છે કે જ્યાંસુધી સુલેહ-શાંતિ થાય ત્યાં સુધી પોતાના ખજાનાને અહીં રહેવા દેવો. આ ભાગમાં વિશેષ માણસોનો અવરજવર નહિ હોવાથી તે પેટી કોઇની દૃષ્ટિએ પડે તેમ નહિ હોવાથી ગૂમાઈ જવાનો તેને ભય નથી. બળવો શમ્યા પછી પેટી અહીંથી લઈ જવી. અર્થાત્ જો કદાચ પોતે કંપની સરકારને વફાદાર છે એવી બળવાખોરોને ખબર પડે અને તેઓ તેનો મહેલ સળગાવી મૂકે તો પણ આ ખજાનાને ઈજા પહોંચે નહિ. એ પ્રમાણે ગોઠવણ કરીને અત્યારે તે બળવાખોરોને મળી ગયો છે કેમકે તેના રાજ્યની સરહદ ઉપર બળવાખોરોનું જોર વધારે છે. તેના આવા દગાખોર વર્તનને લીધે જો આપણે તેની દોલત પચાવી પડીએ તો તેમાં આપણે કશું પણ ગેરવાજબી કીધેલું લેખાશે નહિ.

" 'તેનો ખજાનાની પેટી લઇને આવનારો નોકર વેપારીના વેષમાં અશમત નામ ધારણ કરીને આગ્રા શહેરમાં આવી પહોંચ્યો છે. તેની છૂપી રીતે આ કિલ્લામાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય એ દેખીતું છે. તે પોતાની સાથે મારા દુધભાઈ દોસ્ત અકબરને લેતો આવ્યો છે. કારણ કે તે જો સાથે હોય તો મુસાફરીમાં વિઘ્ન નડે નહિ અને જરૂરના પ્રસંગે તે ઉપયોગી થઈ પડે. વળી અશમતે ખજાનાની હકીકતથી પણ મારા ભાઇને વાકેફગાર કરેલો છે. દોસ્ત અકબરે આજ રાત્રીથી આ કિલ્લામાં ગુપ્ત રીતે દાખલ કરવાનું તેને

ચ્યન આપ્યું છે, અને દાખલ થવાને માટે જે દ્વાર ઉપર આપણે ચ્હેરા છે તે જ પસંદ કર્યું છે. થોડા વખતમાં જ અસ્મત અહીં આવી પહોંચશે અને તેનો સત્કાર કરવાને આપણને તૈયાર ઊભેલા જોશે. આ ભાગ ઉજ્જડ જેવો હોવાથી તેના આગમનની કોઇને ખબર પડી શકશે નહિ. તેમ જ અસ્મતના ગૂમ થઈ જવાથી તેનો રાજા પણ વિશેષ કશી પણ હીલચાલ કરી શકશે નહિ. કેમકે એમ કરે તો તેનું ભોપાળું ખૂલ્લું થાય અને વિદ્રોહી તરીકે ગણાવાથી તેને પોતાનું રાજ્ય ખોવાનો પણ કદાચ પ્રસંગ આવે. એટલે અસ્મત વેપારી પોતાના કર્મનો જવાબ આપવાને ખુદાના દરબારમાં પહોંચી જશે અને રાજા બહાદૂરનો ખજાનો આપણા ચાર જણાના ગજવામાં જઈ પડશે. કેમ, સાહેબ! શો જવાબ આપો છો?'

"વુરસેસ્ટર પરગણામાં એક મનુષ્યનું જીવન કીમતી અને પવિત્ર મનાય છે. પરંતુ જ્યારે તમારી ચોતરફ અગ્નિ વરસી રહ્યો હોય, લોહીની નદીઓ ચાલતી હોય અને દરેક પળે તમે પોતે પણ મૃત્યુની પ્રતીક્ષા કરી રહ્યા હો એ વખતે અને એવા સ્થળે મનુષ્ય-જીવનની કીમત કશી પણ ન લાગે તો એમાં નવાઈ જેવું નથી. અસ્મત વેપારી જીવે કે મરે એની મને લેશ પણ પરવા ન હતી. પરંતુ ખજાનાની વાત સાંભળીને મારૂં મન પાણી પાણી થયું. અબ્દુલાખાને મને જણાવ્યું હતું કે ઝવેરાતની કીમત પંચોતેર લાખ રૂપીયાની છે. એ રકમ કાંઈ જેવી તેવી ન કહેવાય. મારા ચોથા ભાગના લગભગ ઓગણીસ લાખ રૂપીઆ આવે! એટલી મોટી રકમ સાથે હું મારા વતનમાં જઉં તો મારા કુટુંબીઓને છક્ક કરી દઉં, જેઓ મને પોતાના કુટુંબીજન તરીકે ઓળખાવવામાં પણ શરમાતા હતા તેઓ મારા બંગલાપર ધક્કા ખાય, આખા ઈંગ્લાંડમાં મોટા શ્રીમંતોમાં

મારી ગણના થાય અને પૈસા વેરીને એકાદો ખીતાબ પણ હું મેળવી શકું. એ બધા વિચારો મારા મનમાં ઉપસ્થિત થઈ ગયા. એટલે મેં તો આ લોકોની સાથે મળી જવાનો જ નિશ્ચય કરી લીધો. પરંતુ હું તેના પ્રશ્નનો તુરત જવાબ નહિ આપતાં પ્રસ્તુત વિચારમાળામાં ગુંથાવાને લીધે થોડી વાર સુધી મૌન રહ્યો, એથી અબ્દુલ્લાખાને જાણ્યું કે મારૂં મન હજી ડગમગે છે. એટલે તે પોતાના કાર્યના વાજબીપણાના સંબંધમાં વિશેષ દલીલ કરવા લાગ્યો.

" તેણે કહ્યું. ' સાહેબ ! વિચાર કરો. જો આપણા કમાન્ડર સાહેબ આ માણસને પકડી લે તો કશો પણ વિચાર નહિ કરતાં તેને ગોળી વડે વિંધી નાખે અને તેની પાસેનો ખજાનો સરકારની તિજોરીમાં જઈ પડે. હવે કમાન્ડર સાહેબ જેમ સરકારની વતી અસ્મતને પરહેજ કરે, તેમ આપણે તેને આપણી વતી પકડીએ છીએ. કમાન્ડર સાહેબ તેને ગોળી વડે વિંધી નાખવાના છે. આપણે પણ તેને વિંધી નાખીએ છીએ. કમાન્ડર સાહેબ ખજાનો સરકારની તિજોરીમાં ભરવાના છે. આપણે આપણી તિજોરીમાં ભરવાના છીએ. અર્થાત્ કોઇ પણ રાતે આ ખજાનો રાજાના હાથમાં તો રહે તેમ નથી જ, તેમ અસ્મત બચી શકે તેમ પણ નથી. જો તમે સરકારને વફાદાર રહો તો પણ તમારે અસ્મતને પકડીને કમાન્ડર સાહેબને સોંપવો જ પડે. એટલે ફરક માત્ર એટલો પડે કે કમાન્ડર સાહેબને સોંપવાથી અસ્મત કાલે આ દુનિયામાંથી વિદાય થાય, જ્યારે આપણે તેને અત્યારે વિદાય કરવો પડે. તેમ જ કંપની સરકાર કરતાં દોલતની જરૂર આપણને વધારે છે. એટલે કંપની સરકાર હજમ કરી દે તે કરતાં આપણે જ જો રાખી લઇએ તો એમાં કંપની સરકારને નુકસાન થવાનું નથી, જ્યારે આપણે શ્રીમંત બની જઇએ તેમ છે. વળી આ બાબત કોઈ જાણી

શકે તેમ પણ નથી. બોલો સાહેબ ! હવે વખત નહિ ગૂમાવતાં જે વિચાર હોય તે જણાવી દ્યો. તમે અમારી સાથે ભેળાવાને કબૂલ થાઓ છો કે તમે પણ અસ્મતની સાથે જવાનું પસંદ કરો છો ? '

" ' કબૂલ ! કબૂલ ! હું તમારી સાથે છું અને સાથે જ રહીશ. ' મેં સંમતિ દર્શાવી.

" 'તમે કબૂલ થયા તે સારૂં કર્યું.' મને મારી બંધૂક પાછી આપતો તે બોલ્યો: " અમારી ખાત્રી છે કે અમારા લોકોની માફક તમે એક વખત આપેલા વિશ્વાસનો ઘાત કરતા નથી. એટલે તમારા વચન ઉપર અમે સંપૂર્ણ વિશ્વાસ રાખીએ છીએ. હવે આપણે મારા ભાઈ અને અસ્મતની રાહ જોવાની રહી. '

" ' તમારો ભાઈ પણ તમે જે કરવાના છો તે હકીકત જાણે છે ? ' મેં સવાલ કર્યો.

" ' હાસ્તો. ' તે બોલ્યો: ' આ બધી ગોઠવણ તેણે જ કરી છે. આજે સ્હાંજે તે મને મળ્યો હતો અને બધી વાત કરી ગયો હતો. વારૂ, ચાલો ત્યારે આપણે પણ દરવાજા ઉપર મહમદસિંઘની પાસે જઇને બેસીએ. '

" વર્ષાદ હજી પણ એકધારો પડયા કરતો હતો. એ પ્રદેશમાં આ ચોમાસાની શરૂઆતનો વખત હતો અને એ વખતે વર્ષાદ વિશેષ જોસથી પડતો હતો. આકાશમાં કાળી વાદળીઓ પસાર થયા કરતી હતી. અંધારૂં એટલું બધું હતું કે અમારી સામે પચીસ-ત્રીસ ડગલાં દૂર પણ અમે જોઈ શકતા ન હતા. અમે જે દરવાજા આગળ ઊભા હતા તેની સામે કિલ્લાની બહારના ભાગમાં એક ન્હાનું તળાવ હતું. પરંતુ અત્યારે તેમાં પાણી ઘણું ઓછું હોવાથી તે પસાર કરીને આવી શકાય તેવું હતું. આવા સમયે હું એ પંજાબવાસી નરરાક્ષસોની

સાથે અસ્મતની રાહ જોતો ઊભો હતો. હાય! તે બિચારાને ક્યાં ખબર હતી કે થોડા સમયમાં જ તેનો કાળ આવી પહોંચવાનો છે! એ વખતે મારા મનમાં અનેક પ્રકારના ચિત્રવિચિત્ર વિચારો પસાર થતા હતા.

## પ્રકરણ ૩૩ મું.

### અસ્મતનું ખૂન.

"એવામાં એકાએક તળાવની સામી બાજુએ દીવાનો પ્રકાશ મારા જોવામાં આવ્યો. થોડા વખતમાં તે માટીના ઢગલાની પાછળ અદૃશ્ય થઈ ગયો, પુનઃ દેખાયો અને અમારી તરફ નજીક ને નજીક આવતો હોય એમ લાગ્યું.

"'એ લોકો આવે છે!' હું બોલી ઉઠ્યો.

"'સાહેબ! એ લોકો અહીં નજીક આવે એટલે તમે નિયમ મુજબ તેમને ટપારજો.' અબ્દુલાખાને ધીમેથી કહ્યું: 'એને બિહકનું કશું પણ કારણ ન આપશો. અમને તેની સાથે અંદર જવાનો હુકમ ફરમાવજો અને પછી જે કરવાનું છે તે અમે કરી લઈશું. તમે અહીં જ ઊભા રહેજો. તેઓ નજીક આવી પહોંચે એટલે તમારા ફાનસનો પ્રકાશ એ બાજુએ ફેંકો કે એ લોકો આપણે ધારીએ છીએ તે જ છે કે બીજા તે આપણે બરોબર જોઈ શકીએ.'

"પેલા દીવાનો પ્રકાશ નજીક ને નજીક આવતો દેખાતો હતો.

હવે તળાવના સામા કિનારાપર બે કાળી આકૃતિઓને પણ હું સ્પષ્ટ-પણે જોઈ શકતો હતો. એ લોકો ઢાળ પડતા કિનારાપરથી તળાવમાં ઉતર્યા અને તળાવને પસાર કરીને અમે ઊભા હતા તે દરવાજા તરફ આવ્યા. તેઓ દરવાજાથી દશ–પંદર પગલાં દૂર રહ્યા હશે એટલે મેં તેમને હપાર્યા.

" 'કોણ છે એ ?' હું ધીમા સ્વરે પરંતુ તેઓ સાંભળી શકે તે પ્રમાણે બોલ્યો.

" 'મિત્રો !' જવાબ મળ્યો. મેં મારા ફાનસની બત્તી સ્હેજ ઉંચી કરીને તેમના ઉપર પ્રકાશ ફેંક્યો. તેના તેજસ્વી પ્રકાશમાં બે માણુસો આગળ પાછળ ચાલતા દેખાયા. આગળ ચાલતો હતો તે એક કદાવર શિખ હતો. તેની દાઢીના વાળ તેણે બાંધેલા કમરપટ્ટા સુધી લબડતા હતા. આ માણસની ઉંચાઈ આશરે સાત ફુટ કરતાં પણ સ્હેજ વિશેષ લાગતી હતી. તેની પાછળ ચાલતો માણુસ કદમાં નીચો પણ શરીરે બહુ જ જાડો હતો. તેના એક હાથમાં ન્હાનું ફાનસ હતું અને બગલમાં શાલમાં વીંટાળેલું એક ન્હાનું પોટકું હતું. તેના દેખાવ પરથી તે ભયભીત થયેલો જણાતો હતો. જાણે તેને તાવ આવ્યો હોય, એ પ્રમાણે તેના હાથ ધ્રૂજતા હતા. એથી હાથમાંના ફાનસનો પ્રકાશ હાલ્યા કરતો હતો. જેમ એક ઉંદર પોતાના દરમાંથી બહાર નિકળતી વખતે પોતાની આજુબાજુ તીવ્ર દૃષ્ટિએ નજર કરતો દોડી જાય છે, તે પ્રમાણે આ માણસ પણ ઉતાવળી ગતિએ ચાલતો પોતાની જમણી અને ડાબી દિશાએ જોતો જોતો આવતો હતો. આ મનુષ્યનું અલ્પ સમયમાં જ ખૂન થશે એ વિચારથી મારા શરીરમાં ધ્રૂજરી છૂટી અને મારા તમામ વાળ ઊભા થઈ ગયા. પરંતુ તે જ પળે ખજાનાનો વિચાર થયો અને મારૂં હૃદય નિષ્ઠુર બની ગયું. તેણે

મને–એક ગોરા માણસને જોયો એટલે તે આનંદાવેશમાં આવી ગયો અને દોડતો મારી પાસે આવી પહોંચ્યો.

" તે નજીક આવીને બોલ્યો: ' સાહેબ ! અમારૂં રક્ષણ કરો. આ ગરીબ વેપારી અસ્મતનું રક્ષણ કરો ! હું રાજપૂતનામાંથી અહીં આવું છું. મને આગ્રાના કિલ્લામાં આશ્રય અને રક્ષણ મળશે એવા ઈરાદાથી હું અહીં આવ્યો છું. હું કંપની સરકાર પ્રત્યે વફાદાર રહ્યો એટલા માટે બળવાખોરોએ મારૂં બધું લૂંટી લીધું, મને પુષ્કળ માર માર્યો અને મારૂં મકાન પણ સળગાવી દીધું છે. પરંતુ હું ખુદાનો આભાર માનું છું કે તેણે મને અહીં સહિસલામત પહોંચાડયો છે. '

" તમારી પાસે પોટકામાં શું છે ? ' મેં પ્રશ્ન કર્યો.

" ' કાંઈ નથી, સાહેબ ! કાંઈ નથી. ' એ પ્રશ્નથી તે સ્હેજ ગભરાઈ ગયો હોય તેવી રીતે બોલ્યો: ' એક લોઢાની પેટી છે. તેની અંદર અમારા જૂના ખતપત્રો છે. એ બીજાને ઉપયોગમાં આવી શકે તેવા નથી. પરંતુ મારે મન તે બહુ કીમતી છે. સાહેબ ! હું કાંઈ તદ્દન ભિખારી નથી. સાહેબ ! મને જો તમે કિલ્લામાં આશ્રય આપશો તો હું તમને તેમ જ તમારા મોટા સાહેબને પણ તમારા ઉપકારનો સારો બદલો વાળી આપીશ. '

" આ માણસ સાથે વધારે વખત વાતચીત કરવાની હું હિમ્મત કરી શકયો નહિ. તેનો દયા ઉપજાવે તેવો ભયત્રસ્ત ચ્હેરો જોઇને, થોડા વખતમાં જ આ નિર્દોષ મનુષ્યનું અમે ખૂન કરનાર છીએ એ વિચારથી મારા શરીરમાં કમ્પારી છૂટવા લાગી. મને લાગ્યું કે તેના વિશેષ શબ્દો સાંભળવાથી મારૂં મન ડગી જશે. એટલે તેનાથી જલ્દી છૂટા થવાનો મેં નિશ્ચય કર્યો.

" મેં મારા હાથ નીચેના પહેરેગીરોને કહ્યું: ' આમને કમાન્ડર

સાહેબ પાસે લઈ જાઓ.' બન્ને પંજાબીઓ અસ્મતને પોતાની વચ્ચે રાખીને ચાલવા લાગ્યા. અસ્મતની સાથેનો માણસ તેમની પાછળ ચાલતો હતો. ખરેખર તે બિચારો મૃત્યુપાશમાં સજ્જડ ઘેરાઈ ગયો હતો. એ માણસ પાસેનું ફાનસ મેં લઈ લીધું હતું. હું દરવાજા ઉપર જ ઊભો રહ્યો.

"એ લોકો કિલ્લાના ઉજ્જડ ભાગ તરફ જવા લાગ્યા. તેમના પગલાંનો અવાજ મારા સાંભળવામાં આવતો હતો. એકાએક તે અવાજ બંધ પડી ગયો અને મારામારી થતી હોય એવો અવાજ મારા સાંભળવમાં આવ્યો. એક ક્ષણ પછી હું જ્યાં ઊભો હતો એ બાજુ તરફ કોઈ માણસ દોડતો આવતો હોય અને તે જોરથી શ્વાસોશ્વાસ લેતો હોય એવો અવાજ મારા કાને પડયો. મેં એ બાજુએ મારી બત્તીનો પ્રકાશ નાખ્યો તો અસ્મતને પવન વેગે મારી તરફ દોડતો આવતો જોયો. તેનો ચહેરો લોહીથી ખરડાયેલો દેખાતો હતો. તેની પાછળ લાંબી દાઢીવાળો તેની સાથે આવેલો પંજાબી હાથમાં ખૂલ્લો છરો લઈને દોડતો હતો. એ વખતે અસ્મત જેટલી ઝડપથી દોડતો હતો તેટલી ઝડપથી દોડતો મેં કોઈ પણ માણસને જોયો નથી. તે દોડતો નહિ પણ પવનમાં ઊડતો હતો એમ કહીએ તો પણ ચાલે થોડીક પળમાં તો તેણે પેલા પંજાબીને પોતાની પાછળ મૂકી દીધો. મને લાગ્યું કે જો આ માણસ મારી પાસેથી પસાર થઈને કિલ્લાની બહાર ચાલ્યો જશે તો તેને પછી ઇજા આવશે નહિ. એક પળ માત્ર મારૂં હૃદય નરમ બન્યું અને તેનું રક્ષણ કરવું એવો વિચાર મારા મનમાં ઉદ્દભવ્યો. પણ પુનઃ તેની પાસેના ખજાનાના વિચારથી મારૂં અંતઃકરણ કઠોર બની ગયું. તેના તરફની દયાની લાગણી દૂર થઈ ગઈ. તે મારી નજીક આવ્યો કે તે જ પળે મેં મારી બંધૂકને

તેના બે પગ વચ્ચે ભેરવી. એટલે તે પોતાનું સમતોલપણું ખોઇને ગડથોલું ખાઇને જમીન ઉપર ગરી પડ્યો. તે પુનઃ ઉભો થઇને ન્હાસી શકે એ પહેલાં તો પેલો પંજાબી લગોલગ થઇ ગયો અને જરી પણ વિલંબ કર્યા સિવાય તેણે પોતાનો તીવ્ર ધારવાળો છરો એક–બે વાર અસ્મતની છાતીમાં ઘોંચી દીધો. અસ્મત બૂમ પણ પાડી શક્યો નહિ. મને એમ લાગ્યું કે મારી બંદૂકની આંટી આવવાથી પડતાની સાથે જ તેની ગરદન ભાંગી ગઇ હશે અને તેનો પ્રાણ નિકળી ગયો હશે. ગૃહસ્થો ! મેં તમને સાચેસાચી હકીકત જણાવવાનું વચન આપ્યું છે. એટલે અમુક બાબત મારી વિરૂદ્ધમાં જતી હશે તો પણ એ હું તમારાથી છૂપાવવા માગતો નથી. હું ખરૂં જ કહું છું કે મારે હાથે તેનો ઘાત થયો હતો. કેમકે જ્યારે મેં એના ઉપર નીચો નમીને જોયું ત્યારે મને તેની ગરદન તૂટી ગયેલી માલૂમ પડી. એથી મેં ધાર્યું કે દોસ્ત અકબરે તેને છરાનો ઘા કર્યો તે પહેલાં જ તે મરણ પામ્યો હતો. ”

જોનાથન સ્મોલ બોલતો અટકી ગયો અને પોતાની પાસે પડેલો વીસ્કીનો ગ્લાસ લઇને પીવા લાગ્યો. આ વખતે આ માણસની નરાધમ અને ક્રૂરતાના સંબંધમાં મારી ખાત્રી થઇ ગઇ. તેણે એક નિર્દોષ મનુષ્યનો ઘાત કરવામાં ભાગ લીધો હતો એટલું જ નહિ, પણ જ્યારે તે વર્ણન કરતો હતો ત્યારે તેનો દેખાવ એવા પ્રકારનો થતો હતો કે જાણે પોતાના એ કૃત્યને માટે તેને કશું પણ લાગતું ન હોય, એમ જણાઇ આવતું હતું. તેને લેશ પણ પશ્ચાત્તાપ થતો ન હતો. મારા મનમાં એમ થતું હતું કે આ મનુષ્યને તેનાં દુષ્કૃત્યોને માટે સહુથી વધારેમાં વધારે સખ્ત સજા થવી જોઇએ. શેરલોક હોમ્સ અને જોન્સ અત્યંત રસપૂર્વક

જોનાથન સ્મોલનું કથાનક શ્રવણ કરતા બેઠા હતા. પરંતુ તેમના મનમાં પણ મારા જેટલો જ તિરસ્કાર આ ભયાનક મનુષ્ય પ્રત્યે છૂટયો હતો એમ જોઈ શકાતું હતું. જોનાથન સ્મોલ પણ અમારાં હૃદયની લાગણી સમજી શકયો હોય એમ લાગ્યું. કેમકે તે આગળ વર્ણન કરતાં પોતાના કૃત્યના ગેરવાજબીપણાનો સ્વીકાર કરવા છતાં પણ તેનો બચાવ કરવા લાગ્યો.

તે બોલ્યો: “ હું કબૂલ કરૂં છે મારૂં એ કૃત્ય વાજબી ન હતું, એટલું જ નહિ પણ તે અત્યંત નીચતાભર્યું હતું. પરંતુ મારી ખાત્રી છે કે એ વખતે મારી જગ્યાએ બીજો કોઇ માણસ હોત તો તે પણ અશ્મતને બચી જવા દેવાનું વાજબી ધારત નહિ. દોલત અને જાન બન્ને ગૂમાવવાનું કોઇ ભાગ્યે જ પસંદ કરે ! જો તે બચી જાય તો મારૂં મોત નિશ્ચિત હતું. કેમકે જો તે નિર્વિઘ્ને પસાર થઈ ગયો હોત તો બીજે જ દિવસે બધી વાત ઉઘાડી પડી જાત, એટલે મને પકડવામાં આવત, લશ્કરી કાયદા મારફત મારી તપાસ ચાલત અને મને ગોળીએ ઉડાવી દેવામાં આવત. કેમકે હું એક અંગ્રેજ હોવાથી મારા ગુન્હાનું પ્રમાણ મારા સાથીદારો કરતાં વિશેષ મોટું લેખવામાં આવત. ”

“ તમારે તમારા કૃત્યનો બચાવ કરવાની અત્યારે જરૂર નથી. તમારૂં કથાનક આગળ ચલાવો. ” હોમ્સે સૂચવ્યું.

“ વારૂ, મેં, દોસ્ત અકબર અને અબ્દુલ્લાખાન—ત્રણ જણાએ મળીને અશ્મતના મુડદાને ઉંચકયું. તેના કદના પ્રમાણમાં તેનું વજન બહુ જ ભારે હતું. અમે ત્રણ જણા પણ તેને માંડમાંડ ઉંચકી શકતા હતા. મહમદસિંઘને દરવાજા ઉપર ઊભો રાખ્યો. અમે કિલ્લાના જૂના ભાગવાળા મકાનમાં કેટલીક આડી અવળી ચાલીઓમાં પસાર થઇને

એક મોટા હોલમાં આવી પહોંચ્યા. અહીં અબ્દુલ્લાખાન અને મહમદે અગાઉથી જ બધી તૈયારી કરી રાખી હતી. તેમણે ખોદી રાખેલા ખાડામાં અસ્મતની વિધિ કર્યા પછી અમે ખજાનો જ્યાં પડયો હતો ત્યાં ગયા.

"આ લોકોએ પ્રથમ અસ્મતના ઉપર હલ્લો કર્યો તે જગ્યાએ લોઢાની પેટી અસ્મતની બગલમાંથી પડી ગઈ હતી. અત્યારે આપણી સામે ટેબલ ઉપર જે પેટી પડી છે તે જ એ પેટી. પેટીના ઢાંકણા ઉપર કડું છે તેની સાથે રેશમી દોરી વડે કુંચી બાંધેલી હતી. અમે પેટી ખોલી અને અંદરના ઝવેરાત ઉપર દીવાનો પ્રકાશ પડયો. હા, જ્યારે હું મારા વતનમાં હતો અને ન્હાની ઉમરનો હતો ત્યારે કીમતી ઝવેરાતની વાતો મારા વાંચવામાં આવી હતી. પરંતુ મારી નજરે તો આવું કીમતી ઝવેરાત મેં આ પહેલવહેલું જ જોયું. એ ઝવેરાતનો ચમકાટ એટલો તીવ્ર હતો કે તેનાથી અમારી આંખો પણ અંજાઇ ગઈ. થોડી વાર સુધી તો એ ઝવેરાતના પ્રકાશનું અમારાં નેત્રોવડે પાન કરતા અમે બેસી રહ્યા. પરંતુ તે પછી બધું ઝવેરાત બહાર કાઢીને અમે તેની યાદી કરી. તેમાં કીમતી અને પાણીદાર એકસો ચાલીશ હીરા હતા. તેની અંદર એક સહુથી મોટો હીરો હતો. તેનું નામ એ લોકોએ 'મહાન્ મોગલ' જણાવ્યું હતું. એ લોકો કહેતા હતા કે આખી દુનિયામાં આ હીરાની સરખામણી કરી શકે એવો માત્ર એક જ બીજો હીરો છે. તે સિવાય સત્તાણું લીલમ, એકસોને શતેર માણેક (તેમાંનાં ઘણાંખરાં ન્હાનાં કદનાં હતાં), ચાળીશ નિલમણી, બસો ને દશ શની, એક સો સાઠ અકીક અને તે ઉપરાંત પોખરાજ, સ્ફટિક, પન્ના, પિરોજા અને બીજા પણ જાત જાતના કીમતી પત્થરો હતા. એ વખતે તો આ બધાંનાં નામ પણ મને આવડતાં ન હતાં.

તે ઉપરાંત ત્રણસો મોટાં પાણીદાર અને મૂલ્યવાન્ મોતી હતા. તેમાનાં બાર મોતીને સોનાના તારમાં પરોવવામાં આવ્યાં હતાં. જ્યારે આ પેટી મેં મેજર શોલ્ટોના મકાનમાંથી પુનઃ પ્રાપ્ત કરી ત્યારે તેની અંદરનું બીજું બધું ઝવેરાત તો આબાદ હતું પરંતુ માત્ર આ બાર મોતીની માળા તેમાંથી ગૂમ થઈ હતી. "

" હા, બરોબર છે. એમાંનાં ૭ મોતી મેજર શોલ્ટોની સૂચના મુજબ તેના દીકરાઓએ કેપ્ટન મોર્સ્ટનની દીકરીને મોકલી આપ્યાં છે. બાકીનાં ૭ મોતી મી. થેડસ શોલ્ટો પાસે છે. " શેરલોક હોમ્સે ખુલાસો કર્યો.

સ્મોલ બોલ્યોઃ " એમ જ હોવું જોઇએ. વારૂ, એ પ્રમાણે તમામ ઝવેરાતની ગણતરી કરી લીધા બાદ તેને પેટીમાં મૂકી દીધાં અને તે ઝવેરાત મહમદસિંધને બતાવવાને માટે તે જ્યાં પહેરો ભરતો હતો ત્યાં લઈ ગયા. તેને બતાવ્યા બાદ અમે ચારે જણાએ પ્રતિજ્ઞા કરી ' આપણે ચારેએ આ ઝવેરાત સરખે ભાગે વહેંચી લેવું અને ચારમાંથી એકે બીજાને વિશ્વાઘાત કરવો નહિ ' અત્યારે અમારો ભાગ વહેંચી લેવાનો સમય ન હતો. એટલે હાલ તુરત પેટીને કોઈ સુરક્ષિત સ્થળે છૂપાવી દઇને જ્યારે પાછી શાંતિ થઈ જાય ત્યારે ભાગ પાડવા એવો વિચાર કર્યો. અમે તે ઝવેરાત જુદું જુદું કરીને અમારી પાસે રાખી શકીએ તેમ ન હતું. એટલે વખતે જો તે પકડાઈ જાય તો અમારા હાથમાંથી જાય અને વળી અમારા ઉપર શક પણ આવે. કેમકે અમારા જેવા સામાન્ય માણસ પાસે એવું કીમતી ઝવેરાત હોય એમ કોણ માની શકે ? એ વિચારથી જે હોલમાં અમે અશ્મનના મુડદાને દાટયું હતું તે હોલમાં આ પેટી લઈ ગયા. ત્યાં એક બાજુ તરફ દિવાલમાંથી ઉખડી ગયેલી ઈંટોનો ઢગલો પડેલો

હતો. તે ઢગલા નીચે જગ્યાનું અમે બરાબર નિશાન રાખ્યું હતું. બીજે દિવસે તે સ્થળના ચાર નકશા બનાવ્યા અને તે દરેક ઉપર અમારી ચારેની સહીઓ કરી. અમે પ્રતિજ્ઞા લીધી હતી કે અમારામાંથી ગમે તે માણસ અહીં આવે તો પણ તેણે ચારેના પ્રતિનિધિ તરીકે કામ કરવાનું છે. અર્થાત્ અમારા ચારમાંથી કોઇ એક જણાએ ખજાનો પચાવી પાડવો નહિ. હું સંતોષપૂર્વક અને સોગનપૂર્વક કહી શકું છું કે એ પ્રતિજ્ઞાનો મેં કદી પણ ભંગ કર્યો નથી.

" ગૃહસ્થો ! બળવાનું શું પરિણામ કેવી રીતે આવ્યું તેની વિગતમાં ઉતરવાની મને જરૂર લાગતી નથી. ટુંકામાં માત્ર એટલુંજ કહીશ કે વિલસને દિલ્હી કબજે કર્યું, સર કોલિને લખનૌ લીધું અને બળવાખોરોનું જોર તૂટી ગયું. વળી અમારી મદદે નવું લશ્કર પણ અહીંથી આવી પહોંચ્યું. નાનાસાહેબ ક્યાંક પલાયન થઇ ગયો. કર્નલ ગ્રીથેડ આગ્રા આવી પહોંચીને ત્યાંથી પણ બળવાખોરોને હાંકી કાઢયા. આખા દેશમાં શાંતિ પથરાવા લાગી અને અમે ચાર જણા વિચાર કરવા લાગ્યા કે હવે આપણે પણ થોડા વખતમાં આપણો ભાગ લઇને, પારકી તાબેદારીમાંથી તથા જહેમતમાંથી છૂટા થઇને સુખચેનમાં રહી શકીશું. પરંતુ ' મનુષ્ય ધારે છે કાંઇ અને ઈશ્વર કરે છે કાંઈ, ' એ કહેવત પ્રમાણે અમારા વિચારો અમારા મનમાં જ રહી ગયા, અને અમને ચારેને અશ્મતના ખૂનના ગુન્હાને માટે કેદ કરવામાં આવ્યા !



# પ્રકરણ ૩૪ મું.

## દેશનિકાલની સજા.

"એ કેવી રીતે બન્યું, તે હું તમને સમજાવું. પેલા રાજાએ 'એ અશમતને કીમતી ઝવેરાત સોંપ્યું હતું એ તો મેં તમને જણાવ્યું છે. અશ્મત રાજાનો વિશ્વાસુ અને વફાદાર નોકર હતો. પણ પૂર્વના લોકો શંકાખોર બહુ હોય છે. એટલે રાજાના મંનમાં શંકા થયેલી કે વખતે પોતાનો નોકર ઝવેરાત લઇને પસાર થઈ જાય તો ? એથી તેણે અશ્મતની પાછળ એક છૂપો જાસુસ રાખ્યો હતો અને તેને સૂચવ્યું હતું કે તેણે અશ્મતને પોતાની દૃષ્ટિ બહાર થવા દેવો નહિ. હવે અશ્મત દોસ્ત અકબર સાથે જે રાત્રીએ આગ્રાના કિલ્લા તરફ આવતો હતો તે રાત્રીએ પેલો જાસુસ પણ તેની હીલચાલ ઉપર દેખરેખ રાખતો તેની પાછળ પાછળ આવતો હતો. અમે કોઈ તેને જોઈ શકયા ન હતા. તેણે અશ્મતને કિલ્લાની અંદર દાખલ થતો જોયો એટલે તેના મનમાં એમ થયું કે અશ્મત કિલ્લામાં કંપની સરકારના આશ્રયે રહેશે. બીજે દિવસે તેણે પણ કિલ્લામાં દાખલ થવાનો વિચાર કર્યો. રાજાએ તેને પોતાનું પ્રમાણપત્ર આપેલું હતું. એટલે કિલ્લામાં દાખલ થતાં તેને મુશ્કેલી નડી નહિ. તેણે કિલ્લામાં ચોતરફ તપાસ કરી, પરંતુ અશ્મતનો પત્તો લાગ્યો નહિ. એથી તેના મનમાં શંકા આવી એટલે તેણે પહેરેગીરોનાં ઉપરિને પોતાની શંકા જણાવી. પહેરેગીરોના ઉપરિએ તે હકીકત

કમાન્ડરને કહી. કમાન્ડરે પણ છૂપી રીતે બારિક તપાસ ચલાવી. એ તપાસમાં કેટલાક દિવસ ચાલ્યા ગયા. પરંતુ છેવટે અમે જે હોલમાં દાટયું હતું ત્યાંથી અશમતનું મુડદું મળી આવ્યું, અને જે દિવસે અશ્મત જે દરવાજામાં દાખલ થયો હતો, તે દિવસે તે દરવાજા ઉપર કોણ પહેરા ઉપર હતા તેની તપાસ થઈ. અમારા હાજરીપત્રક ઉપ-રથી અમે પકડાઈ આવ્યા. એટલે તુરત જ અમને ત્રણેને પરહેજ કરવામાં આવ્યા. તે સાથે દોસ્ત અકબર અશ્મતની સાથે હતો એમ પેલા જાસુસે જણાવ્યાથી તેને પણ પકડવામાં આવ્યો. પરંતુ કેસ ચાલતી વખતે ઝવેરાત સંબંધી એક પણ શબ્દ બહાર આવ્યો નહિ. રાજાએ પેલા જાસુસને પણ ઝવેરાત સંબંધી જણાવ્યું ન હતું. તેને તો માત્ર અશ્મત ઉપર જ દેખરેખ રાખવાનું સૂચવ્યું હતું; અને સરકારને રાજાની ખટપટની ખબર પડી ગઇ હતી, તેથી તેને પદભ્રષ્ટ કરીને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવામાં આવ્યો હતો. એટલે તે ઝવેરાત સંબંધી શાક્ષિ આપવાને આવી શકે તેમ ન હતું. પરંતુ અશ્મતના ખૂનની તપાસ ચાલી અને અમે ચારે તેમાં દોષિત ઠર્યા. ત્રણ પંજાબીઓને જન્મ દેશનિકાલની સજા કરવામાં આવી. પરંતુ હું એક અંગ્રેજ હોવા છતાં આવા કરપીણ કામમાં ભાગ લેવા માટે મને મોતની સજા ફરમાવવામાં આવી. જો કે પાછળથી મારા ઉપર દયા દર્શાવીને સરકારે મને પણ મોતને બદલે જન્મ-દેશનિકાલની સજા ફરમાવી.

" અમારી સ્થિતિ તદ્દન વિચિત્ર થઈ પડી હતી. કેમકે અમને ચારે જણાને સજા થઈ હતી અને જીવનપર્યંત અમારે આન્દામાનના બેટોમાં સબડવાનું હતું. જો અમારામાંથી એકાદ બે છૂટા રહ્યા હોત તો પણ પેલી દોલત પ્રાપ્ત કરીને તેની મદદથી બીજાને કેદમાંથી છોડાવવાનો કદાચ યત્ન કરી શકત. પરંતુ તે પણ અમારા નસીબમાં ન હતું. અમે

લક્ષાધિપતિ બનવાને બદલે કેદીની અવસ્થામાં જઇ પડ્યા. જો તે દોલત અમે મેળવી શક્યા હોત તો અમે મોટા મહેલોમાં રહી શકત અને ભાત-ભાતનાં ભોજન તથા ઉંચા પ્રકારના મદ્યનું પાન કરી શકત. પરંતુ તેને બદલે અમારે વોર્ડરોનાં ટોણાં સહન કરવાનું અને ખાવાને ચોખા તથા પીવાને પાણી સિવાય બીજું કાંઈ પણ ન હતું. જો મારી જગ્યાએ બીજો માણસ હોત તો આવી અવસ્થામાં તે દિવાનો જ બની ગયો હોત. પરંતુ મારો સ્વભાવ મૂળથી જ આગ્રહી અને સહન-શીળતાવાળો હોવાથી એવી સ્થિતિમાં પણ હું શાંતિ ધારણ કરીને રહી શક્યો અને તે સ્થિતિમાંથી મુક્ત થવાના સમયની પ્રતીક્ષા કરવા લાગ્યો.

"છેવટે તે સમય પણ મને પ્રાપ્ત થયો. આગ્રાથી મને મદ્રાસ લઈ જવામાં આવ્યો અને ત્યાંથી આન્દામાનના બ્લેર ટાપુમાં હું જઇ પહોંચ્યો. ત્યાં જે કેદીઓ હતા તેમાં ગોરા માણસો માત્ર ગણ્યા-ગાંઠ્યા જ હતા, અને મેં શરૂઆતથી સારું અને શાંત વર્ત્તન રાખેલું હોવાને લીધે મારા ઉપરની સંભાળમાં ઘટાડો કરવામાં આવ્યો. તે ટાપુમાં હેરીએટના ડુંગરા પાસે હોપ નામનું ગામ છે. તેમાં એક ન્હાનું મકાન મને રહેવાને માટે આપવામાં આવ્યું. બીજા કેદીઓની માફક મારા ઉપર ચોકીપહેરો રાખવામાં આવતો નહિ. એ જગ્યા ભેજવાળી અને રોગથી ભરપૂર હતી. ત્યાં અવારનવાર ઝેરી તાવ ફાટી નિકળતો અને તે ઘણાના જાન લેતો. વળી અમારા ગામની આસપાસ જંગલમાં ત્યાંના જંગલી લોકો રહેતા હતા. તેઓ તેમનો લાગ ફાવે તો તેમના ઝેરી કાંટાથી અમારો નાશ કરવાનું પણ ચૂકે તેવા ન હતા. આખો દિવસ અમારે ખેતરો ખેડવાનું અને રોપવાનું કામ કરવું પડતું હતું. માત્ર સ્હાંજે અમને વિશ્રાંતિ મળતી. થોડા દિવસ બાદ એક સર્જનને

ત્યાં મને કમ્પાઉન્ડર તરીકે નિમવામાં આવ્યો. એટલે દવાઓના સંબંધમાં કેટલીક માહિતી હું મેળવી શકયો. આ જગ્યાએથી કેવી રીતે ન્હાસી શકાય, એ વિચાર હમેશાં મને આવ્યા કરતો હતો. પરંતુ લાગ મળતો ન હતો. અમે દરિયાની મધ્યમાં હતા અને સેંકડો માઇલને છેટે બીજી જમીન હતી. તેમ એ તરફના દરિયામાં પવન પણ મંદમંદ વાતો હતો. એટલે ત્યાંથી છૂપી રીતે પસાર થઈ જવાનું કામ ઘણું મુશ્કેલ-લગભગ અશકયવત્ જ હતું.

"જે ડોકટરને ત્યાં હું કમ્પાઉન્ડર હતો તેનું નામ સોમર્ટન હતું. તે ખુશમિજાજી અને પત્તાં વડે જુગાર ખેલવાનો શોખીન હતો. બીજા જુવાન અમલદારો પણ સ્હાંજે તેના મકાનપર આવીને પત્તાં વડે જુગાર ખેલતા હતા. તેની બેઠકનો ખંડ દવાખાનાની જોડાજોડ હતો. એ બે ખંડની વચ્ચે એક ન્હાનકડી બારી હતી. ઘણી વાર મને કંટાળો આવતો ત્યારે કામ કરતાં હું દીવો નીચો કરીને એ બારી પાસે ઊભો રહેતો તથા એ લોકોને ખેલતા તથા વાતો કરતા જોવામાં મારો સમય પસાર કરતો. મેજર શોલ્ટો, કેપ્ટન મોર્સ્ટન અને લેફ્ટેનન્ટ બ્રુમલી બ્રાઉન, કે જેઓ દેશી લશ્કરની ટુકડીઓના અધિકારી હતા, તેઓ પણ ત્યાં આવતા હતા. તે સિવાય બે-ત્રણ જેલરો પણ આવતા હતા. તેઓ બધા પત્તાની રમતમાં કુશળ જણાતા હતા અને ખેલતા ખેલતા દારૂ પણ ખૂબ ઢીંચતા હતા.

"રોજ ને રોજ તેમની રમતનું નિરીક્ષણ કરતાં એક વાત મારા ધ્યાનમાં આવી. મને જણાયું કે જુગાર ખેલવામાં મેજર શોલ્ટો વગેરે લશ્કરી અમલદારો પોતાના પૈસા ગૂમાવતા હતા, જ્યારે પેલા લૂચ્ચા જેલરોના તરફ જીતનું પાસું ફરતું હતું. હું એમ કહેવા નથી માગતો કે જેલરો કોઈ જાતની યુક્તિ કરતા હતા. એવું કશું જ ન

હતું. પરંતુ નસીબદેવી જ તેમના ઉપર તૂટી હતી. જેન્નરો આન્દામાનમાં ઘણા વખતથી હતા અને રોજ સ્હાંજે પત્તાં ખેલવા સિવાય તેમને બીજો ધંધો જ નહિ હોવાથી પત્તાંની રમતનો તેમને વિશેષ અનુભવ મળ્યો હતો. એ અનુભવના કેપ્ટન મોર્સ્ટન વગેરેમાં ખામી હતી અને તેથી તેઓ પોતાના પૈસા પ્રતિપક્ષીઓના હાથમાં જવા દેતા હતા. એવી રમતને પરિણામે દરેક રાત્રીએ લશ્કરી અમલદારો પોતાના પૈસા ગૂમાવવા લાગ્યા, અને તેથી ગૂમાવેલા પૈસા પુનઃ પ્રાપ્ત કરવાને માટે વધારે ને વધારે જુગાર ખેલતા પરંતુ તેનું પરિણામ વિપરિત જ આવતું. તેમાં પણ મેજર શોલ્ટોની હાલત બીજા કરતાં વિશેષ તંગ બની ગઈ. શરૂઆતમાં તો તે દાવમાં નોટો અને ગીનીઓ મૂકતો હતો; પરંતુ તે ખૂટી પડી અને તેને કરજ કરવું પડયું. તેમ છતાંયે તેનો દાવ ન્હાનોસૂનો ન હતો. એથી તે વધુ ને વધુ કરજમાં ડૂબતો ગયો. કોઇ કોઈ વાર તે જીતતો પણ ખરો. પરંતુ એથી ઉત્તેજન પામીને મોટો દાવ મૂકતો કે પાછો હારી જતો. દિવસે તમે તેને જોયો હોય તો તેના ચ્હેરા ઉપર ઉદાસિનતા છવાઈ ગયેલી દેખાય; પરંતુ પુનઃ સ્હાંજ પડે કે ઉદાસિનતાને દૂર કરવાને તે પુષ્કળ દારૂ ઢીંચે અને પાછો પોતાના સાથીઓનો કરજદાર બને. એ પ્રમાણે ડો. સોમર્ટનના મકાનમાં જુગાર ખેલનારાઓમાં તેની સ્થિતિ સહુ કરતાં વધારે દુર્દશાજનક થઈ પડી હતી.

" એક રાત્રીએ તો તે રોજ કરતાં પણ વધારે હારી ગયો. જ્યારે તે તથા કેપ્ટન મોર્સ્ટન રસ્તાપર લથડીયાં ખાતા પસાર થતા પોતાના મકાન તરફ જતા હતા તે વખતે હું મારા મકાનમાં બેઠો હતો. એ બન્ને જણા જીવજાન દોસ્તો હતા. જ્યારે ને ત્યારે તેઓ સાથે જ દેખાતા. મેજર શોલ્ટો પોતાને ગયેલા નુકસાનના સંબંધમાં

કેપ્ટન મોર્સ્ટનને કાંઈક કહેતો હતો.

" ' મોર્સ્ટન ? બધું ખલાસ થઈ ગયું !' જ્યારે તેઓ મારા મકાન આગળ આવ્યા ત્યારે શોલ્ટોના મ્હોંમાંથી નિકળેલો ઉદ્‌ગાર મારે કાને પડયો: ' હું સર્વસ્વ ગૂમાવી બેઠો છું. હવે મારે માટે નોકરીનું રાજીનામું આપીને અહીંથી ચાલ્યા જવા સિવાય બીજો એકે માર્ગ રહ્યો નથી.'

" મોર્સ્ટન તેનો વાંસો ઠબકારતો બોલ્યો: " અરે દોસ્ત ! આટલો બધો ગભરાઈ શાનો જાય છે ? મારી સ્થિતિ પણ તારા કરતાં કાંઈ વધારે સારી નથી.—'

" બસ ! એટલા શબ્દો મારે કાને પડતાં જ હું વિચારમાં પડી ગયો. એક નવીન વિચાર મારા મનમાં ઉદ્‌ભવ્યો. એથી હું તેમની વિશેષ વાતચીત શ્રવણ કરી શકયો નહિ, અને તેઓ મારા મકાન પાસેથી પસાર પણ થઈ ગયા.

" બે દિવસ બાદ મેજર શોલ્ટો એકલો દરિયાકિનારા ઉપર ફરતો મને મળી ગયો. એટલે મેં તેની સાથે વાત કરવાની હિમ્મત કરી.

" ' મેજર સાહેબ ! મારે એક બાબતમાં આપની સલાહ લેવી છે.' મેં શોલ્ટોને કહ્યું.

" ' શું છે, સ્મોલ ! શી બાબતમાં તું મારી સલાહ માગે છે ?" પોતાના મુખમાંની ચીરોટ હાથમાં લેતો તે બોલ્યો.

" મેં કહ્યું: ' સાહેબ ! એક સ્થળે ખજાનો દાટેલો છે. તે સ્થળ મારા જાણવામાં છે. તમે એવો કોઈ વિશ્વાસપાત્ર અને લાયક માણસ મને બતાવી શકશો કે જેને હું તે સ્થળની અને ખજાનાની માહિતી આપી શકું ? અહા ! પાંચ લાખ પાઉંડની કીમતનું ઝવેરાત એક ગુપ્ત સ્થળે પડેલું છે. તે સ્થળ મારા જાણવામાં છે પરંતુ હું

અહીં કેદી તરીકે હોવાથી મારાથી તેનો ઉપયોગ કરી શકાય તેમ છે નહિ. મારી ઇચ્છા એવી છે કે જો હું કોઇ લાયક માણસને તે સ્થળ બતાવી દઉં તો તે એ ખજાનો મેળવીને તેની મદદથી મારી સજામાં થોડોઘણો ઘટાડો કરાવી શકે.'

"'શું કીધું, સ્મોલ! પાંચ લાખ પાઉંડ!' તે આશ્ચર્યમિશ્રિત સ્વરે બોલ્યો; અને હું ગપ તો અડાવતો નથી, એ જાણવાને મારી સામે વેધક દૃષ્ટિએ જોઇ રહ્યો.

"'હા, સાહેબ! પાંચ લાખ પાઉંડ–તેટલી કીમતના હીરા, મોતી, માણેક, પના, પોખરાજ, અકીક વગેરે કોઈ પણ સહેલાઇથી મેળવી શકે તેવી રીતે પડેલાં છે. વિચિત્ર તો એ છે કે તેના ખરા માલિકને અહીં આન્દામાનમાં કેદમાં સડવું પડે તેમ છે, અને જે મનુષ્ય તે સ્થળ શોધી કાઢે તેને તે રકમ મળી શકે તેમ છે.'

"'જો એમ જ હોય તો એ રકમ સરકારને સ્વાધીન કરવી જોઇએ?' શોલ્ટો બોલ્યો. પરંતુ તે શબ્દો તે એટલા ધીમેથી અને એવા ભાવપૂર્વક બોલ્યો કે તેનો હેતુ હું કળી ગયો. હું જોઈ શકયો કે 'પાંચ લાખ પાઉંડ'ની તેના મન ઉપર અસર થઈ છે.

"હું શાંતિપૂર્વક બોલ્યો: 'ત્યારે, સાહેબ! એ ગુપ્ત સ્થળનો પત્તો મારે ગવર્નર–જનરલ સાહેબને આપવો એવી આપની સલાહ પડે છે?'

"શોલ્ટોએ કહ્યું: 'ના એમ એકદમ ઉતાવળ કરી દેવાની જરૂર નથી. એવું કામ ન કરવું કે જેથી તારે પાછળથી પસ્તાવું પડે. પ્રથમ તું આ ખજાનાને લગતી બધી હકીકત મને જણાવ. એ જાણ્યા પછી હું તને તારા હિતની સલાહ આપી શકીશ.'

"મેં તેને તમામ હકીકત કહી સંભળાવી. પરંતુ તેમાં એ

ખજાનો અમે કયે સ્થળે અને કેવી રીતે છૂપાવ્યો છે એ વાતને બદલે ભળતી જ હકીકત જણાવી. મારી વાત હું પૂરી કરી રહ્યો ત્યારપછી તે થોડીક વાર સુધી ઊંડા વિચારમાં પડી ગયો. પરંતુ તેના ચ્હેરાપરથી હું જોઇ શકતો હતો કે આ ગુપ્ત સ્થળની માહિતી સરકારને આપવાની સલાહ આપવી કે કેમ, એ બાબતમાં તેના મનમાં ગડભાંજ થયા કરતી હતી. તે પણ મોટી રકમનું નામ સાંભળીને તથા તે સહેલાઇથી મળી શકે તેમ છે, એ જાણીને લોભમાં પડી ગયો હતો.

" 'સ્મોલ આ બાબ: ઘણી જ અગત્યની છે. તેના સંબંધમાં કટલોક વિચાર કરવો પડે તેમ છે.' શોલ્ટો બોલ્યો: 'તું કોઇને પણ આ વાત કરીશ નહિ. હુ એ સંબંધમાં વિચાર કરીને તારે શું કરવું તે તને જણાવીશ.'

" તે તથા હુ જૂદા પડયા. બે દિવસો પસાર થયા બાદ ત્રીજી રાત્રીએ તે મારી પાસે આવ્યો. તે પોતાની સાથે કેપ્ટન મોર્સ્ટનને પણ લેતો આવ્યો હતો.

" તે બોલ્યો: 'સ્મોલ ! જે વાત તેં મને કરી હતી એ તું કેપ્ટન મોર્સ્ટનને પણ તારા મુખેથી જ કહી સંભળાવ.'

" મેં પુનઃ એ બન્ને જણાને મારો ઇતિહાસ સંભળાવ્યો. તે વખતે પણ પેલું ગુપ્ત સ્થળ તો તેમનાથી છૂપું જ રાખ્યું હતું.

" 'સ્મોલ સાચું જ કહે છે,' મેજર શોલ્ટો કેપ્ટન મોર્સ્ટનને ઉદ્દેશીને બોલ્યો: 'આ કામ કરવા જેવું છે.'

" કેપ્ટન મોર્સ્ટને કંઇ પણ બોલ્યા સિવાય માત્ર ડોકું ધૂણાવીને જ પોતાની સંમતી આપી.

" એટલે મેજર શોલ્ટો બોલ્યો: 'સ્મોલ ! હું અને આ મારા

મિત્ર કેપ્ટન મોર્સ્ટન તારૂં કામ માથે લેવાને તૈયાર છીએ. અમે એ જણ એવા નિર્ણય ઉપર આવ્યા છીએ કે આ કામમાં સરકારને કશું પણ લાગતું વળગતું નથી. માટે એ ગુપ્ત સ્થળની માહિતી ગવર્નર-જનરલને આપવાની જરૂર નથી. ખજાનાનો ખરો હક્કદાર તું છે અને તું તારી મરજીમાં આવે તે પ્રમાણે એની વ્યવસ્થા કરી શકે તેમ છે. હવે સવાલ માત્ર એટલો જ છે કે તું અમને એ ગુપ્ત સ્થળ બતાવે અને ખજાનો અમને સુપ્રત કરે તેના બદલામાં તારે શું જોઇએ છે? જો તારી શરતો અમને અનુકુળ આવશે તો કદાચ અમે આ જોખમભર્યું કામ માથે લઈશું અને અમારાથી બનતું કરીશું.' તે શાંતપણે અને બેદરકારીના ભાવપૂર્વક બોલતો હતો, પરંતુ તેની ચમકતી આંખોપરથી હું સમજી શકેલ કે તે આ કામ માથે લેવાને એકપગે થઇ રહ્યો હતો-' પાંચ લાખ પાઉંડ' તેના મગજમાં રમી રહ્યા હતા.

"હું પણ થોડા વખતમાં આ કેદખાનામાંથી મુક્તિ મેળવીશ, એવી કલ્પનાથી ઉશ્કેરાઈ ગયો. પરંતુ મેં પણ તેની માફક જ ઠંડે પેટે અને બેદરકારીપૂર્વક કહ્યું: ' મારી શરત માત્ર એટલી જ છે કે તમારે મને તેમ જ મારા ત્રણ સાથીઓને આ કેદખાનામાંથી મુક્ત કરાવવા અને એ ખજાનાની પેટી જેવી ને તેવી અમને સોંપવી. પછી અમે તેના ચારને બદલે પાંચ ભાગ કરીને, એકેકો ભાગ અમારે માટે રાખીશું અને પાંચમો ભાગ તમને આપીશું. તે તમારે બેએ વહેંચી લેવો.'

" 'બસ ! પાંચમો જ ભાગ !' શોલ્ટો બોલ્યો: ' અમારી મહેનત તથા તેમાં સમાયેલા જોખમનો એ કાંઇ યોગ્ય બદલો ગણાય નહિ.'

" પાંચમા ભાગના એક લાખ પાઉંડ થયા. તમને દરેકને પચાશ

પચાશ હજાર પાઉંડ મળી શકશે, એ કાંઇ ન્હાની રકમ નથી.' મેં સ્પષ્ટિકરણ કર્યું.

" 'પણ અમે તને કેવી રીતે મુક્ત કરાવી શકીએ? તું જાણે છે કે તને આ બેટમાંથી મુક્ત કરાવવાનું કામ સ્હેલું નથી.' શોલ્ટોએ મુશ્કેલી દર્શાવી.

" 'મારૂં તો એમ માનવું છે કે એ કામ બહુ જ સ્હેલું છે.' મેં કહ્યું: 'મેં એ બાબતનો પૂરો વિચાર કરી જોયો છે. માત્ર અમને મુશ્કેલી એટલી નડે છે કે અહીંથી ન્હાસી જવાને માટે અમારી પાસે સારો મછવો નથી. તેમ જ દરિયાપર જેટલા દિવસો વિતાડવા પડે તેટલા દિવસો સુધી ચાલે તેટલો ખોરાક નથી. કલકત્તા કે મદ્રાસમાં પુષ્કળ યાટો કિંવા સારી હોડીઓ મળી શકે તેમ છે. તમારે માત્ર એક યાટ અમારે ખર્ચે ખરીદીને તેમાં ખોરાકીનો પૂરતો સામાન ભરીને અહીં લાવવી. અમે રાત્રીના વખતે તેમાં ચડી બેસીશું. એટલે તમારે અમને હિંદુસ્તાનના એકાદા બંદરે ઉતારી દેવા પછી તમારા ઉપરની જોખમદારી ટળી જાય છે, ત્યારબાદ પુનઃ જો અમે પકડાઇ જઇએ તો તે માટે તમે જોખમદાર નહિ.'

" 'એ વાત તો ખરી, પરંતુ જો એક જ જણ હોત–' શોલ્ટો બોલ્યો.

" 'કાં તો અમે ચારે નહિ તો એકે નહિ.' મેં કહ્યું: 'અમે સોગન ખાધેલા છે. તે સોગન અમે તોડી શકીએ તેમ નથી. એ ખજાનાનો ઉપભોગ અમે ચારે જણા કરી શકીએ તો જ અમારે કરવો, નહિ તો નહિ.'

" શોલ્ટો કેપ્ટનને ઉદ્દેશીને બોલ્યો: 'સાંભળ્યું, મોર્સ્ટન! સ્મોલ પોતાના વચનથી ફરે તેવો માણસ નથી. તે પોતાના મિત્રોને છોડી નહિ જ દે. હું ધારૂં છું કે તેના ઉપર આપણે પણ વિશ્વાસ રાખી શકીશું.'

" 'આ કામમાં જોખમ મોટું છે,' મોર્સ્ટન બોલ્યો: 'પણ આપણને પચાશ પચાશ હજાર રૂપીઆ મળી શકે તેમ હોવાથી જ હું તમારી સાથે મળતો થાઉં છું. કેમકે એથી આપણને નોકરીમાંથી રાજીનામાં આપવાની જરૂર પડશે નહિ.'

" 'વારૂ, સ્મોલ!' મેજર શોલ્ટો બોલ્યો: 'તારૂં કામ કરવાને અમે કબૂલ છીએ. પરંતુ પ્રથમ તારી વાત ખરી છે કે ખોટી તે નક્કી થવું જોઇએ. તું મને એ ગુપ્ત સ્થળ બતાવ: એટલે હું રજા લઇને હિંદુસ્તાનમાં જઉં અને એ ખજાનો હજી પણ ત્યાં પડેલો જ છે કે કેમ, તથા તેમાં તું જણાવે છે તેટલું ઝવેરાત છે કે નહિ તેની તપાસ કરી આવું.'

" 'એમ ઉતાવળા ન થાઓ.' તેની આતુરતા જોઇને હું વિશેષ ઠંડો થતો બોલ્યો: 'મારે આ બાબતમાં મારા ત્રણ દોસ્તોની પણ સલાહ લેવી જોઇએ. કેમકે મેં તમને પ્રથમથી જ જણાવ્યું છે કે કાં તો અમે ચાર નહિ તો એક નહિ!'

" 'સ્મોલ! તું તદ્દન ભલો આદમી લાગે છે!' તે બોલ્યો: 'એ ત્રણ કાળા આદમીઓને માટે આટલી બધી ચિંતા કરવાનું તારે શું કારણ છે?'

" 'કાળા કે ગોરા ગમે તેવા હોય!' હું બોલ્યો: 'પરંતુ અમે ચારે જણાએ સાથે મળીને આ કામ કરેલું છે. મેં તેમને વચન આપેલું છે. એટલે હું મારા વચનનો ભંગ કરીને તેમનાથી જુદો પડવા નથી માગતો.'

" છેવટે જ્યારે તેમણે મને મક્કમ જોયો એટલે મારી વાતનો સ્વીકાર કરીને તેઓ ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૩૫ મું.

---

### પલાયન.

---



"બીજી વખતે અમે મળ્યા તે વેળાએ અબ્દુલ્લખાન, દોસ્ત-અકબર અને મહમદસિંઘ પણ હાજર હતા. અમે છએ જણાએ પુનઃ બધું નક્કી કર્યું અને છેવટના ઠરાવ ઉપર આવ્યા. જે નકશા અમારી દરેકની પાસે હતા, તેવોજ નકશો ચિતરીને એક મેજર શોલ્ટોને તથા એક કેપ્ટન મોર્સ્ટનને આપવાનું ઠરાવ્યું. મેજર શોલ્ટોએ અમુક માસની રજા લઇને હિંદુસ્તાનમાં જવું, આગ્રાના જૂના કિલ્લામાં જઇને ખજાનાની તપાસ કરવી, જો તે પેટી સહીસલામત મળી આવે તો ત્યાં ને ત્યાં રહેવા દઇને તેણે પુનઃ કલકત્તા કિંવા મદ્રાસ આવીને એક યાટ ખરીદી તેમાં જોઇતાં સાધનો રાખીને તેને આન્દામાનના ટાપુના રટલાંડ બેટપર લાવવી. તે યાટમાં બેસીને અમારે પસાર થઇ જવું, અમે હિંદુસ્તાનના એકાદા બંદર પર ઉતરી જઇએ એટલે શોલ્ટોએ પુનઃ પોતાની નોકરીપર હાજર થવું અને તે પછી કેપ્ટન મોર્સ્ટને રજા લઇને આગ્રા આવવું. અમારે ચાર જણાએ પણ આગ્રા જઇને કેપ્ટનની રાહ જોવી, ત્યાં કેપ્ટન આવી પહોંચે એટલે પેલા ઝવેરાતનાં પાંચ ભાગ પાડવા. તેમાંથી એકેકો ભાગ અમારે રાખવો અને પાંચમો ભાગ કેપ્ટન મોર્સ્ટનને આપવો, તે લઇને કેપ્ટન મોર્સ્ટને આન્દામાનમાં આવીને તેમાંથી અર્ધોઅર્ધ મેજર શોલ્ટોને વહેંચી આપવો.

આ પ્રમાણે ઠરાવ કરીને તેનો ભંગ નહિ કરવાના અમે છએ જણાએ સોગન ખાધા. આખી રાત્રીનો ઉજાગરો કરીને મેં એ નકશા અગાઉના જેવા જ ચિતર્યા. તે દરેક ઉપર મેં, અબ્દુલ્લાખાને, દોસ્ત· અકબરે અને મહમદસિંગે સહીઓ કરી અને એક મેજર શોલ્ટોને તથા એક કેપ્ટન મોર્સ્ટનને આપ્યો.

" ગૃહસ્થો ! કદાચ મારી હકીકતથી તમને કંટાળો આવતો હશે; તેમ જ મી. જોન્સ પણ મને પોલિસચોકી ઉપર લઈ જવાને અધીરા બની રહ્યા હશે; એટલે હવે બાકીની હકીકત હું બનશે ત્યાં સુધી ટુંકાણમાં જ તમને કહી સંભળાવીશ. બદમાશ શોલ્ટો રજા લઇને હિંદુસ્તાન ગયો, પણ તે ગયો તે ગયો જ; પુનઃ આન્દામાનમાં તેનાં દર્શન થયા નહિ. હિન્દુસ્તાનથી ઇંગ્લાંડ જનારી એક મેલ બોટનાં ઉતારૂઓનાં નામની યાદી એક વર્તમાનપત્રમાં છપાયેલી હતી. તે યાદી કેપ્ટન મોર્સ્ટને મને બતાવી. તેમાં મેજર શોલ્ટોનું નામ પણ હતું. એ ઉપરથી હું સમજી શકયો કે તે ખજાનો લઇને ઇંગ્લાંડ પસાર થઈ ગયેલો હોવો જોઇએ. વળી એવા પણ સમાચાર મળ્યા કે તેનો કાકો મરી જવાથી તેને કાકાનો વારસો મળવાને લીધે તેણે પોતાની નોકરીનું પણ રાજીનામું આપી દીધું હતું. હા ! તે અમને પાંચેને દગો કરીને ચાલતો થયો હતો. થોડા દિવસ બાદ કેપ્ટન મોર્સ્ટન રજા લઇને આગ્રા ગયો; પરંતુ ત્યાં તેને ખજાનો ગૂમ થયેલો માલૂમ પડયો. મારી કલ્પના ખરી પડી એ બદમાશ એક પણ શરતનું પાલન કર્યા સિવાય અમને વિશ્વાસઘાત કરીને ખજાનો ચોરી ગયો ! તે જ દિવસથી મારા મનમાં વેરની ધૂન મચી રહી. દિવસના ચોવીશે કલાક વેર, વેર ને વેર જ મારા મનમાં રમી રહ્યું. મને કશું પણ સૂજતું ન હતું. કયારે મેજર શોલ્ટોને મળું અને તેનો

જાન લઉં, એમ જ મને થયા કરતું હતું. મારા કૃત્યના બદલામાં કાયદો મને શી સજા ફરમાવશે તેની મને પરવા ન હતી. મારે ફાંસીને લાકડે લટકવું પડશે, તેની પણ દરકાર ન હતી. મારા મનમાં માત્ર એક જ વિચાર રમી રહ્યો હતો કોઈ પણ ઉપાયે અહીંથી નાસી જવું, મેજર શોલ્ટોને શોધી કાઢવો અને તેને તેના વિશ્વાસઘાતનો વાજબી બદલો આપવો! એ વખતે આગ્રાના ખજાનાની પ્રાપ્તિના કરતાં મેજર શોલ્ટોને કાપી નાંખવાની ઇચ્છા મારા મનમાં દૃઢ થઈ હતી.

"મારો સ્વભાવ વિશેષ આગ્રહી છે. એક વખત જે કામ હાથમાં લીધું તેને પાર પાડયા સિવાય ન રહેવું, એ મારી પ્રકૃતિ છે. એટલે મારી આ ઇચ્છાને પાર પાડવાની પણ હું તક શોધ્યા કરતો હતો. પરંતુ ઘણાં વર્ષો પર્યંત મારે યોગ્ય પ્રસંગની રાહ જોઇને આન્દામાનમાં સબડવું પડયું. મેં તમને અગાઉ જણાવ્યું છે કે ડૉ. સોમર્ટનને ત્યાં રહીને મેં દવાઓ સંબંધી જ્ઞાન મેળવ્યું હતું. એક વખત એવું બન્યું કે ડૉ. સોમર્ટન તાવથી પથારીવશ બની ગયો હતો. તે વખતે કેદીઓમાંના કેટલાક તે બેટના એક જંગલી માણસને લઇને અમારા દવાખાનામાં આવ્યા. એ જંગલી માણસ મોતની અણી ઉપર હતો. ડૉકટર તેને તપાસી શકે તેમ હતું નહિ. એટલે મેં જ તેને તપાસ્યો અને દવા શરૂ કરી. મારા પ્રારબ્ધના જોરથી કે પછી તેની આયુષ્યમર્યાદા પૂરી થઈ નહિ હોય, તેથી તે બેએક મહિનામાં સાજો થઇ ગયો. મેં તેની જે ચાકરી કરી હતી તેને લીધે તેનું દિલ મારી તરફ આકર્ષાયું અને તે પુનઃ જંગલમાં પોતાના સાથીઓની પાસે જવાને બદલે મોટે ભાગે મારી પાસે રહેવા લાગ્યો. તે મારી સાથે ઘણો જ હળી ગયો. હું તેની કનેથી તેની ભાષા શીખી ગયો. એથી અમારી બેની વચ્ચે ગાઢ મૈત્રી થઇ.

"એનું નામ ટોંગો હતું. તેને ખલાસીના કામનો સારો અનુભવ હતો. તે પોતાની માલિકીનો એક મોટો મછવો પણ ધરાવતો હતો. મને જણાવ્યું કે તે મારી સાથે પુષ્કળ હળી ગયો છે અને હું જે કહું તે કરવામાં તે આનાકાની કરે તેમ નથી; એટલે મેં તેની મદદથી કેદમાંથી મુક્તિ મેળવવાનો વિચાર કર્યો. મેં મારો વિચાર તેને જણાવ્યો; યુરોપ અને અમેરિકાની મોટી મોટી વાતો કરી. મારી વાતો સાંભળીને તે લલચાયો અને મારી સાથે આવવાને તૈયાર થયો. અમારે કેવી રીતે પલાયન થઇ જવું તેની યોજના અમે નક્કી કરી. હું જે સ્થળે રહેતો હતો ત્યાંથી થોડેક દૂર એક જૂનો પડી ગયેલો ડક્કો હતો. એ ડક્કો ઉપયોગમાં લેવામાં આવતો નહિ હોવાથી ત્યાં કોઇ પહેરેગીર ભાગ્યે જ રહેતો હતો. તે ડક્કા ઉપર રાત્રે તેનો મછવો લાવવાની મેં ટોંગાને સૂચના કરી. તેમ જ મછવામાં મીઠા પાણીનાં ચાર–પાંચ પીપ, નાળીયેર, બટાટા અને આટો પણ રાખવાનું સૂચવ્યું.

તે કદમાં ઠિંગણો હતો; પરંતુ હિમ્મતબાજ અને વફાદાર હતો. એના જેવો વફાદાર સાથી મને બીજો ભાગ્યે જ મળી શકયો હોત. જે રાત્રે મેં પલાયન થવાનો વિચાર કર્યો હતો તે રાત્રીએ તેણે પોતાનો મછવો તમામ સાધનો સાથે પેલા જૂના પડી ગયેલા ડક્કા પાસે હાજર કર્યો. મેં ધાર્યું હતું કે ત્યાં કોઈ પહેરેગીર નહિ હોય. કેમકે રોજ ત્યાં પહેરેગીર રહેતો ન હતો. પરંતુ દુર્ભાગ્યે જોગાનજોગ એવો બન્યો કે તે રાત્રીએ એક પઠાણ જાતિનો સિપાઈ ત્યાં ચોકી કરતો ઊભો હતો. એ પઠાણને ને મારે શરૂઆતથી જ અણબનાવ હતો. જ્યારે જ્યારે તેને પ્રસંગ મળ્યો હશે ત્યારે ત્યારે તે મારૂં અપમાન કર્યા સિવાય કે મને ગાળો દીધા સિવાય રહ્યો નહિ હોય. મારા મનમાં પણ એના ઉપર ખૂબ દાઝ ભરાઈ રહી હતી. એ દાઝ વાળવાનો

પ્રસંગ આજે મને અનાયાસે જ પ્રાપ્ત થયો. અહા ! જાણે કુદરતે જ મને આ બેટમાંથી પલાયન થઈ જતાં પહેલાં એ પઠાણને તેના મારી પ્રત્યેના તિરસ્કારનું ફળ ચખાડવાની મને તક આપી હોય એમ લાગ્યું. તે દરિયા સામે મ્હોં કરીને કિનારા ઉપર ઊભો હતો. તેના ખભા ઉપર ભરેલી બંધૂક ટેકવેલી હતી. તેની પીઠ મારી તરફ હોવાથી તે મને જોઈ શકે તેમ ન હતું. મારી પાસે કશું પણ હથિયાર ન હતું. એટલે જો એકાદો કાળમીન પાણો મળી આવે તો તેના વડે તેનું માથું ભાંગી નાખું, એવો વિચાર કરીને મેં આસપાસ જોયું. પરંતુ એક ન્હાનો પત્થરો પણ જોવામાં આવ્યો નહિ.

“ તે જ વેળાએ એક વિચિત્ર વિચાર મારા મનમાં સ્ફુર્યો અને મને હથિયાર મળી આવ્યું. હું જમીન ઉપર બેસી ગયો; અને મારો લાકડાનો પગ મેં છોડી નાંખીને હાથમાં પકડ્યો. એક પગે મારાથી ચાલી શકાય તેમ ન હતું. એટલે ત્રણ કૂદકે હું તેની નજીકમાં જઈ પહોંચ્યો. મારા કૂદકાના અવાજથી તે મારી તરફ ફર્યો અને મારી સામે બંધૂક તાકીને ફોડે તે પહેલાં મેં લાકડાનો પગ એટલા જોરથી તેના કપાળમાં માર્યો કે તે ધડાક લઈને જમીન ઉપર પડી ગયો. હું પણ તેની સાથે જમીન પર પડી ગયો. કેમકે એક પગે હું મારૂં સમતોલપણું રાખી શક્યો નહિ. પરંતુ જ્યારે હું બેઠો થયો ત્યારે મેં તેને મરણ પામેલો જોયો. પુનઃ લાકડાનો પગ ચડાવીને તેની બંધૂક લઈને હું મછવા તરફ ચાલ્યો. હું મછવામાં ચડી બેઠો અને એક કલાકમાં તો અમે દરિયાપર કેટલેય દૂર જઈ પહોંચ્યા. ટોંગો એ મછવામાં પોતાની ઘરવખરીનો તમામ સામાન લાવ્યો હતો. તેમાં બીજી ચીજો સાથે વાંસડાનો એક લાંબો ભાલો તથા સાદડીઓ હતી. મેં એ ભાલા ને સાદડીઓની મદદથી મછવાનો

સઢ બનાવ્યો અને પવન અનુકૂળ હોવાથી અમે આન્દામાનના ટાપુઓથી દૂર ને દૂર પહોંચી ગયા. અમે નસીબ ઉપર આધાર રાખીને દશ દિવસ સુધી તો દરિયાપર આમતેમ રખડયા કર્યું. પરંતુ અગીયારમે દિવસે અમારા નસીબે અમને યારી આપી. એક વહાણે અમને જોયા, એટલે અમારી તરફ આવીને તેના કપ્તાને અમને વહાણમાં લઈ લીધા. એ વહાણ મલાયાના મુસલમાન જાત્રાળુઓને લઇને સિંગાપોરથી જીડાહ તરફ જતું હતું. એ જાત્રાળુઓ રમુજી સ્વભાવના હતા એટલે હું તથા ટોંગો થોડા દિવસમાં જ તેમની સાથે મળી ગયા. એ લોકોનો સ્વભાવ એટલો સારો હતો કે અમે કોણ છીએ, કયાંથી આવ્યા, કેવી રીતે દરિયામાં ભૂલા પડયા એ વિષે તેમણે એક પણ પ્રશ્ન કર્યો નહિ. નહિ તો તેમના પ્રશ્નોનો અમારા તરફથી સંતોષકારક ખુલાસો ન મળ્યો હોત તો પુનઃ અમે આન્દામાનના ટાપુઓમાં પહોંચી ગયા હોત અને બંદૂકની ગોળીવડે વિંધાઈ ગયા હોત. હું તો આ વહાણ અમને મળી જવામાં એક કુદરતી સંકેત અને ઇશ્વરની કૃપા જ સમજુ છું. એમ કરતાં કેટલાક મહિનાની સફર બાદ અમે પુનઃ જમીન ઉપર પગ મૂકયો અને હવે મને પૂર્ણપણે મારી સ્વતંત્રતા પ્રાપ્ત થઇ છે, એમ મને લાગ્યું.



# પ્રકરણ ૩૬ મું.

## જોનાથનના કથાનકની પૂર્ણાહૂતિ.



"જમીનપર ઉતર્યા બાદ મને તથા મારા વફાદાર સાથી ટોંગોને કેવાં કેવાં સંકટો પડયાં, અમે કયાં કયાં રખડયા, એ બધું જો હું તમને કહેવા બેસું તો અહીં ને અહીં સહવાર પડી જાય પણ તેનો આરો આવે નહિ. અમે આ દુનિયાના વિશાળ પટ ઉપર અહીંથી તહીં રખડવા લાગ્યા. પરંતુ કાંઈક નહિ ને કાંઈક એવો અંતરાય નડતો કે લંડન આવવાની મારી ઈચ્છા સફળ થઈ શકતી નહિ. તદપિ એ તમામ સમય દરમિયાન જે ઉદ્દેશને સિદ્ધ કરવાને હું આન્દામાનના ટાપુમાંથી ન્હાસી આવ્યો હતો તે ઉદ્દેશને હું વિસરી ગયો ન હતો. મને રાત્રીએ નિદ્રામાં પણ શોલ્ટોનાં જ સ્વપ્નાં આવતાં. સેંકડો વખત મેં સ્વપ્નેમાં શોલ્ટોને મારી નાખ્યો હશે. પરંતુ છએક વર્ષ પહેલાં અમે છેવટે ઈંગ્લાંડમાં આવી પહોંચ્યા. શોલ્ટો કયે સ્થળે રહે છે એ શોધી કાઢવામાં મને વિશેષ મુશ્કેલી નડી નહિ. તેના મકાનનો પત્તો મળ્યા બાદ તેણે આગ્રાના ખજાનાવાળા ઝવેરાતને વેચીને તેની રોકડ રકમ કરી લીધી છે કે તે ખજાનો હજી એમનો એમ આબાદ છે એ જાણવાનો મેં પ્રયત્ન કર્યો. મેં એક માણસની સાથે દોસ્તી કરી. હું તેનું નામ આપીશ નહિ. કેમકે તેણે દોસ્તીના હકમાં મને મારા કાર્યમાં મદદ કરી છે. તેને પણ મારી સાથે ફસાવવાની મારી ઇચ્છા નથી. તે માણસદ્વારા મારા જાણવામાં આવી શકયું કે હજી એ ખજાનો જેવો ને તેવો આબાદ

જ હતો. તે પછી કોઈ પણ યુક્તિ પ્રયુક્તિ કરીને એક વખત શોલ્ટોની રૂબરૂ મુલાકાત લેવાનો મેં વિચાર કર્યો. પરંતુ એ પણ કાંઈ કાચો ન હતો. તેણે મને જોયો હોય કિંવા હું આન્દામાનમાંથી નાસી ગયો છું એવા તેને ખબર પડી હોય—ગમે તે હોય, પરંતુ તે બહુ જ સાવધ રહેતો હતો. તેણે પોતાના રક્ષણને માટે બે મજબૂત પહેલવાનોને રાખેલા હતા. તે ઉપરાંત તેના બે દીકરાઓ તથા એક ખીદમદગાર પણ તેનું રક્ષણ કરવાને તૈયાર હતા. એટલે મારો લાગ ફાવી શકતો નહિ.

"પરંતુ એક દિવસે મને એવા સમાચાર મળ્યા કે મેજર શોલ્ટો પથારીવશ છે અને તે મરવાની અણી ઉપર છે. તે મારા સકંજામાંથી સહિસલામત છટકી જશે અને મારૂં વેર પૂર્ણ કરવાની મારી પ્રતિજ્ઞા એમની એમ રહી જશે એવા વિચારથી દિવાનો બનેલો હું પોન્ડીચેરી લોજના ભાગમાં થઇને તેના સૂવાના ઓરડાની બારી પાસે ગયો. તે ભોંયતળીયે સૂતો હોવાથી ત્યાં જવામાં મને મુસ્કેલી પડી નહિં. મેં બારીના કાચમાંથી દૃષ્ટિ કરી તો શોલ્ટોને બિછાના ઉપર પડેલો જોયો. તેના બે દીકરાઓ તેની બન્ને બાજુએ બિછાનાપર બેઠેલા હતા. મેં બારીમાંથી અંદર દાખલ થઇને તેના બે દીકરાના હાથમાંથી પણ મેજર શોલ્ટોનો જાન લેવાનો વિચાર કર્યો. પરંતુ તે જ વખતે તેનાં જડબાં બંધ થઇ ગયાં—તે મરી ગયો. તો પણ કેટલોક સમય સુધી હું બહાર સંતાઈ રહ્યો. મોડી રાત્રે જ્યારે તેના ઓરડામાં કોઈ ન હતું અને તે એકલો બિછાના ઉપર પડેલો હતો ત્યારે હું એ ઓરડામાં ગયો. તેણે આગ્રાનો ખજાનો કયે સ્થળે છૂપાવ્યો છે એ બાબતની કોઈ સ્થળે નોંધ કરી છે કે નહિ એ જાણવાના હેતુથી તેના કાગળો મેં તપાસી જોયા. પરંતુ તેમાં મને સફળતા મળી નહિ. એટલે હું ત્યાંથી પસાર થઈ ગયો. પસાર થઇ

જતા પહેલાં એક વિચાર મારા મનમાં આવ્યો. હું આ માણસ પ્રત્યેનું મારું વેર વાળી શક્યો ન હતો, તદપિ મારા તેના તરફના તિરસ્કારનું એક ચિહ્ન વ્યક્ત કરવું ખરું. એટલે મેં એક કાગળના કકડા ઉપર ' ચાર જણાની સહી ' એટલા શબ્દો લખીને તે કકડા શોલ્ટોની છાતી ઉપર મૂક્યો. હવે મને કાંઈક શાંતિ વળી, કારણ કે મને લાગ્યું કે જો હું પુનઃ મારા ત્રણ પંજાબી સાથીઓને મળું તો મેં આપણા તિરસ્કારનું ચિહ્ન વ્યક્ત કરેલું છે એમ હું તેમને કહી શકું તેમ હતું. હું કબૂલ કરું છું કે તમને મારું આ વર્તન હાસ્યજનક અને છોકરાંની રમત જેવું લાગશે. પરંતુ અમને લૂટી લેનાર અને વિશ્વાસઘાત કરનાર એ પાજી માણસના આત્માને એમનો એમ કબરમાં શાંતિપૂર્વક આરામ લેવા દેવાનું મને પસંદ પડ્યું નહિ. એટલું કરીને હું ત્યાંથી ચાલ્યો ગયો.

" અમારી પાસે પૈસા ન હતા, તેમ હું ઝાઝું ભણેલો ન હતો, કિંવા કારખાનાના કામનો મને અનુભવ ન હતો કે હું કોઈ ઠેકાણે નોકરી કરીને પૈસા પેદા કરી શકું. એટલે મારા મનમાં એક નવીન ધંધો કરવાનો વિચાર સ્ફુર્યો હતો. તમે જાણો છો કે ટોંગોના જેવા ઠિંગણા અને વિચિત્ર દેખાવના માણસો આપણા દેશમાં કોઇએ ભાગ્યે જ જોયા હશે. એટલે તેનું પ્રદર્શન કરીને અમે પૈસા એકઠા કરતા. ટોંગો કાચું ને કાચું માંસ કરડી ખાતો તથા પોતાનો જંગલી નાચ કરતો. એ જોઇને લોકોને આશ્ચર્ય અને રમુજ ઉપજતાં અને અમને ગુજરાન જોગ પૈસા મળતા. જો કે તે દરમિયાન પોન્ડીચેરી લોજની ખબર તો હું રાખ્યા જ કરતો હતો. કેટલાંક વર્ષો પસાર થઇ ગયાં, પરંતુ જાણવાજોગ સમાચાર મળ્યા નહિ. માત્ર શોલ્ટોના દીકરાઓએ ખજાનાની શોધને માટે બાગની તમામ જમીન ખોદી નાખી

છે એટલા સમાચાર મળ્યા હતા. છેવટે જેને માટે અમે આટલા બધા દિવસ રોકાયા હતા તેની ભાળ મળી. મને જણાવવામાં આવ્યું કે ખજાનાનો પત્તો લાગ્યો છે અને તે મકાનને મથાળે મી. બાર્થોલોમ્યુ શોલ્ટોની રાસાયનિક પ્રયોગશાળાના ઓરડા ઉપર આવેલા કાતરીયામાં પડેલો છે. હું જરી પણ ઢીલ કર્યા સિવાય સમાચાર મળ્યા તે જ રાત્રીએ પોન્ડીચેરી લૉજમાં આવ્યો. મેં મી. બાર્થોલોમ્યુની પ્રયોગશાળા જોઈ પરંતુ ત્યાં ચડવાનો એક પણ લાગ મારા જોવામાં આવ્યો નહિ. પરંતુ છાપરાને મથાળે એક ગુપ્ત દ્વાર હોવાનું તથા મી. શોલ્ટો રાત્રે કેટલા વાગે વાળું કરે છે, તે મારા જાણવામાં હતું. એટલે મને લાગ્યું કે ટોંગોની મદદથી એ કામ સહેલાઈથી બની શકશે. હું તુરત લંડન ગયો અને ટોંગોને તેડી લાવ્યો. સાથે એક લાંબું દોરડું પણ લેતો આવ્યો. તે બિલાડીની માફક એક પાણીના નળ વાટે છાપરાપર ચડી ગયો અને પેલા ગુપ્ત દ્વારમાંથી અંદર દાખલ થયો. પરંતુ બાર્થોલોમ્યુ શોલ્ટોના દુર્ભાગ્યે તે હજી પણ પોતાની પ્રયોગશાળામાં જ હતો. ટોંગોનો જાતિસ્વભાવ તેને જોઇને ઉછળી આવ્યો અને પોતાના ઝેરી શસ્ત્ર વડે તેણે બિચારા બાર્થોલોમ્યુને બેજાન કરી દીધો. હું દોરડા વાટે એ ઓરડામાં દાખલ થયો ત્યારે ટોંગાએ પોતે જાણે એક મહત્ત્વનું કાર્ય બજાવ્યું હોય એવી રીતે ગર્વાનંદપૂર્વક મેં તેને ઊભેલો જોયો. તેને એમ પણ લાગેલું કે તેના એ કાર્યથી હું ખુશ થઈશ. એથી મેં જ્યારે તેને દોરડા વતે માર્યો અને તેના ઉપર ગાળોનો વર્ષાદ વરસાવ્યો; ત્યારે તે આશ્ચર્યચકિત બની ગયો. કેમકે તેણે બાપડાએ તો મારી પાસેથી શાહબાસીની આશા રાખેલી! આ વખતે પણ આગ્રાનો ખજાનો તેના ખરા હક્કદારને મળ્યો છે એમ દર્શાવવાને ' ચાર જણાની સહી ' એ

શબ્દો એક કાગળના કકડા ઉપર લખીને ટેબલપર મૂકવાનું હું ભૂલ્યો નહિ. પછી પ્રથમ પેટીને દોરી વડે નીચે ઉતારીને હું પણ દોરી વાટે સરકીને નીચે ઉતરી પડ્યો. ટોંગોએ દોરડું ઉપર ખેંચી લીધું, બારી બંધ કરી દીધી અને તે જે માર્ગે ગયો હતો તે રસ્તે થઇને પુનઃ નીચે આવ્યો.

"ગૃહસ્થો! હવે મારે તમને કાંઈ પણ વિશેષ જણાવવાનું રહ્યું હોય એમ મને લાગતું નથી. એક ખલાસી પાસેથી ઓરોરા સ્ટીમ-લોંચની ઝડપના સંબંધમાં મારા સાંભળવામાં આવ્યું હતું. એટલે ન્હાસી જવાને માટે એ લોંચ ઠીક ઉપયોગમાં આવી શકશે એમ મેં ધાર્યું હતું. મેં સ્મિથની સાથે અગાઉથી જ ગોઠવણ કરીને તેને અમુક રકમ આપી હતી તથા જો તે અમને અમારા વહાણ ઉપર સહી-સલામત પહોંચાડી દે તો તેને મોટી રકમ આપવાનું જણાવ્યું હતું. અલબત્ત તેના મનમાં અમારા માટે કાંઈક શંકા તો ગઇ જ હતી. તદપિ એને મેં મારો ગુપ્ત ભેદ જણાવ્યો ન હતો. ગૃહસ્થો! આ બધું મેં તમને કહ્યું તે અક્ષરેઅક્ષર સત્ય છે. તમે મારા સાથીને મારી નાખ્યો છે અને મને પરહેજ કર્યો છે; એથી તમારા માટે મારા મનમાં કશી પણ લાગણી કે માન ન જ હોય એ સ્વાભાવિક છે. અર્થાત્ મેં આ બધું કાંઈ તમારા પ્રત્યેની માનબુદ્ધિને લીધે કિંવા તમારા સંતો-ષને માટે જણાવ્યું છે એમ ન માનશો. મને લાગ્યું કે હવે જ્યારે મારો અંત આવી ચૂકયો છે અને આમાંથી છૂટી શકવાનો એક પણ માર્ગ રહ્યો નથી, ત્યારે મારે સાચેસાચી હકીકત જણાવી દેવી એવો મને વિચાર થયો. એથી કાયદો મને ગમે તેવી સજા ફરમાવે, તો પણ તમે એટલું તો જોઈ શકયા હશો કે મેજર શોલ્ટો એક ગૃહસ્થ અને અંગ્રેજ બચ્ચો હોવા છતાં પણ તેનું વર્તન અમારી

તરફ અતિ નિંદનીય હતું. તેમ જ હવે તમારી ખાત્રી થઈ હશે કે તેના દીકરા બાર્થોલોમ્યુનું ખૂન મેં કર્યું ન હતું તેમ જ તેનું ખૂન કરવાનો મારો ઈરાદો પણ ન હતો."

"તમારો વૃતાંત અપ્રતિમ અને આકર્ષક છે, એમાં તો શક નહિ." શેરલોક હોમ્સે કહ્યું: "જેટલો આ કેસના ભેદને ઉકેલવામાં અને રસ પડ્યો હતો તેટલો જ રસ તમારો વૃતાંત સાંભળવામાં પણ પડ્યો છે. પરંતુ મેજર શોલ્ટોનું મૃત્યુ થયા પછીની હકીકત તો મારા જાણવામાં આવી જ હતી. માત્ર જે દોરડા વડે તમે બાર્થોલોમ્યુની પ્રયોગશાળામાં ચડ્યા હતા તે દોરડું તમે લાવ્યા હતા એ મારા જાણવામાં ન હતું. હું એમ ધારતો હતો કે એ દોરડું તમને પોન્ડીચેરી લોજમાંથી જ મળી આવ્યું હશે. વારૂ, પણ મેં તો ધાર્યું હતું કે ટોંગોએ તેનાં ઝેરી તીર ગૂમાવ્યાં છે. કારણ કે તીરનું ભાથું મને પ્રયોગશાળામાંથી હાથ લાગ્યું હતું, ત્યારે પછી તેણે સ્ટીમલોંચપરથી એક તીર અમારા ઉપર ફેંક્યું હતું તે ક્યાંથી આવ્યું?"

"એણે પોતાનાં બધાં ઝેરી તીર ગૂમાવ્યાં હતાં એ વાત ખરી, પરંતુ બાર્થોલોમ્યુને એક તીર માર્યા બાદ બીજું તીર તેણે ભૂંગળીમાં ખોસી રાખ્યું હતું. એ એક જ તેની પાસે રહી ગયું હતું." સ્મોલે ખુલાસો કર્યો.

"ખરેખર! ખરેખર!" શેરલોક હોમ્સે કહ્યું: "એ વિચાર મને ન આવ્યો એટલી મારી ભૂલ થઈ ખરી."

"હવે એકે મુદ્દા વિષે પ્રશ્ન કરવાનો રહી જાય છે ખરો?" જોનાથન સ્મોલે પ્રશ્ન કર્યો.

"ના, હું નથી ધારતો કે હવે કાંઇ વિશેષ જાણવાનું બાકી રહ્યું હોય. સ્મોલ! તમે જે સત્ય હકીકત મને જણાવી તે માટે હું

તમારો આભાર માનું છું" શેરલોક હોમ્સે શિષ્ટાચાર કર્યો.

"મી. શેરલોક હોમ્સ !" એથેલની જોન્સ બોલ્યો: "તમને આવા ભેદી ગુન્હા ઉકેલવાનો શોખ છે એ અમે જાણીએ છીએ અને આ ગુન્હામાં તમે જે મદદ કરી છે તે મારાથી ભૂલી જવાય તેમ નથી. મેં તમારી તથા તમારા મિત્ર ડૉ. વૉટસનની મરજી સાચવવાને અત્યારસુધી તો તમારી ઇચ્છાનુરૂપ વર્તન રાખ્યું છે. પરંતુ હવે મારે મારી ફરજને આધીન થવું જોઇએ. જ્યારે આ આપણા કથાકાર મહાશયને પોલીસ ચોકીપર તાળાચાવી નીચે સુરક્ષિતપણે હું જોઇશ ત્યારે જ મને શાંતિ વળશે. ગાડીને નીચે થોભાવી છે અને બે પોલીસ સાર્જન્ટોને પણ રોકયા છે. એટલે હવે હું રજા લઇશ. તમે બન્નેએ મને કરેલી મદદ માટે હું તમારો બન્નેનો આભાર માનું છું. પણ હજી કેસ ચાલશે તે વખતે તમારે કોર્ટમાં સાક્ષી આપવા આવવું પડશે. વારૂ, સાહેબજી !"

"સાહેબજી, ગૃહસ્થો !" જોનાથન સ્મોલે પણ નિશ્ચિંત ભાવપૂર્વક અમને સલામ કરી.

"સ્મોલ ! પહેલાં તમે ચાલો." જોન્સ બોલ્યો: "તમે આન્દામાનના ટાપુમાં પેલા પઠાણ ઉપર જે રીતે તમારૂં વેર વાળ્યું હતું, તેજ રીતે અત્યારે મને પણ તમારા લાકડાના પગથી પૂરો ન કરી દ્યો એ બાબતની મારે સંભાળ રાખવી જોઇએ." આગળ જોનાથન સ્મોલ અને તેની પાછળ એથેલની જોન્સ, એ પ્રમાણે બન્ને ચાલ્યા ગયા.

## પ્રકરણ ૩૭ મું.

### ઉપસંહાર.



એ બન્ને જાણા ગયા બાદ થોડીક વાર સુધી અમે મૌનપણે બેઠા બેઠા ધૂમ્રપાન કર્યાં કીધું. પછી મેં કહ્યું: " હોમ્સ ! આજે આપણા આ ન્હાનકડા નાટકનો અંત આવ્યો ખરો. હું ધારૂં છું કે હવે ભવિષ્યમાં આવા પ્રકારના ભેદી ગુન્હાના કેસમાં તમારી તર્કશક્તિ અને નિરીક્ષણશક્તિનો અનુભવ કરવાની તક મને નહિ મળે. "

" એમ કેમ ? " શેરલોક હોમ્સે ધૂમ્રપાન કરતાં કરતાં પ્રશ્ન કર્યો.

" કારણ કે મીસ મોર્સ્ટને મારા પ્રેમનું આકર્ષણ કર્યું છે: તેમજ તેણે મને પોતાના પતિ તરીકે સ્વીકારવાનું માન આપ્યું છે. " સ્મિતપૂર્ણ વદને મેં જણાવ્યું.

તેણે આશ્ચર્યપૂર્ણ નેત્રે મારી સામે જોયું અને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો.

" મને પણ એ બાબત શંકા તો ગઈ જ હતી. " તે બોલ્યો: " પરંતુ તમે મને જણાવેલા આ સમાચાર માટે હું તમારૂં અભિનંદન કરી શકતો નથી. "

તેના આ વિચિત્ર કથનથી મારૂં મન દુઃખાયું અને મને સ્હેજ ગુસ્સો પણ ચડયો.

" શું મારી પસંદગી વાજબી નથી? તે માટે અસંતુષ્ટ થવાનું તમને કશું પણ કારણ મળ્યું છે ખરૂં?" મેં પ્રશ્ન કર્યો.

" બિલકુલ નહિ." હોમ્સે જવાબ આપ્યો: " મને લાગે છે કે મીસ મોર્સ્ટનના જેવી સુશીલ અને સ્વરૂપવાન રમણી હજી સુધી મારી દૃષ્ટિએ પડી નથી. એટલુંજ નહિ પરંતુ તે આપણા ગુન્હાનો ભેદ શોધી કાઢવાના કાર્યમાં પણ મદદગાર થઇ પડે તેવી છે. તેની સાથેની વાતચીતપરથી હું જોઈ શકયો છું કે તેનામાં પણ કલ્પનાશક્તિ અને બુદ્ધિમતા છે. એક જ દાખલો લ્યો. તેણે પોતાના બાપના બધા ખતપત્રોમાંથી આગ્રાનો ખજાનો જે સ્થળે છૂપાવ્યો હતો તેનો નકશો તારવી કાઢયો હતો અને તે આપણને બતાવ્યો હતો. પરંતુ પ્રેમ એ લાગણીનો વિષય છે; અને આવા ભેદી કેસો ઉકેલવાના પ્રસંગમાં લાગણીને તાબે નહિ થતાં તદ્દન વિરક્તબુદ્ધિ રાખવી જોઇએ. જો તેમ કરવામાં ન આવે તો આપણે કદી પણ સત્ય રહસ્યનો પાર પામી શકીએ નહિ. એટલે મેં તો નિશ્ચય કર્યો છે કે મારે કદી પણ કોઇ સ્ત્રીની સાથે લગ્નગ્રંથીથી જોડાવું નહિ. જો હું કોઈ સ્ત્રીની સાથે પ્રેમમાં પડું અને તેની સાથે લગ્ન કરૂં તો મારી ખાત્રી છે કે ભવિષ્યમાં તમને રસપૂર્ણ ભેદી કેસોના વૃતાંતથી વાચકવૃન્દને આકર્ષવાની તક કદી પણ મળે નહિ."

" પરંતુ મને આશા છે કે આ લગ્નથી મારી મનઃશક્તિને કશી પણ હાની પહોંચશે નહિ. પણ તમે કંટાળી ગયેલા છો, તમારો ચહેરો નિસ્તેજ જણાય છે." મેં તેની સામે જોઇને કહ્યું.

' હા, હવે રહસ્યમય ગોપ્ય શોધી કાઢવાનું કાર્ય પૂર્ણ થયું છે. એટલે કદાચ એક અઠવાડિયું સુધી મારી આવી સ્થિતિ રહેશે."

"અતિ વિચિત્ર!" મેં કહ્યું: "તમારા જેવો સ્વભાવ બીજા મનુષ્યનો હોય તો હું તેને આળસુ જ કહું. પરંતુ વિશેષ વિચિત્ર તો એ છે કે પ્રસંગ આવતાં તમારી એ આળસ કયાંની કયાં વહી જાય છે અને તેને બદલે ચંચળતા અને ઉત્સાહ ખડાં થઈ જાય છે."

"હા, તમારૂં કહેવું ખરૂં છે." તે બોલ્યો: "હું ધારૂં તો આળસુનો પીર પણ બની શકુ છું: તેમ જ મારી ઈચ્છા થાય તો હું પળવારમાં એવો બની જાઉં કે મારા જેવો બુદ્ધિમાન્ અને ચંચળ માણસ તમને શોધ્યો પણ જડે નહિ. પરંતુ હમણાં આપણે બાર્થોલોમ્યુના ખૂનના કેસની વાત કરતા હતા. જોનાથન સ્મોલે કહ્યું હતું કે એક માણસ પાસેથી તેને પોન્ડીચેરી લોજની તમામ બાતમી મળી હતી. તે માણસનું નામ તેણે આપ્યું ન હતું. પરંતુ મેં પ્રથમથી જ જણાવેલું હતું કે પોન્ડીચેરી લોજ માંહેનું એકાદું માણસ ફૂટેલું હોવું જોઇએ. હવે મારી ખાત્રી થાય છે કે એ ફૂટેલો માણસ લાલરાવ બટલર સિવાય બીજો કોઈ પણ હોવો જોઇએ નહિ. જોન્સે ચાર જણને પકડયાં હતાં, તેમાંથી બેને છૂટાં કર્યા છે અને બેને રાખ્યાં છે. તેમાંથી એક માણસ લાલરાવ બટલર તો અમુક અંશે ગુન્હેગાર છે. અર્થાત્ એક ગુન્હેગારને તો જોન્સ આપણી મદદ કે સલાહ સિવાય પકડી શકયો છે ખરો."

"પણ, હોમ્સ! એક વાતનો મને વિચાર થયા કરે છે." હું બોલ્યો: "આ કેસમાં ખરી રીતે ગુન્હેગારોને શોધીને પકડી આપવામાં તમામ મહેનત તમે જ કરેલી છે. પરંતુ તેના પરિણામમાં મને મીસ મોર્સ્ટન મળશે અને જોન્સને કેસનો ભેદ ઉકેલવાનું તથા ગુન્હેગારને પકડવાનું માન મળશે: ત્યારે તમારે માટે શું રહ્યું?"

"બીજું કાંઈ નહિ તો આ મારી કોકેનની શીશી તો છે ને?" શેરલોક હોમ્સ હસતો હસતો બોલ્યો, અને કોકેનનો ડોઝ લેવાના ઈરાદાથી તેણે પોતાનો હસ્ત લંબાવીને કોકેનની શીશી લીધી.

**સમાપ્ત**

રસિક નવલકથામાળા.

## પુસ્તક ત્રીજું.

# ભયંકર ભેદ.

( ભાગ ૧-૨. )

મુંબઇમાં બનેલી એક સત્ય ઘટનાને આધારે લખાયેલી આ નવલકથામાં મુંબાઈમાં બનતા ભેદભર્યા ભયાનક પ્રસંગોનો આબેહૂબ ચિતાર આપવામાં આવ્યો છે. મુંબઇમાં સ્વર્ગ અને નરક બન્ને રહેલાં છે તેનો અનુભવ વાચકને થાય છે. ધોળે દિવસે ભર બજારે નિર્દોષોને લૂટતા શરીફ-બદમાસો તથા જુગારખાનાં અને હોટેલોમાં લોકોને ફસાવનારા ખૂની અને ધાડપાડુઓ સુધરેલી દુનિયામાં પણ કેવો ત્રાસ મચાવી મેલે છે તેનું હૃદયભેદક અને મનોવેધક શાબ્દિક ચિત્ર આ નવલકથામાં આલેખવામાં આવ્યું છે. તેનો પ્લોટ એટલો બધો રસિક અને હૃદયંગમ છે કે શરૂઆતથી જ તે વાચકનું અત્યંત આકર્ષણ કરે છે. એટલે પછી પૂરી કીધા સિવાય મૂકવાની ઇચ્છા થતી નથી. એક મોટા રાજ્યનો રાજકર્તા છૂપા વેશમાં મુંબઇનાં ગરીબ અને નિરાધાર લોકોનો પરોપકારવૃત્તિથી ઉદ્ધાર કરવાને માટે જે પ્રયત્ન કરે છે તે પ્રસંગ ખરેખર આનંદપ્રદ છે. પાકું સોનેરી પુંઠું, બન્ને ભાગ સાથે, ઉંચા ગ્લેઝડ કાગળ, મનોહર છપાઈ, પૃષ્ટ ૪૫૦ ઉપર, મૂલ્ય રૂ. ૩-૦-૦, રસિક નવલકથામાળાના ગ્રાહકને **પોણી કીંમતે** મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ
વઢવાણ સીટી.

રસિક નવલકથામાળા

પુસ્તક પાંચમું.

# ચાળીશ ચ્હેરાનો માણસ.

## ભેદ ભરેલી ડિટેક્ટિવ નવલકથા.

( લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ. )

લલીતપુરનો અરવિંદ નામનો બાહોશ ડિટેક્ટિવ પ્રથમ એક ભયાનક ઉઠાઉગીર હતો. પરંતુ એક યુવતીના મુખદર્શનથી તેના જીવનમાં અદ્દભુત પરિવર્તન થાય છે અને જે જનસમાજને પોતે અનેક પ્રસંગોમાં ત્રાસ આપેલો તેમને પોતાના જેવા અન્ય ભયંકર બદમાશોના ત્રાસમાંથી મુક્ત કરવાને માટે ડિટેક્ટિવના કાર્યનો સ્વીકાર કરે છે. તેણે જુદા જુદા પ્રસંગોમાં અદ્દભુત ચતુરાઈ અને હિમ્મત બતાવીને જે સહાસિકતા દર્શાવી છે તેનો મનોવેધક અને ચમત્કારિક વૃત્તાંત આ નવલકથામાં આપવામાં આવ્યો છે. આ નવલકથાનો ઉપાડ શરૂઆતથી જ અત્યંત રસિક બને છે અને વાંચકોની ચિત્તવૃત્તિને છેવટ સુધી આકર્ષી રહે છે. તેનું દરેક પ્રકરણ ભેદભરમોથી ભરપૂર છે ગુજરાતી ભાષામાં પ્રકટ થની ડિટેક્ટિવ નવલકથાઓમાં આ નવલકથાનું સ્થાન ઉપર છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા ગ્લેઝડ કાગળ, સુંદર છપાઈ, પૃષ્ટ ૪૫૦ મૂલ્ય રૂ. ૩—૦—૦ રસિક નવલકથામાળાના ગ્રાહકોને **પોણી કીંમતે મળશે.** રજીસ્ટર પોસ્ટેજ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ,

વઢવાણ સીટી.

# વિચિત્ર જગત્

(લેખક—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.)

જગત્‌ની વિચિત્રતાનો અનુભવ કરાવતી આ નવલકથામાં આગલા સમયમાં દેશી રાજ્યોમાં કેવા ગોટાળા થતા હતા, રાજકર્તાઓ પોતાનો હેતુ સિદ્ધ કરવાને કેવાં ભિષણ કૃત્યો કરતા, પતિપરાયણા સુંદરીઓ સંકટને સમયે પણ કેટલું ધૈર્ય દાખવતી, તેનો તથા મૃત્યુથી પણ નહિ ડરનારા વીર પુરૂષોની સહાસિકતાનો, નીચ અને સ્વાર્થસાધુ મનુષ્યોની કુટિલતાનો અને અંતે સત્યના વિજયનો હૃદયભેદક અને આબેહૂબ ચિતાર આપ્યો છે. આ કથાનક વાંચતાં જાણે સીનેમાના ચિત્રપટ ઉપર ખડા થતા પ્રસંગો તમે જોતા હો એવો ભાસ થાય છે. પ્રેમશૃંગાર, વીર, કરૂણા અને ભયાનક આદિ રસોનું એવું રોચક મિશ્રણ થયું છે કે હરેકને આ કથાનક અત્યંત પ્રિય થઇ પડે તેમ છે. પાકું સોનેરી પુંઠું, ઉંચા કાગળ, સુંદર છપાઇ, પૃષ્ટ લગભગ ૪૨૫. મૂલ્ય રૂ. ૩.

**રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર ખર્ચ અને પોસ્ટેજ માફ.**

પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી